# કૌતક સંગ્રહ.

રમુજી ટોચકાઓ, હાજર જવાબી, કૌતકથી ભરેલી કથાઓ, હસાહસ, કેહવતો, વગરેનો સંગ્રહ.

**ઘણાક ચીત્રો સાથે.**

**રચનાર**—જાંહાંગીર બેહરામજી મરઝબાન.

**ચોથી આવૃતી.**



મુંબઈ.

જામે જમશેદ પ્રીંટીંગ વર્કસ, બેલાર્ડ હાઉસ, મેંગલોર સ્ટ્રીટ, કોટ મધે માંણેકજી નવરોજી પ્રીંટરે છાપ્યુ છે, અને મેનેજર મી૦ જાહાંગીર મરઝબાને મેસરસ જે. બી. મરઝબાનની કુંપની માટે ઉપલાંજ મકાન મધેથી પ્રગટ કીધું છે.

રડતી સુરતો,

જેઓનો

આખો દીવસ એરંડીયાનું ગ્લાસ પીધા જેવું મોહોડું રાખ્યામાં જાય છે, અને જેઓ એવી રડતી હાલતમાં રહીને પોતાનાં આવરદા ટુંકા કરે છે તેઓને

કાંધજી માનની ધધાણી વના

વગર રજાએ

અર્પણ કર્યું છે.

## દી બા ચો.

### ૧ લી આ વૃ તી નો.



ઇરાનમાં અસલ યુનાની વૈદો એવું કરતા કે કોઈ પુરૂષ તાવ, યાને બોખારથી બીમાર હોય ત્યારે તેની આગળ એક અવીત્રા વાંદરાને બાંધતા. આ વંદરો પોતાનાં અટકચાળાથી તથા તરેહવાર ડાચાંથી બીમારને એટલો હસાવતો કે તેના જીવને ચેન થતું અને તે ઉતાવળે સાજો થતો. આ ઉપરથી સારાંશ કે જીંદગીની રાહાતને માટે ખુશ મીજાજ અને ખુલ્લા જીવની જરૂર છે. અમારા વાંચનારાઓમાંથી કોણ નથી જાણતું કે બે પાંચ દોસ્તોની સાથે બેસી હસી ખુશીથી ખાધેલું ભોજન વધારે જલદી જરપત થયા છે આપણા રોજના કારભારમાં જોવામાં આવેછે કે જે ઘણી રંગીલો, ખુશાલ અને બેફીકર હોય તે સાધારણ રીતે માતેલો અને બાવળની ગાંઠ જેવો હોયછે અને જે રડતો બડીઅલ હોય તે મડદાલ અને સુકાયલો દેખાયછે. માટે હે મીત્રો—ખુશી રેહવાગાં કાંઇ પઇસા પડતા નથી અને તે છેતાં જો આરોગયતા મળે તો તે શા માટે ન લેવી?

મારી છેલ્લી દશ વર્ષની ઉમરમાં મેં નિયમ બાંધયો હતો કે કાંઇબી કરવું અથવા કયાંબી જવું ત્યાં આંખે પાટા બાંધવા નહીં. ખરા કપડાંના પાટા નહીં પણ કલ્પીત પાટા.

ગુપચુપ બેઠા હોઇયે ત્યાં પણ આંખયો ચોગરદમ ફરવી રાખવી અને જે જોઇયે તે ભેજાંની સંદુકમાં સંગ્રી રાખવું. પછી વેળા આવવે વાત. આવી રીતે જોયલું લગાર વધી ગયું અને સેવકની મધયમ કદની પેટીમાં સમાઇ શકાયું નહીં તેથી આ ટાણું થોડુંક વેચવા કાહાડયું છે. ઘણી મુદતથી મને હોંસ હતી કે મારી શકતી મુજબ ઇગ્રેજી ઘપના દેખાવદાર પુસ્તકો એક પછી એક કાહાડવાં આ વિચારમાં મને સારૂં ઇચ્છનારા મીત્રો તરફથી ન ધારેલું ઉત્તેજન મળવાથી આ પુસ્તકથી મેં સરૂઆત કરીછે અને ઇશ્વર ઇચ્છા હશે તો કામ આગળ ચલાવી બીજું પુસ્તક જલદીથી બાહાર પાડીશ. હું કાંઇ ગ્રંથકાર હોવાનો અથવા પંડીત હોવાનો દાવો અથવા અભીમાન રાખતો નથી પણ મારેથી બને એટલું કરી ચોકસ જાતની ખુટ પુરી પાડવામાં તથા સાથે લાગી પ્રમાણીક પણેથી રોટી પેદા કરવામાં હું માન સમજુછું.

મારે પેહેલાંથી ચેતાવવું જોઇએ કે આ પુસ્તકમાં જે જે નામો આપયાં છે તે માત્ર કલ્પીત છે. તે છતાં એ જાતનું લખાણ એવું અગવડ ભરેલું છે, કે કોઇવાર ન ધારેલા સંજોગે નામ તથા બીના કોઇને આબાદ લાગુ પડીબી જાય. માટે તેવું કાંઇ હોય તો પેહેલાંથીજ ક્ષમા માગુંછું અને વિનંતી કરૂંછું કે કોઇએબી જાણીબુજીને "ટોપી પેહેડવી" નહીં.

કદાપી કોઇ દોષ દેશે કે આવા ટુચકા લખવા કરતાં કાંઇ બીજી શીલસુફીની બીના હાથમાં ધરી હોયતો પ્રજાને ફાયદો

થાત. આના ખોલાસામાં મારે જણાવવું જોઇયે કે પેહેલાં તો હું શાસ્ત્રજ્ઞ નથી, અને એવા વિષયો મારી અલ્પ શક્તીની બાહારછે અને બીજું તો આ ટુચકાઓ તદન નકામાછે એમ સમજવું નહીં. બાળકને ઓષડ ચટાડવું હોયતો માવાની લુગદીમાં વીંટાળીને ગળાવશો તો ખાઇ જશે, પણ નરૂં ઓષડ ચટાડવા જશો તો કાહાડી નાખશે. તેમજ કોરડી નરી અક્કલના વિષયો લખવા બેશયે તો પેહેલા ચાર પાના ફેરવ્યા પછી કોઇ પુસ્તક હાથમાં ધરે નહીં, પણ લગાર મરી મસાલો લગાડી મશકરીના આકારમાં શીખામણ દેખાડયે તો ગમે કે ના ગમે તોયે ઝટ કરતી ગળે ઉતરી જાય.

આ પુસ્તક રચવામાં મને કેટલીક ઘણી અગત્યની મદદ મળીછે તે આ ઠેકાણે મારે સ્વીકારવી જોઇએ. અમદાવાદમાં એક નાહાનું બેડોળ પુસ્તક છપાયલું છે. તેમાં કેટલીક બાબદો બહુ રમુજી અને છટાથી લખેલી છે. આ પુસ્તકમાંથી કેટલાંક "કૌતકો" મેં લીધાંછે પણ તેમાં તેના લખનારનું નામ છુપું હોવાથી હું આ તાણે એ નનામાં ભાઇનો ઉપકાર માનુંછું. એ ગૃહસ્થને મારી એક સુચના છે કે તેમાં કેટલીક છડેચોક ઉઘાડી બાબદો છે તે હવે પછીની આવૃતીમાં સુધારીને લખવી. મારા એક બીજા જાણીતા હિંદુ મીત્રે આ પુસ્તકની રચના સંબંધી મને ઘણી કીમતી સુચનાઓ કરી તથા કેટલાક ફકરાઓ આપયા હતા તે મારે તેઓનેજી પ્રણામ.

આ પુસ્તકમાં જે ચીત્રો આપયાં છે તે મારી મરજી મુજબનાતો નથીજ પણ આવી કીસમના હાસ્યજનક ચીત્રો બનાવનાર મને મુંબઇમાં કોઇ મળયો નહીં તેથી મારેથી બનયું એટલું મેં કીધું છે. કેટલાંક ચીત્રો મારે પોતાને હાથે ચીત્રેલાં છે અને કેટલાંક બીજાં ચીત્ર કાઢાડનારાઓ પાસે કરાવ્યાં છે માટે જે છે તે ગણીમત સમજી સુગ્ન વાંચનારાઓએ આંખ આડા કાન કરવા.



## આવૃતી ચોથી.



"કૌતક સંગ્રહ" ના પ્રકારના કોઇબી પુસ્તકની ચાર આવૃતીઓ થઇ હોય એવું મને યાદ નથી, એટલા થકી આ અસાધારણ માન "કૌતક સંગ્રહ' ને ભાગયે આવ્યું છે તે માટે હું બહુ રાજી છું. આ વારના ચીત્રો એક પારસી આરટીસ્ટે દોરયાં છે, માટે તેમાં આગળ કરતાં ઝાઝો સુધારો જોવામાં આવશે. લડાઇને લીધે મોઘાં કાગળ, મોઘી શાહી અને મોઘાં વીલાયતી પુઠાંનો દરીઆફ્ત કરશો તો એટલુંતો સમજી શકશો કે આ આવૃતી પ્રગટ કરવામાં પ્રગટ કર્તાએ કંઇ મોટા મેહેલ બાંધ્યા નથી, માત્ર વાંચક વર્ગની ચાલુ માંગણીને તૃપ્ત કરવાની હોંસ રાખી છે.

જાં. બે. મ.

૧ મેહ ૧૯૧૭.



# કૌતક સંગ્રહ.



## ખીમાભાઇની ખરીદી.

અમારા આડતીઆ નગરશેઠ ખીમાભાઇ એક દીવસ નડિયાદથી આવ્યા અને અમારી ઓફીસમાં બેઠાં બેઠ ખેમકુશળની વાતો કરયે છૈએ, એટલાંમાં સાથે આવેલા ભગલાભાઇએ કાંઇ એસારત કીધી જે ઉપરથી ખીમાભાઇ બોલ્યા :—

"ભાઇશેઠ અમારે કાંઇ ઇશટાકીનની ખરીદી કરવી છે માટે કૃપા કરી કોઈ વેપારીને તેડાવી આલશો ?"

મેં ઉત્તર દીધો "અલબતે—મોઠી ખુશી સાથે, પણ કેવી તરેહના તમોને જોઇએ છે ?"

"સારાં જાડાં જોઇએ. વળી નંબર પુનાનવને સુમારે જોઇશે."

અમારા મીત્રોનું કામ તો કરવું જોઇએ એટલે બીજે દીને બજારમાં અમારા ઉઘરાણીવાળા કાવસદારૂ લબ્ભાસને મોકલીને બેચાર વેપારીઓને તેડાવી મંગાવ્યા. તેઓએ તરેહવાર

જાતના પાકીટો ખોલ્યાં અને નમુનાઓ દેખાડયા. ભગલાભાઇએ તાંણી જોયાં અને ખીમાભાઇએતો એકાદ બે જોડા પોતાના લગાર મેલા પગ ઉપર ચઢાવી પણ જોયાં.

એક જોડી ચુંથી ચબડીને મેલી અખંતર કરીને પછી ખીમાભાઇ બોલ્યા "ના ભાઇશેઠ—આતો નોહના પડે—ને આનો રંગ લગરીક સાંવળો છે" ઇત્યાદી ઇત્યાદી રીતે માલ પસંદ ન આવ્યો. આખરે અમારા મીત્ર એદલજી દલાલ જેઓ આ સઘળું બેઠાં બેઠાં જોયા કરતા હતા તેઓ બોલ્યા: "કાંઇ ઉતાવલ ના કરો શેઠજી. હું બીજા બે ચાર મોટા વેપારીઓને તેડી લાવીશ—તેઓ પાસ બહુ સારો માલ છે."

આમ કહી એદલજી લાગલા ઉઠયા અને જકરીઆ બજારમાં એક વેપારીને ત્યાં જઇ, સેંકડે સાડા બાર ટકાની 'ચાંસ'નકી કરી તેને વીકટોરીઆ ગાડીમાં લઇ આવ્યા. આખરે માલ પસંદ આવ્યો—"આ ઠીક છે–ના, તેથી આ સારાં છે" આમ રકજીક કરતાં નજદીક બે કલાક ગયા કેડે એક નમુનો પસંદ કરી ભાવ ઠરાવ્યો. ભાવ ઠરાવતાં લગભગ બપોર થવા આવ્યા અને સઘળું નક્કી થયું. પછી ખીમાભાઇ બોલ્યા "ચાલો ભાઇ—પીડા પતી—જો ભાઇ કાંઇ કાપીકુપી લેવું નહી હો—સારીએ મારી ભાવ, કયમ ?"

"હા શેઠ હા—લે બોલો કેટલી પેટી લખું."

"ઠીક ત્યારે, સારી જેવી બે જોડી કાઢી આલો."

વેપારી તગર તગર મોહોડું જોવા લાગ્યો "બે જોડી!"

"તો ભાઇશાબ, અમારે બીજાં વળી કેટલાંક જોઇએ? એક જોડી મારે જોઈએ છે ને એક નગરશેઠ નાગરદાશભાઇએ મંગાવી છે."

મારા કાકાને આ અરસામાં એકાએક ઠાંસો થઇ આવ્યો તેથી બારી બાહાર ડોકું કાહાડી ઉભા—મને કાંઇ પેટમાં ચુક પકડી આવ્યો તેથી કોલાંગવાટર પીવા માળા ઉપર દોડી ગયો. એદલજી દલાલને કાંઇ કામ યાદ આવ્યાથી છતરી બગે મારી ચાલ્યા અને વેપારી ગાંસડા બાંધતાં બોલ્યો "શેઠો જરા થોભો, હું હવડાં એથીએ સસતાં ને સારાં લઇને આવું છું."



## તું શેર તો હું નવટાંક ઉપર.

બે સુર્તી ખલાસીઓ પી. એ. કુાં૦ ની આગબોટના તુટક ઉપર કામ કરતાં કરતાં એકબીજા સાથ ગપ્પાં મારે છે. એક કેહ- "ઉં તેંતાળીના હાલમાં ચીન ગએલો, તારે તારા હમ, ચીના- ઓને જોયલા કે જારે પગ દુખી આવેની તારે હહરીના ગાઉના ગાઉ હાથે ચાલે ને પગ તો આહમાન પર ઉંચે."

આ સાંભળી બીજાએ જવાબ દીધો "અરે તેમાં હું મોટી વાત!—ઉં પાંત્રીના ફાગણમેં વાહણુપર હભછાણુ ગયલો તારે છમુદરમેં કાંઇ મચ્છર તો મચ્છઅઅર! કે એક રાતના વાહા- ણુના બધા કલતાનના હર ખાઇ ગયલા ને બાકી નરા ડોલ રહી ગયલા."

બીજાએ જોયું કે આ ગપ્પીદાશે તો હદ કીધી તેથી ડોકું ધુનાવી બોલ્યો "હા ભાઇ એવે—એવે—તું હાચું કેહ—કેમજે તેજ ટાંણે હું જારે આદન આએવો તારે રછતામાં છે તે મસ્છર મએલાં તે બધાના દીલપર કલતાનના ડગલા ને હુરવાલ ઉતાં!"



## સોખને સાન નહીં, નફ્ટને નાક નહીં.

એક મસ્તાન પુરૂષને ન્યાયધીશ આગળ કાંઇ અપ્રાધ સારૂં ઉભો કરવામાં આવ્યો. માજીસ્ત્રેટ સાહેબ લગાર મીજાજના ખાવેલા હતા તેથી તોરમાંજ પુછ્યું—

"કોણ છે રે?"

બંધવાએ તેવીજ અક્કડમાં જવાબ દીધો "તારો બાપ."

માજીસ્ત્રેટે ડોળા કાઢી બંધવા તરફ જોયું અને આવી બેઅદબીનું ક્રોધથી કારણ પુછ્યું. બંધવો બોલ્યો—

"કદાચ મારી ચુક પડી હશે—પણ તમારા કાનોથી હું ઠગાયો. મારાં સગળાં છૈયાંને લાંબા કાન હતા. ત્રણ ચીજોને લાંબા કાન હોય છે. એકતો મારાં છોકરાંને—બીજું સસલાંને અને ત્રીજું ગદ્ધાને. તમો સસલાં તો હોવ નહીં; મારા દીકરા થવાની તમે ના પાડો છો ત્યારે બાકી તમે—

માજીસ્ત્રેટે ઉંછ બંધવાને અટકાવ્યો અને ભારી ગુસ્સાથી ચોબદારોને હુકમ કીધો કે એ બદમાશને લઇ જઈ સખ્ત સજા

કરે. બંધવાને ચોબદારો ઘસડી જતા હતા તેટલાં જતાં જતાં તે બોલ્યો—"તમુને ભુકતાં સાંભળી મારી પક્કી ખાત્રી થઇ ખુદાવંદ કે તમે મારા છોકરા નથીજ."



## નકટા જોગીની જમાત.

ધનજીકાકા જેની ચાર બાયડીઓ મરણ પામી હતી તેવણુ ઘરડેઘડપણુ પાંચમી કરી લાવ્યા. આ નવી બાયડીના આગળા ચાર ધણી મરણ પામેલા હતા અને ધનજીકાકા સાથ પાંચમી વાર દાના પાડી આવી હતી. ધનજીકાકાના દોસ્તોએ એક દીવસ મશ્કરી કરી કાકાને પુછ્યું કે "કાકા હવે ગુરા ગેપ થઇ ગયા ને મસાન કાંઠે જવાના થયા ત્યારે વળી એ શું કૌતક લઇ આવ્યા?"

ધનજીકાકા હસીને બોલ્યા "ભાઇ, દુન્યાંમાં આવ્યા તો કાંઇ નવું જુનું જોઇએ તો ખરા. આ રાંડનો પેહલો માટી નાહાશી ગયો. બીજાએ ફાંસી ખાઇ આપઘાત કીધો—ત્રીજો રીબાઇને મુઓ ને ચોથો બટંબે ગયો. વળી મારી પેહલી બાયડી મારે હાથની કોદરી ઝીલી ઝીલીને મારગ લાગી—બીજી વહીતરૂં કરીને બહીથી મુઇ ત્રીજી સાથ મેં છુટાછેડા કીધા અને ચોથીએ કુવો પુરયો. હવે જોઇએ તો ખરા કે શું બને છે અને ઇશ્વર કોણુને યારી આપે છે."



## અ ક ગ રા મે હ તા જી.

નીછાભાઇ મેહતાજી અફીમની ગોટી ચઢાવી બેઠા હતા તેટલાં સોહેલુ નીશાળે મોડો આવ્યો તેને મેહતાજીએ તોબીમાંથી પકડી પુછયું "ક્યમ અલ્યા અઠબોડ—આજે એવડો મોડો ક્યાંથી આવ્યો—હેં ?"

સોહેલુ રડીને બોલ્યો "મેહતાજી સાહેબ મારી કાકી મરી ગેઇ તેથી જરા અબવારૂં થયું."

મેહતાજી કેહ "ઠીકસે—પણ હવેથી તારી કાકી મરી જાય ત્યારે મોડું કરતો રખે હો."

"નહીં સાહેબ, હું ઘર જઇ કાકીઓને કહીશ કે મરવું હોય તો જલદી મરો કેમકે મારે નીશાળે જવાનું મોડું થાય છે અને મહેતાજી વઢે છે."



## આંધળાના ગામમાં કાણો રાજા.

પારડી ગામમાં મુંબઇથી એક નવો પોસ્ટ માસ્તર આવ્યો તે પત્રાજી દેખાડવા ગરીબ ગામડીઆઓ ઉપર ઘણુંાજ જુલમ કરે. એક દાહાડે એક શેહતાન ગામડીઓ પાંચ રૂપીઆની ટપાલની તીકીટો લેવા તેની કને ગયો અને રૂપીઆ પાંચની નોટ તેની આગળ મુકી. પોસ્ટ માસ્તરે નોટ બીજાજમાં ફેંકી

દીધી અને બોલ્યો "કેમરે—તને ખબર નથી કે ગામડાંમાં નોટ લેવાનો સરકારનો ધારો નથી?"

"ત્યારે છાબ હું લેવાનો ધારોછે?"

"જા જા—રોકડા લઇ આવ."

ગામડીઓ ફફડીને ગયો અને રૂપીઆ પાંચનો નરો ત્રાંબાંનો ખુરદો પોતાના પોતીઆમાં ભરીને લઇ આવ્યો અને પોસ્ટ માસતર આગળ ત્રાંબાંનો ઢગલો હડસેલી બોલ્યો "લ્યો ભાય—હવે રોકડા લ્યો ને તીકટો આલો."

"છટ છટ—એટલાંબધાં દોહોડીઆં લેવાનોબી હુકમ નથી. બે આનાની તીકીટ લે તેનાજ દોહોડીઆં લેવાય—બાકી રૂપાંનાણું લેવાનો કાયદોછે."

"હેં કે બાપજી!" એમ કહી ખુરદો પાછો પોતીઆમાં ભર્યો અને આઠ દોહોડીઆં આગળ મુકી બોલ્યો "છાબ બે આનાની તીકટ આલો."

માસતરે દોહોડીઆં લીધાં અને તીકીટો તુચ્છકારથી ગામડીઆના આંગપર ફેંકી. તીકીટો ઊંચી કરી ગામડીઆએ બીજાં આઠ દોહોડીઆં આગળ મેલ્યાં "છાબ બે આનાની તીકટ આલો."

માસતર હુશીયારી દેખાડવાતો ગયા પણ સમજી ગયા કે આતો કાન કાપે તેવોછે તેથી દમામમાજ કહ્યું "કોણજાણે કયાંથી એવી પીડા આવેછ—લાવ જોઇએ કેટલાં દોહોડીઆંછે?"

"તો લ્યો ને બાપજી—હુ તો કેવારનો માથાફોડ કરૂંછું."

એમ કહી રૂપીઆ પાંચનો સઘળો ખુરદો આગળ મેલી તીકીટો લઇ ચાલતો થયો. એક ગલી વટાવી ગામડીઓ હસીને પોતાના મન સાથ કહેછે "મારો રાંડનો લાએરીતો હત્તર ખાંડી કરે, પણ પનર તીકટ હુંએ તફડાવી ને બાર દાહાડીઆં ખોટાં ઢકેલાં તેનીતો આંધળાને ફામે નહી મળે!"



## શરમ નહીં સંખાણી, ને હાથે અવડ આણી.

અરે યારો ખોદાએ મારી સઘળી ખુબીઓ સાથે એક ઘણીજ એબલગામણી ખામી મુકીછે. હું એટલો તો શરમાળછું કે મર્દોની મીજલસમાં મારા તાંટીઆ ધ્રુજેછે અને ઓરતો—નેકબખ્ત બાનુઓની હજુરમાં મરઘીની માંજર જેવો મારો ચેહરો લાલ કીરમજી થઈ જાયછે. આ મારી નબળાઇને લીધે હું કોઇ મીજલસમાં કે સાદીરામસનીમાં જતો ન હતો, પણ એકવાર ઘણી ઓાજરખવાહીને લીધે ઇજન કબુલ કીધું. જમવા જવાના દીવસની અગાઉ હું મારા ઓરડાનુ બારણું. અંદરથી બંધ કરી કેમ હસવું, કેમ ચાલવું, કેમ ખાવું તેના "રીહરસલો" ખાનગી રીતે કરતો હતો, અને કેવો લાગુંછું તે તપાસી જોવા એક સાંમે મોટી આરસી મુકી રાખી હતી. મને લાગયું કે હવે મારામાં કશી ખામી નથી તેથી હીમ્મત પકડી જમણુંને દાહાડે હું જમશેદજી ખાનસાહેબને ત્યાં ગયો—પણ

અફસોસ–કરમમાં લખેલું હોય તે કયાં જાય! દાદર ઉપર ચઢતાં ગુઠણ એકક સાથે અઠડવા લાગયાં અને ભપકામાં ચઢવા જતાં અંધારાંમાં ફાંડીઉ ચુકયો અને તાપનો ગોળો છુટે તેવો આવાજ થતાં સઘળાં દોડી આવ્યાં અને "વાગું કે—પાણી લાઉં–જરા બેસો બેસો—એમ શું થયું" વગેરે દીલાસાના સખુનોથી ધીરજ આવવાને બદલે સામો હું ભભરાઇ ગયો. 'કાંઇ નહીં, કાંઇ નહીં" બોલતો, અકરાયલો ધભરાયલો, હું દેવાનખાનામાં ચાલ્યો કે લાગલો જઇ બેસી જાઉં. ઘસારામાં જતાંજ હું સોફા ઉપર જઇ બેઠો પણ તોબા અલાહી! જમશેદજીના ધણીયાણી બોલી ઉઠયાં "બા–બા–જરા હંઇથી ઉઠીને એણીમેર બેસો મારી સારી ઘડી કરી હંઇ દાબેલી છે. એકતો સારી મુકેલી ને તેમા વળી નાપાકની જણી ટાંકણી ખોસેલી એટલે—પણ વધારે બોલવાની જરૂર નથી.

હવે જેમ તેમ બેઠાતો ખરા ને તાણી તોડીને વાત ચલાવી એટલાંમાં જમશેદજીના દીકરી મીઠાંમાય ઉઠીને મારે સારૂ "આલબમ" જોવા લઇ આવ્યાં. હું મનમાં વીચાર કરવા લાગ્યો કે કમબખતી, હવે કેમ થશે. હાથતો થરથર ધ્રુજે તેમાં વળી મોહોકાનના સમાચાર એમ [illegible] કે મીઠાંમાય "આલબમ" લખવાની ટેબલ ઉપર મુકીને મારી પાસે [illegible] ઉઠલાવવા લાગ્યાં. પવનથી પાના ઉડલાઇ જતાં હતાં તે અટકાવવા હું હુશીયારી દેખાડવા ગયો તેવામાં મારી કોણી શાહીના ખડીયાને લાગી અને ખડીયો ઉડલાઇ આલબમના પાના ઉપર છબરડો કરી નાખ્યો. સઘળાંએ એક સાદે બોલવા લગ્યાં "કાંઇ નહીં,

કાંઇ નહી" પણ મારી આંખેતો ટચકરાં આવી ગયાં કેમકે શાહી ટપકાઇને નીચે ગાલીચા ઉપર પડતી હતી—કાંઇ સુજ નહીં પડયું તેથી ધભરાટનો મારીઓ ગજવામાંથી રૂમાલ કાહાડી આલબમનું પાનું તથા ગાલીચો લુછવા ફું પડી ગયો અને શાહીનું ધાબું જે આગળ છ તસુ સમચોરસ હતું તે બરાબર છ ગજ મોટું કીધું.



## પ્રકરણ ૨.

હવે હીઆંતો જેમ તેમ વખત કાહાડયો પણ કરમની કહાની હજુ ખલાસ થઇ નો હતી. સઘળાંઓ જમવા ઉઠયાં અને જમવાની મેજપર ગયાં. ભોગ મારાં કે જમશેદજી શેઠ મને પોતાની બે હસમુખી દીકરીઓની વચમાં બેસાડયો. એકતો અકરાયલો તેમાં વળી આ નવી મોહકાનથી મારૂં ધક ચકભમ થયલું હતું. કોબીચના ગોસતની ખખળતી રકાબી મારી પાસે હતી, તે કોઇએ માગવાથી હું લાયકી કરવા ગયો. પણ કોણ જાણે શું બલાગત લાગી કે રકાબી વાંકી થવાથી ગોસત સરર–ક દેતું સરીને મારા ખોળામાં પડયું! જાંગતો જાણે બળીને કોલસો થઇ ગઇ પણ 'કાંદો ખાઇને મોહ કોણને સુંઘાડવા જઇએ?" તેવી કહેવત પ્રમાણે દમ મારીને બેસી રહયો. પછવાડે ચાકરો [illegible]માં ડુચા મારીને જેમ તેમ પોતાનું હસવુ અટકાવતા હતા. અલબતે આ વખતે મારી કંગાલ હાલતનો પુરેપુરો ખ્યાલ વાંચનારને તો કયાંથીજ આવે? પણ હવે શું થયું તે જુઓ.

પુડીંગ આવ્યું તે ચમચામાં લઇ વગર વીચારે મોહડામાં ધકેલી દીધું. તો બાપજી! એવું ગરમ આતસ કે મારા તો ડોળા બહાર નીકળી આવ્યા ને આંખમાંથી આંસુની ધાર છુટી. તાબડતોબ મેં પુડીંગનો ચાવેલો લુગદો ડપ કરતો રકાબીમાં કાઢયો. સૌ મારી દયા ખાવા લાગ્યાં. કોઈ કહે "જરા ઘી લગાડો."—બીજો કહે "પાણીનો કોગળો કરો." પણ જમશેદજીએ ભલામણ કીધી કે "સરકાનો કોગળો કીધાથી આગ નરમ પડશે." મેં હા પાડવાથી એક ચાકર ગલાસમાં સરકો લાવ્યો પણ કોણજાણે ચુકથી કે જાણીજોઇને મારી મશ્કરી કરવા સારૂં તે સરકો નહી પણ કાચો બ્રાંડી હતો. જેવું ગ્લાસ મોંહડામાં આલ્યું કે ડાઝેલી જીભથી ખમાઇ શકાયું નહીં. મેં મારો હાથ મોંહડાં ઉપર ધાંકયો ખરો પણ અભાગીઓ બ્રાંડી આંગલાની વચ્ચારેમાંથી છરક દઇને ઉડી ફુવારાની પેઠે સઘળી ખાણાની રકાબીમાં પડયો. ઓરડામાં હસા હસ થઇ ગઇ. જમશેદજીએ ચાકરોને ધમકાવ્યા. તેમના ધણીયાણીએ છોક-રીઓ ઉપર ડોળા કહાડયા, પણ ફોકટ. હુંજ અડગરો મુએલો તેમાં કોઇનો શું વાંક? થોરામાં ભોરૂં વળી મેં ખરડાયલું મોહડું નુંછવા ગજવામાંથી પેલા નાંમાકીત રૂમાલ તાણી કાહાડયો અને વગર વીચારે મોહડું નુછયું કે લાગલી સઘળી શાહી મારાં મોહડાંપર લાગી ચેહરો જાણે આફ્રીકાના નકસા જેવો થઇ ગયો!

હઇઆં હદ થઇ ગઇ. જમશેદજીથીબી વધારે દકાયું નહીં, તેથી તેવણ પણ હસવા લાગ્યા અને હું દીવાનો જેવો થઇ ખુરસી પરથી ઉઠી એકદમ ઘરમાંથા બહાર નાઠો અને મારા

ઓરડામાં જઇ અંદરથી બારણું બંધ કરી ખુબ તરેહથી રડયો. એ દીવસથી મેં બહાર જમવા જવાનું અથવા મીજલસમાં સામેલ થવાનું મુકી દીધું છે, અને જેઓ શરમાળ હોય તેઓને પણ એમજ કરવાની ભલામણ કરૂં છું.



## ઓણ મરે સાસુ તો પોર આવે આંસુ.

બજારગેટમાં ભીખા નારણજી નામે વાણીઓ ગાંધીની દુકાન રાખતો હતો. તેની બાયડી પાંચ વરસ થયાં મરવા સુતી હતી પણ દેહ છોડતી નહોતી. ફકીર, બ્રાહમણ, દોરા, ચીઠી, સઘળું કરી છુટયા પણ ભીખાભાઇનું કાંઇ વલ્યું નહીં. આખરે થાકયો ત્યારે મનથી વીચાર કરે છે કે "રાંડની મરે કે જીવે પણ હવેતો કાંઇ કરીશું" આમ નક્કી કરી સાંજરે ઘર આવ્યો અને માંદી બાયડીના ખાટલા કને બેસી દયામણું મોંહ કરી બોલ્યો "અલી, આજ કેમ સે ?"

"અંહહહ—કેમના ત્યમ. કાંઇ હારૂં હુજતું નહીં. ઓઇ ઓઇ ઓઇ."

"તો જો અલી, હવે તો આ પૃથ્વીમાં તારા દી ટુંકા હો. આજ લગી મેં તને ઠગી નથી અને હવે મરવા ટાણે કેમ કરી ઠગું ? મારે ગોમથી પટેલની સોડી જમની આવીસે, તેમાં

બહુ જીવ ભરાણોસે, ને આંહલોએ કરવા નકી કરયુંસે. પોઠી માત્ર તારા દેવલોક થવાનીસે. મેં જાણ્યું કે તને કહું તો હારૂં."

આ સાંભળી અલી છલાંગ મારીને ખાટલી પરથી ઉઠીને બે હાથની છાપડ ભીખાના બરડાપર મારી બોલી, "મેર મુવા પીત્યા, તારી ઝમની નરકે ઝાય. તારે કાજે ને એ રાંડને કાજે કાંઈ હું મને મારી નાખવા નીકલ્યોસે. મને મરતાં ઘણી વારસે" આમ કહી ચણ્યો કકડાવી બાંધી ઘરનું કામ કરવા ચાલી. સારાંસ—અલી હજુ સારી હાલતમાં જીવેછે.

---

## હસતાં હસતાંમાં સસ્તાં લગન.

એક વકીલની હાફીસમાં એક ખુબસુરત છોડી એકવાર આવી અને બોલી "સાહેબ, એક અગત્યની બાબદ વીશે તમારી સલાહ પુછવા હું આવીછું." વકીલે ડોકું ધુનાવ્યાથી તે બોલી કે "મારે એક ગ્રહસ્થ સાથ તેની મરજી ઉપ્રાંત લગન કરવાં છે માટે કેમ કરવું?" વકીલે થોડી પલ વીચાર કરી જવાબ દીધો "આપણા કાયદા પ્રમાણે ઘણું સેહલું છે. જે ધણી સાથ તમે પરણવા માગતાં હો તેની સાથે તમોએ ત્રણવાર એખલા બેસવું અને પછી જડજ આગલ તે વાત સપત ઉપર કહેવી."

સ્ત્રી બોલી "બસ એટલું જ?"

"હા બાઇ સાહેબ, પણ ચોકસી રાખવી કે તે ધણી સાથે તમે દર વખતે પાપા કલાક એખલાં બેઠાં હતાં એવું પુરવાર કરનારા સાક્ષીઓ જોઇએ."

"વારૂજી, આ કામમાં હું તમને મારા વકીલ કરશ." એમ કહી તે સ્ત્રી ત્યાંથી ગઇ. થોડા દીવસ પછી તે વકીલને ત્યાં પાછી આવી. વકીલ તેને આદરસત્કારથી પોતાની હાફીસમાં બેસાડી ઉલટથી પુછવા લાગ્યો "કેમ બાઇ, તમારૂં કામ કેમ ચાલે છે ?"

"ઓહ ઘણુંજ સરસ, આજેજ હું તેની સાથે અરધો કલાક બેઠી હતી અને ચાર સાક્ષીઓએ તે જોયું છે.'

"ઠીક, ઠીક, એમજ એકવાર ફરીથી થયું એટલે તમારૂં કામ પાર. પણ ફરીથી તમે મને મલવા આવો ત્યારે તે નસીબવાન ગ્રહસ્થનું નામ મને કહેજો."

"જરૂર" એમ કહી વળી પાછી સ્ત્રી ત્યાંથી ગઇ. પંદરેક દહાડા પછી વળી પાછી આવી અને ઝડપથી વકીલના ઓરડામાં પેસી હાંફવા લાગી અને બોલી "ઝડપમાં ચાલી આવતાં મારો જીવ બગડી આવ્યો છે."

વકીલ લાગલો ઉઠયો અને બાઇ આગળ જઇ સુંઘવાન શીશી નાક આગળ ધરી બોલ્યો "લ્યો લ્યો, આ જરા સુંઘો હવડાં જીવ હોશીયાર થઇ જશે" વકીલે શીશી નાક આગળ ધરીછે તેટલાં કોઇએ બારણું ઉંઘાડી જરા જોઇ બારણું પાછું વાંકું કીધું. સ્ત્રી બોલી "ઘણો ઉપકાર થયો.

હવે હું સારીપેઠે છું" વકીલ હસીને બોલ્યો "હવે મને તમારા નસીબવાન ધણીનું નામ કહોની."

"તમે જાણવાને ઘણા ઇંતેજાર છો?"

અલબત."

"ત્યારે તો તે ધણી તમેજ. હું ત્રણ વાર એબલી તમારા સાથે બેઠી, ત્રણેવાર તમોએ મારા સાથ લાડ કીધો અને એ સઘળી વખ્ત ચાર ચાર શાક્ષીઓ મેં નીચે ઉભા રાખેલા છે."

વકીલે જોયું કે આપણી ફાંસમાં આપણેજ ફસાણા અને વળી છોકરી રૂપાલી હતી એટલે એમણીને એમણી આપસે આઇ તો બીસમીલ્લા!

---

## ચરિત્રો.

મુંબઇનો એક એસ્કો એકવાર નારગોળ ગયલો હતો. ત્યાં ફરતાં ફરતાં એક ગામડીઆની ઠેકડી કરવા માંડી. તેને કેહે "એઇ હુંઇ આવ—જો એક ઘણુંજ સાબુત જુઠું બોલે તો પાવલી આપું."

ગામડીઆએ હાથ જોડી જવાબ દીધો—"સાહેબ તમે ઘણા અકલમંદ માણસ છો!"

---

## મ્યુનીસીપાલ વોટર.

કાસમ ભઠીઆરાને કોઇએ સમજાવ્યું કે જે ઘણી વરસ દહાડે ત્રીસ રૂપીઆ કર ભરતો હોય તેને એક મત આપવાનો હક છે. આથી કાસમ પોતાને ઘણુંજ અગત્યનું માણસ સમજવા લાગ્યો અને મનમાં ઠરાવ્યું કે ભીંડીબજાર તરફથી ડાકટર આબાસ કારપોરેશનને માટે ઉમેદવાર છે તે આપણને કોઇ વાર સલામબી કરતો નથી માટે મત આપવાને દહાડે જરા આપણુબી દમ કરશું. બરેજ, બીજે દહાડે ડાકટર હસ્તે ચેહેરે કાસમની દુકાન ઉપર આવ્યા અને તેના ખરડેલા હાથ સાથ "શેકહાંડ" કીધી. કાસમે તરેહવાર ભપકાના ડાચાં કીધાં અને ખંખાર મારી બોલ્યા "અંહંહં—કેમ ડાકટર સાહેબ, આજે કાંઇ એણીમેર નીકળી પડયા—અંહંહં—હેંહેંહે—કાંઇ મતલબ હશે સાહેબ—બેશો; મીજાઝ કેમ છે?" ઇસાદી સવાલોથી પોતાનો ટેક દેખાડવા લાગ્યો. આથી ડાકટરનું પાકી આવ્યું અને જો કે ખરેખર વોટ મેલવવા તો આવ્યોજ હતો તોએ વીચાર કીધો કે કાંઇ નહીં એક વોટ જાય તો જાય પણ એનો મરડાટ તોડવો જોઇએ, તેથી બોલ્યો "નહીરે કાસમ, હું તો ફકટ એટલુંજ કેહવા આવ્યો હતો કે તારા પગ ઘણા મેલા છે તે જરા ધોઇને બેસે તો સારૂં કેમકે આવતાં જતાં લોકોમાં ખરાબ લાગે છે!!"

## ગામડીયો ધનજી.

એકવાર ગામડીયો ધનજી હાથમાં પોણા ગજની બરૂ લઇ કાંઇ લખવા બેઠો તેને જોઇ કોઇએ પુછ્યું કે-એ શું કરેછે? જવાબ દીધો "કે મારી મા બેહરીછે તેને કાગજ લખુંછું તે મોટા દસકતથી લખું છું કે બરોબર સાંભળે."



## મારૂં નામ માગતો, તારી અક્કલ પર લાગે આગ.

એકવાર એક દેહકાની જગાત ભર્યા વગર થોડીક તાડી ચોરી લાવ્યો. તેને ફોઝદાર પાસે ઉભો કરવામાં આવ્યો, ત્યારે નીચે પ્રમાણે વાતચીત થઇ.

"તારૂં નામ શું રે?"

"મારૂ નામ કરહન, છાબ."

"કરસન કેવો?"

"કરહન કેવરો નહીં—ખાલી કરહન—એખલો કરહન."

"અરે પણ તારૂં આખ્ખું નામ શું?"

"આખ્ખું નામ કરહન—અરધું નામબી કરહન—પોણું નામબી કરહન—બઉ કરહન—"

"અય અહમક—વારૂં તારા શેઠનું નામ શું?"

"હેઠ ની મળે—બેઠ બીની મળે, બઉ ડાહો કરહન."

"સત્યાનાશ ગયા, તારા બાપનું નામ શું?"

"બાપે ની મળે ને માએ ની મળે—કોઇ તાણુ હતાંજ નહીં છાબ—ખાલી કરહન હીવા બીજું કોઓઓઇ નહીં."

"વારૂં, કાંઇ ભાઈ બેહન છે કની?"

"ના છાબ—કાંઇ નહી—ભાય નહીં—બેહન નહીં—મા નહીં—બાપ નહીં—હેઠ નહીં—હેઠાણી નહીં—કોઇ—કોઓઇ—કોઓઓઓઇ—નહીં. બઉ એખલો કરહન. કરહનને જોયલો એટલે આખી ધરથી જોયલી માબાપ."

ફોજદાર સાહેબ આ શરૂઆતથીજ ધાભરા પડયા ને ત્યાંથીજ કાસળ કાઢી.



## દાઝયા ઉપર ડાંમ.

ગ્રાંટ મેડીકલ કાલેજમાં થોડાંક વર્ષ ઉપર વિદ્યાર્થીઓની પરીક્ષા ચાલતી હતી તે વેળા રૂસતમજી મંગા નામના ઉમેદવારને પરીક્ષકે પ્રશ્ન કીધો કે "અગર એકાદ શખ્સ બારીએથી ટીંગાતાં અચાનક પચાસેક ફીટની ઉંચાઇથી પડી જાય અને તેની ખોપરી ફાટે અને તમને ડાકટર તરીકે બોલાવે તો શું કરો?"

રૂસતમજીએ હુશીયારીથી ઝડપમાં જવાબ દીધો—"હું તુરત નસાખાનામાં જોડવાળાઓને તેડવા મોકલું અને પડી જનારના પેશીઓને ધમકાઉં કે ફરીથી કોઇને બારીએથી ટીંગાવા દે નહીં!"

## તનદરોરતી.

યાદ રાખજો કે જે ધણી ધણી "તનદરોસ્તીઓ" ખાનાની મીજલસમાં ચાહે તેની તનદરોસ્તી સર્વેથી ટુંકી.



## કાણું ઘોડું ને ફેડ કણું.

એક શખ્સ પાસે એક ઘોડો હતો જેને આડું અવળું બચ-કલું ભરવાની ટેવ હતી. ખાનગી સાટ્ઠાંથી તેને વેચવાની ધણીએ તજવીજ ફોકટ જવાથી આખરે તેને હરરાજીમાં વેચવા કાહા-ડયો અને જાહેર ખબર આપી કે—

"ફલાણા ફલાણાનો ઘોડો, હજાર એબથી ભરેલો છે, તપાશીને લેવો, લીલાંહથી જેમ જાય તેમ વેચી નાખવામાં આવશે."

લોકોએ આ જાહેર ખબર વાંચીને ઠેકડી કીધી અને વીચાર કીધો કે વળી એબનો ઘોડો હોય તે કોઇ એમ જાણી જોઇને છપાવતું હશે. હરરાજીને દાહાડે તેની રૂ ૪૦૦) કીમત થઇ ત્યારે ધણી મનમાં વીચારવા લાગયો કે પછવાડેથી કાંઇબી વરવાંધો ન પડે એવી કાંઇ યુક્તી લગાડવી જોઇએ. છેલી "આફર" જેની હતી તેના તરફ ફરીને બોલ્યો "જો ભાઇ એ લાત મારે છે."

"કાંઇ નહીં બાપુ, તે હમે જોઇ લઇશુ."

"જો બાપા એ આંધળોછે."

"સારૂં—સારૂં—પ્રમેશ્વરે મને આંખ આપેલીછે."
"તારે તો ઠીક, પણ એ કરડેછે."

"હા—હવે તો એ સુઈબી જશે. નહીં તો ઉંધે મસ્તક ચાલશેબી. જે છે તે એ."

એમ કહી ઘોડો તો ઘણાક શાક્ષીઓની હજુરમાં ઠોકાયો જેવો તે પોતાની નવી ખરીદીને પસવારવા જાયછે તેવુંજ લાયકીવાળા ઘોડાએ એક બાચકું શેઠના જાંગના ઠાપામાં ભર્યું. "ઓ—ઓ—ઓ—બાપરે" કરી ચીશ પાડી નવા ધણીએ કીલીઆન કરી મુકયું અને તેજ ઘડી ઘોડાને પાંજરાપોલ મોકલાવી દીધો.



## અકકલનો નમુનો.

બે અક્કલના નમુનાઓ એક ઇંગ્રેજી દુકાન ઉપર ટોપીઓ ખરીદવા ગયા. દુકાનદારે એક ટોપી દેખાડી તેના તાલકમાં નાહાની આરસી જડેલી હતી. આ જોઇ એકે પુછયું—"તાલકમાં આરસી જડવાની મતલબ શી હશે?" બીજાએ ઉત્તર દીધો—"અરે મુર્ખા એટલું સમજતો નથી ? વળી શું કરવા, ટોપી પેહડીને કેવો લાગું છું તે મોહડું જોવા !"



## ઝેરી જડબાં.

સોનાબાઇ કજીઆખોરની વાણી ઘણીજ કડવી અને વાંકાબોલી હતી. તે એક દી એકાએક મરણ પામી ત્યારે તેણીના પાંથરણા ઉપર વાત ચાલી કે તેણીને કસાનું ઝેર ચહડી ગયું હતું. આ સાંભળી એક બાઇ બોલી ઉઠી "એમ છે ? ત્યારે તો મરનારથી પોતાનીજ જીભ કરડઇ ગયલી હશે."

---

## મક્કરની તટી..

મેહમના ફરંગી બાસતાંઉંને દારૂની ઘણીજ લત હતી પણ પૈસા મળે નહીં એટલે ઢોંગ કરવા માંડયો કે ચાલતો મુંબઇ આવે અને વસ્તીવાળા ભાગમાં ભમરી ખાઇ રસ્તાની વચ્ચોવચમાં પડી જાય. વળી તેણે પોતાને ગળે એક કાગજ બાંધ્યું હતું કે "મને ફેફરૂં આવવાની ટેવ છે માટે કંઇ બીજુ કરશો ના પણ ખોદા ને ખાતર ગરમ પાણી અને બ્રાંડી મારાં ગળાંમાં જેમ તેમ ઉતારજો."

નિરદોષ બચારાં લોક દયા ખાઇ તેને જલદી જલદી બ્રાંડી પાતાં અને બાસતાંઉં કાકા એ પ્રમાણે રોજ મુફતમાં ટેં થઇને ઘેર શીધારતા.

## પીડા તો પગે વળગી

હમાયડોસાં હમેશાં ડાકટર આગળ કાંઇને કાંઇ પોતાનાં દેહની ફર્યાદ કરતાં હતાં. "ડાકટર, આજે તો ચાર પેટ દુખીને આયાં ને કાલે રાતના વાઇ થઇ આવીતી, ને સહવારના પીતનું જોર એવું થયું કે જાણે કલેજું ઉથલાઇને નીકરી પરે." ઇત્યાદી—ડાકટર હમેશતો મુંગે મોહડે સાંભળે અને મુછમાં હસીને અખાડા કરે. વળી ઘણું તો ગજગજના રાઇના અથવા અળસીના પ્લાસટરો મરાવે. એક દાહાડો એવું બન્યું કે ડાકટર ઘણાજ અગત્યના 'કેસ' સારૂં રસ્તામાંથી ઝડપમાં ચાલીને જતા હતા તેવામાં હમાયડોસાં સામેથી મલ્યાં અને મોટો ઘાંટો કાહાડી ડાકટરને હાંક પાડી—

"ઓ ડાકટર-મરી જાઉં ડાકટર,—જરા ઉભા રેહેતો કાલે કેની કાલ, તે છે તે કરીને લઇને—

ડાકટરે જોયું કે આ તો જળો વળગી છે તેથી ઝડપમાં હમાયડોસાંને અટકાવીને બોલ્યા—"હા હમાયજી—અરરર—આજે તો ઘણાંજ બીમાર દેખાવો છો—અરરર—જોઉં, આંખ વીચો અને જીભ જેટલી બાહાર કહડાય તેટલી કહાડો અને હું કેહુ તાંહસુધી તેમજ રાખજો—હીલતાં ના."

આ સાંભળી હમાયડોસાંએ સરડા જેવડી જીભ બાહાર તાણી કાહાડી અને આંખ્યો ખુબ જોરથી મીચીંને રસ્તાની વચમાં ઉભાં. થોડીક મીનીટમાં લોકોનો હસ્વાનો સાદ સાંભળીને આંખ્યો ઉંઘાડીને જોયછ તો ડાકટર પસાર !

## હસયાનું ખસયું!

સોહરાબ અને પીન્તો નામના બે "મેડીકલ કાલેજ"ના વિદ્યાર્થીઓ એકવાર કલીઆની તરફ ફરવા ગયા, રસ્તામાં ચાલતાં એક ઘાસનું ગાડું ભાડે લીધું અને ગાડાંવાળા સાથ રમુજ કરતા જાય છે. એક ઠેકાણે ફરંગીઓનું કબ્રસ્થાન આવ્યું ત્યાં ગાડાંવાળો પાણી લેવા ઉતર્યો તેટલાં વિદ્યાર્થીઓએ એક તાજી કબર ઉઘાડી તેમાના મડદાંને બાહાર કાઢી તેને ઝડપમાં કપડાં પેહડાવી ગાડાંમાં બેસાડયું અને પાસેની ધર્મશાળામાં વઢી ગયા. અંધારૂં થવા આવ્યું અને ગાડાંવાળો આવી પેલા બેસાડેલાં મડદાંને હલાવીને કેહેછે કે "માંહે જાની, ખાવા જાય કની?" પણ મડદું કાંઈ ઉત્તર દે નહીં. એટલે ફાનસ સળગાવી જોયું અને ગામડીઓ ચતુર હતો એટલે સઘળું સમજી ગયો. તેણે વીચાર કીધો કે આ 'પોએરાઓ' ને માહારીબી કાંઇ રમુજ બતાવવી જોઇએ એમ ધારી મડદાંને પાછું ઠેકાંણે પાડી તેનાજ કપડાં પોતે પેહ્ડી લીધાં અને જેમ મડદાંને ટેકવીઉં હતું તેમજ પોતે ચઢીને બેઠો. ધર્મશાળામાં જઇને સોહોબ ને પીન્તો ગાડાંમાં સુવ આવ્યા એટલે બેહુએ જરાં જરા છાંટોપાણી લીધેલો હતે તેની ખુશ કેફમાં સોહોબ પીન્તોને કેહેછે "બચ્ચા પીન્તો, તારો કાકો હજુ બેઠોછ જો."

પીન્તો પેલાં બેઠેલાં પુતલાંને ટપલો મારી બોલ્યો—"મારા સસરા, એતો તારો બાપ થાય."

પણ ટપલો મારતાં પીન્તોને મડદાંનું અંગ ગરમ લાગયું તેથી ધ્રુજીને બોલ્યો—"અરે સોહોલુ, આનું આંગતો પાછું ગરમ થવા લાગયુંછ!"

પેલો ગાડાંવાળો આ વખ્તે પોતાનો સાદ બદલીને બોલ્યો "ઓ—ઓ—નાહાસો નાહસો—હું હવડાંજ દોજખનાં બળતાંમાંથી આવોછું અને જે ઘડી જાયછે તેમાં સળગી ઉઠીશ. ઓહો—"

મડદાંનો આવો પોકાર સાંભળી બેહુ વિદ્યાર્થીઓના હોશ ઉડી ગયા અને મડદું સજીવન થયું એમ ધારી પોતાના પોતલાં ત્યાંજ મુકી દઈ નાઠા તે પાછું મોહો દેખાડયુંજ નહીં.



## ચોરના ભાઇ ઘંટીચોર

સુરતમાં ઓલીઆદાસને માથું દુખવાની ઘણી ટેવ હતી તેથી બહુ કાયર થઇ ગયા હતા. એકવાર કોઇનાં કેહવાથી નાનપુરાનાં ઇબ્રાહીમ હકીમજીને તેડાવી મંગાવ્યા. તેવણે કહયું કે "કાંઇ નહીં, ઓલીઆદાસ, હું એક શીશી સુંઘાડીશ કે તમારૂં દરદ દફે." એમ કહી કેડેથી શીશી કાહાડી ઓલીઆદાસનાં નાખ આગળ ધરી. શીશી માહેની દવાના ઝણઝણાટથી ઓલીઆદાસ ખુશી થઇ ગયા અને શીશી વેચાવી માગી પણ હકીમજીએ તે વેચવા ના પાડી અને બોલ્યા કે "એના સુંઘયાનાજ પૈસા પડેછે." ઓલીઆદાસે પુછયું "તો ડાકટર સાહેબ એ સુંઘાડવાના કેટલા પૈસા થયા?"

"કાંઇ નહીં, અમથા દસ રૂપીઆ!"

ઓલીઆદાસે લાગલી પોતાની પેટીમાંથી રૂપીઆ દસની નોટ કાહડીને ચટ દેતી હકીમજીના નાખ તળે ધરી અને પાછી ઝડપથી પેટીમાં બંધ કરી બોલ્યા "લ્યો હકીમજી સાહેબ, રૂપીઆ સુંઘીને તમારી ફી વસુલ કરી લ્યો."

---

## બકરૂં કાહતાં ઉંટ પેઠું.

એક હજામને રસ્તામાંથી રૂપીયો પાયો પણ જરા રંગે મેલો હતો તેથી વીચારમાં પડયો કે એ ખરો હશે કે ખોટો. વેહમમાં છે એવામાં સામેથી તે ગામનો વકીલ મલ્યો તેને રૂપીઓ હાથમાં આપીને પુછયું "વકીલ સાહેબ, આ રૂપીઓ ખરો છે કે ખોટો."

વકીલે રૂપીઆને આમ તેમ ફેરવી પુછયું "એ કયાંથી લાવ્યો?"

"સાહેબ મને રસ્તામાંથી જડયો."

વકીલ રૂપીઓ લાગલો ખીસામાં મારી બોલ્યો "અં—ઠીક છે—ખરો છે કે ખોટો તે વીશે તેં મારૂં મત પુછયું તેની વકીલ તરીકે મારી ૧૨ આના ફી થઇ—તારા પોરીઆને મારે તાહ મોકલજે પછી હું બાકીની પાવલી ચુકવી દઇશ."

---

## સોહોલુ સીકંદરની સેફત.

આપણો દોસ્ત સોહોલુ સીકંદર અવારનવાર ઉરનથી દારૂ જગાત ભરવા વગર તફડાવીને મુંબઇમાં લાવતો. કોઇ વાર ઘીની બરણીમાં લાવે અને કોઇ વાર સોડાવાટરની બાટલીઓ ભરી કમરે લટકાવે. એકવાર એવું બન્યું કે અત્રેના બંદરનાં એક ચોકીદારને કાંઇ વેહેમ પડયો, તેથી તેણે સોહોલુનો ઘાટ ઘડીઓ કે હવે ફરીથી એ પારસી આવે તારે એને સપડાવી એના ઝાડા લેવા. પણ સોહોલુ બચ્ચો કાંઇ એવાઓથી ખાંડીઓ જાય! તેને આ વાતની ખબર પડી તેથી આ નીચલી બેવડી ગત લગાડી. કલેકટરની હાફીસમાં જઇ તુરત એક 'પાસ' કહડાવી અને પછી ઉરન જઇ એક કેરબાશી ભરી દારૂ લઇ આવ્યો અને ચોકી આવી એટલે તે ઉપર પોતાની ડગલી ઘાંકી અને જાણે કેરબાશી છુપાવવા માંગતો હોય તેમ ઢોંગ ધતુરા કરવા માંડયા. ચોકીબાને જાણ્યું કે હવે સપાટામાં આવ્યો ખરો. એમ ધારી જેવો સોહોલુ પસાર થવા જાય છે તેવોજ તેને અટકાવ્યો. સોહોલુએ જુઠી જુઠી ધાંધલ કીધી—"તમે સારાં માણસની આબરૂ લેઓછ, હું મારી આબરૂનો જવાબ લેશ." ઇત્યાદી.

ચોકીદારે કહયું "લાલજી! એ સબી ધરપચ છોડ દો ઔર સીરપે કયા લે જાતા હમે વો બતાદો."

"અરે બાપુ કાંઇ ચોરબોર છૈએ? આએબી એક મોટો જુલમ છે! કોઇ આબરૂદાર માણસ પોતાનો કાંઇ સરસામણબી નહીં લઇ જાય!"

ચોકીદારે તો લાગલી કેરબાશી પકડી અને ઉઘાડી જોયછ તો માંહે તાડીનો દારૂ!

"વાહ શેઠજી! આપતો ખુબ અછી બાત બના રહા હય! એબે 'પાસ' કાંહ હય 'પાસ'?"

સોહોલુ જાણે કાંઇ સમજતો નહીં હોય તેમ "અં—પાસ—હોવે—પાસતો કરાવવાનોજતો—અં હ—લે ભાઇ જવા દે હવે વખત થાયછ."

"અબે સબર, તુમ હરરેઝ ઇસ મુઆફેક ચોરી કરતા હોગા. ચલો કલેક્ટર સાહાબકી હઝુર."

એમ કહી સીપાહી મીઆંએ કેરબાશી પોતાને ખભે ઉઠાવી તથા ખાસડાં હાથમાં લીધાં અને તેવણ તથા સોહેરાબજી શેઠ લટક લટક કરતા કોટમાં આવ્યા. કસટમ-ખાતાં આગલ જતાં વચમાં સોહેરાબજીનું ઘર હતું ત્યાં તેવણ ઉભા અને બોલ્યા—"લે ચાલબા ઉતાર હંઇઆં તુને તસદી પડી હો—માફ કરજે."

ચોકીબાન બોલ્યો "ઉતારૂંગા કીસ લીએ? પાસ નહીં લીઆ ઔર દારૂ લે જાતા હએ. અભી દેખ ક્યા તેરી કમબખ્તી આઇ."

"અરે એઇ મીઆં, મોહેડું સમાલીને બોલ—આ—જોની 'પાસ' તારી આંખ ફોડીને—કાંકરા જેવા પૈસા આપ્યાછ—સમજયો—અમે કાંઇ તારા જેવા નાગા ભુખા નથી—" એમ કહી સોહેરાબજી તો સામા સતા થવા લાગ્ય

અને લોકનું ટોળું મળવ્યું. ચોકીબાન પોતાનો હેવાલ સમજાવવા લાગ્યો, પણ લોક ઉલટા તેને દમ ભરાવવા લાગ્યા કે "સરકારી માણસ થયોછ તે દમ બમ ભરાવેછ કે. વાહ! સારાં નરસાં માણસોની આબરૂ લુટેછ" ઇત્યાદી.

બચારો ચોકીબાન મુફતનો હેલપટો કરી ઝંખેરાં ખાઇ હાથ ધસતો ઘર ગયો અને સોહોરાબજી વગર હેલ આપવે ફેરબાશી ઉંચકાવી લાવ્યા તેની ખુશાલીની બાહારમાં જે મણીને સારૂં દારૂ લાગ્યો હતો તેને ઘર પોહોંચાડયા અગાઉ એક બાટલી તફડાવી અને ખુશીનો ખંખાર મારી બોલ્યા:—

"બેહેસ્ત જાઓ કે દોજખ જાઓ,
જાઓ શેહતાનને ઘેર;
સવાબ કરવું સોહોરાબજીને,
મનથી કાતેલ ઝેર."

---

## સુધો જવાબ.

ફ્રાંસનો ચોથો હેનરી એક લાયકીવાલી બાનુ ઉપર ઘણો મોહી પડયો હતો. એકવાર લાગ જોઇ તેણે તે સ્ત્રીને બેઅદબીથી પુછયું "મેઠીલડા, તારા સુવાના ઓરડામાં આવવાનો રસતો કયાંથી છે?"

સ્ત્રીએ તુરત નમીને જવાબ દીધો "દેવલમાં થઇને સાહેબ."

## સુખનો સાથી.

પુરૂષ—(અંધારામાં) ગુસ્સો નહીં કરો તો પુછું બાઇ કે તમે મારા તરફ આમ ડોળા કાઢીને કાં જુઓછો?

સ્ત્રી—ઓ—માફ કરજો હો જી—હુ તો તમુને અંધારાંમાં મારા વર સમજી.



## વેલાતાસુધારો.

મી૦ ખસુખાંજી વેલાત જઇ બારીસટર થઇ આવ્યા અને સાથે ઘણાજ ઉંચા મોતેબર વીચારો અને સઘળી સુધરેલી ઢપ લઇ આવ્યા હતા. માઠાં ભાયગે તેવણુની ધણીયાંણી રૂપાંબાઇ અસલ ભાથેની અને ઘણીજ અણઘડ હતી. ખસુખાંજી રોજ તેણીની આગળ બેસી લાંબી લાંબી ડફાંસ મારે. એક દાહાડે બે ચાર જન મળવા આવ્યા હતા તેમની આગળ ખસુખાંજી લાંબી ટુંકી વાતો કરતા હતા અને હળવેથી પોતાની બાયડીની તારીફ કરતા કે "દેખાયછ એવી સાદી પણ ઘણી ચંચલ છે. જોની આપરે બધી વાત કરીએછે તે કેવું ડોકું નીચું રાખીને ધીઆનથી સાંભળેછ." બારીસટર સાહેબે પોતાના મતને ટેકો આપવા થકી રૂપાંબાઇ તરફ ફરીને પુછ્યું "કેમ 'ડીઅર' એ વાત વીશે તારો શું વીચાર?" આ સાંભળી રૂપાંબાઇ જે ભોંયપર ટીકી ટીકીને જોતાં હતાં તેવણ એકાએક ઉચું ડોકું કરી બોલ્યાં—"ઓવાય

ત્યારના શું ભેજું આમ્બોશ—જો "હું કયારની મારા મનસે પુશુંશ કે વેલાતમાં ભોંય છાંને લીપતાં હોસે તે માટીડા લીપતા હોસે કે બછરાં!"



## કમજોર ઔર બોહત ગુસ્સા.

'સાવકશા પેંગા' ફકત એક ગજને ત્રણ તસુ ઉંચા હતા પણ તેમની ધણીયાણી આલીબાઇ બરાબર પલંગની ઇસ જેટલાં યાને સુમારે છ ફીટ લાંબાં અને તેટલાંજ પ્રમાણમાં જાડાં હતાં. એક દાહાડે ધણી ધણીઆંણી વચ્ચે કાંઇ સેજ વાતસર ટપ્પાટપ્પી થઇ એટલે. ઠીગુજી સાવકશાનો મીજાઝ ઘણો જતો રહયો અને લાંબી ટુંકી ડીંગ મારવા લાગ્યા. પણ આલીબાઈ સામા જવાબ આપ્યા કરે એટલે એકદમ છેડાઇ પડી બોલ્યા કે "જો હું સાફ કહું છું કે મને એકબી બીજો જવાબ આપ્યોછ તો તમાચો મારીને મોહોડું ફેરવી નાખશ."

આ સાંભળી આલીબાઇએ ચાકરને હાંક મારી—"એ આદર—એ આદર."

આદર આવ્યો અને બોલ્યો—"જી."

બાઇ બોલ્યાં "આદર જરા તારા શેઠને કેરપર લેતો કે મને તમાચો મારવાને હાથ પુગે.'

## ભીમજી કાકાની ભવાઇ.

વલસાડ ગામે રેહતાથા ભાઇ ઘરડા ભીમજી શેઠ;
નાલી ડોસાં પરણી જાવા, કીધો કાંઇ વીવેક.
નાલી ડોસાં કહું કે જેવાં, ખાસ્સી ડાકણ પેર;
તોએ ગજવું ભારી તેથી, ભીમજી બોલે 'ખેર'.
અંબોડામાં ડોસાં ઘાલે, મેલો અખ્ખન્તર કુચો;
ભીમજી કાકા કેહ અત્તર છે, દમ રાખે પણ ઉંચો.
દાંત ખાસ્સા મોતી જેવા, પરવાળાંની માલ;
દાંતના ડાકટર મુંબઇ શેહરના, જાણે તેની તાલ.
આંખ ચમકે ડોસાંજીની, જાણે સુકર તારો;
ભીમજી કાકા સઘળું સમજે, કાચની આંખપર મારો.
ટાંટીઓ બુચનો ડોસાંજીનો, એવું કૌતક ભલા;
રાઢીઆં ખાતર ભીમજી શેઠે, પરણી હોશી બલા.
ગામના લોકો કેહછે સુન ભાઇ, ખરી ખોટી માન;
ડોસાંજીએ છોકરાં જણીઓ, નીચે મુજબ બ્યાન.

* * *

કાચની આંખો, ખોટા બાલ,
ટાંટીઓ ગેપ ને, હાલહવાલ:
એવો જણ્યો પુત્ર બાલ,
કુટયું ભીમજી શેઠે કપાલ.

## ભોલો ભટાક.

ભોલા દોલાને શેઠાણીએ સુક્કી દરાખ ાં ઠળીઆ કાહાડવા બેસાડયો. શેઠાણીએ તેને હુકમ આપ્યો કે—"હું બાહાર ફરવા જાઉં છ તેટલાં આએ દરાખનાં ઠળીઆ કાહાડી રાખજે." બાઇ બાહારથી આવીને જોય છે તો એક કોડીની રકાબીમાં ઠળીઆ સંભાળથી ગોઠવીને મુકેલા છે. "કેમરે દોલા, ઠળીઆ રકાબીમાં ભરી મુકયા ને દરાખ કયાંછે?"

"બાઇ દરાખ તો હું ખાઆઇ ગીઓ."

"કેમ વારૂં?"

"તો તમે કહ્યું કે—'ઠળીઆ કાહાડી રાખજે' ને રાખ્યા, અને દરાખનું કાંઇ તમે નામ નહીં લીધું, તેથી તે થોડી ખાધી ને થોડી નાખી દીધી!"



## મુફત નવાલા બીસમીલ્લા.

એકવાર પીઠાંનાં મોહલામાં એક દારૂની દુકાનમાં આગ લાગી. બંબાવાળાઓ જયારે બંબાનુ પાણી આસે પાસેના ઘરો ઉપર મારે ત્યારે મકન ઘોભી કાલાવાલા કરે કે "ભાઇઓ— આ બાયણા ઉપર મારો બાયણા ઉપર" બંબાવાળાઓએ ખાત્રી આપી કે એ બારણા તરફ કસી ધાસ્તી નથી જે સાંભળી મકન ઘણો દલગીર થઇ ગયો. આ સઘળું મકનનો "ફ્રેનડ" સોહોલુ સીકંદર જોયા કરતો હતો, તેણે મકનનાં કાનમાં પુછયું કે "મારા રાંડના, એ પર પાણી મરાવીને શું કરેછ?"

મકને જવાબ દીધો "બેહ—બેહ—તું હું હમજે ? એ બાયણાની પછવાડે મારો દારૂ પીધાનો બ્હાબ પીઠાંવાળાએ લખેલો, તે બંબાનું પાણી લાગે ને ધોવાઈ જાય તો પીડા પતી કની, ઘેલહપા !"



## કુંવારાની કાહાની.

પંદર સોલ વર્ષની ઉમ્મર થઇ ત્યાં સુધીતો "લઠીંગ્યાં" માં ખપતા, પણ ત્યારબાદ ઉપલા હોઠ ઉપર જીની જીની મુછ આવવા લાગી એટલે જરા જરા ભાવ વધવા માંડયો. કોઇ ઝાંખીને જોતું ન હતું ત્યાં હવે "આવોજી જાવોજી" ના દરજ્જામાં આવ્યા, યાને આપણી સાધારણ બોલીમ "મોહતમાંથી માંદમાં" આવ્યા, પણ બાવીશ વર્ષની ઉમ્મર થઈ ત્યારથીતો મારી પુઠે મારા મીત્રો લાગ્યા કે "ભાઇ પરણની હવે—તારો વખત આવ્યો." પણ તે વખતે તે વાતને મેં તુચ્છકારી કાહાડી. મારાં સગાંઓ મારા માબાપનો જીવ ખાઈ જાય કે "ઘરની છોકરીઓ છતી ભલી છે તેઓને મુકી વળી બીજું કયાં શોધવા જશો. એમ બધા પરણવા લાયક છોકરાઓ બાહાર જાય ત્યારે ઘરની છોકરીઓ કયાં જાય !" પણ આ સઘળો તગારો ફોકટ

હતો. મારી માને તો મારે ખાતર રૂ૪૦૦૦૦) જોઇતા હતા અને મારા બાપની તો મને હાલ પરણાવવાની મરજીજ ન હતી. હું મારા પરણેલા મીત્રોની મજાખ કરતો અને કેહતો "કેમ ભાઇ ચાર થયાં કે—હવે પાંચમું કેદારે આવશે?" ઇત્યાદી.

જ્યારે ૨૮ વર્ષની મારી ઉમ્મર થઇ ત્યારે તો સઘળા મારી ઠેકડી કરવા લાગ્યા. કોઇ કેહ "કેમ બા ઘરડા થશો ત્યારે પરણશો કે?" બીજો કહે "અરે પરણ્યા ને નહીં પરણ્યા સરખુંજ છે" ઇત્યાદી. હવે મનેબી જરા શરમ લાગવા માંડી. આજ સુધીનો મારો સુખીયારો જીવ ચીંતાતુર થયો. સહવારના ઉંઘમાંથી ઉઠતાં મને ચેન પડે નહીં. અંઘોળ કરવાની વેળા થાય ત્યારે કબાટમાંથી હાથે કપડાં કાહાડતાં સઘળું ઉપર તળે થઇ જાય. સદરા હોયતો લંગાં ગેપ—મોજાં ફાટેલાં—ને ડગલામાં આવડો મોટો ચીરો! આવી વેળાએ મનમાં આવે કે ખાસી ઘેરરાખુ બાયડી આગળ હોયતો કેવું સારૂં કે આ સઘળી આપદા પતે. બાંટું તુટી જાય તોયે કોઇ ચાહ લાવે નહીં ને ડોળા તણાવતાં મેહરવાન ચાહે લાવે ત્યારે તેમાં કાંદાનો પટ મારે. મેહરવાનના નખ! અસ્તફરરઅલ્લા! કોહી ગયલો સકરકનબી હજાર દરજજે ભલો હશે! કોઇ નાસતાને સારૂં ઘસી ધામીને પુછે નહીં અને જાણે રખડતા પીંજારા હોઇએ તેમ ચોરની પેઠે રેહવું પડે. નાહી ધોઈ બાહાર જવા સારૂં ઇસટાકીન

કાલુડીઆં તો માહે ભાગોળ જેવડું નાકું! ડગલાનું બટન તુટી ગયલું અને ગજવામાં કાનું!

બી બેહનોને કાલાવાલા કરી જેમ તેમ દરૂસત બની બાહાર ગયા. સાંજ પડી એટલે એખલા ફરવા જવા ગમે નહીં. મનમાં આવે કે આહા! 'મીસીસ' હોય તો કેવાં ચાલતાંખી જઇએ ને કેવાં દરીઆ કીનારે બેસી દુનીઆંની દરકાર કરવા વગર ગુસ ગુસ વાતો ચલાવીએ. અરે યાર! બાયડી નહીં એટલે પગાર કમાયા ને નહીં કમાયા! સાથે કોઇ મોજ ભોગવનારૂં હોયતો મેહનત કીધેલી ગવાય. "બેંડ સ્ટાંડ" ઉપર મોટોરમાં સુખીયારાં ધણી ધણીયાણીને બેઠેલાં જોઇ મારો જીવ અદેખાઈથી દાઝે. સારી સારી મંડળીઓમાં જઇએ તો બાયડી વગર ત્યાં ઠોલીઆમાં ખપીએ-'ફેમીલીઓ'ના નાટકમાં, "ફેમીલી"ઓના જલસાઓ વગરેમાં જવાય નહીં. અરે રશીકો! મારા સંતાપનો હેવાલ તમારા દયામણા કાનમાં શું રેડું. રાતના સુવાનો કરાર ન મળે! એકાદ બે કલાકમાં ઉંઘ ઉડી ગઇ કે જાંણુ ડોળા ઘાઇજ નાંખેલા છે. કોઇ વાત કરનારૂં ન મળે--કોઇ દુખના રોદરા સાંભળનારૂં ન મળે!

આવી પીડા ખમતાં મારૂં દીલ ઉદાશીત થવા માંડયું જે જોઇ એક "હેતના કટકાએ" શીખામણ આપી કે "ભાઇ નકામો શા સારૂં હાડમાર થાય છે સારી જેવી બાયડી કર કે તારે માથેથી ભાર ઓછો."

સાંટક એવું બનયું કે આ ટાંકણે મારા પડોસના હોર-મજશાની રૂપાળી છોડી ઉપર મારૂં મન લલચાયું અને થોડીક મુદત બારીએથી ઘેલાં ગાંડાં કાહાડી મુર્ખ બનયા બાદ તેના સાથ શાદી કીધી અને જીવતાંજીવત બેહેસતમાં ગયા! હવે બેહેસતમાં શું શું જોયું તેની વીગતને માટે પ્રીય વાંચનાર તું મારી સાથ આગળ ચાલ.



## પરણેલાની પીડા.

પરણ્યા તો ખરા! નરા--પાધરા બેહેસતમાંજ ગયા! પેહલાં થોડા દીવસ તો બસ જાણે એકબીજાથી છુટું પડવા ગમે નહીં. બે ચાર કલાક હાફીસમાં જવું પડે તો પછવાડેથી માહાસુબની ચીઠી આવેલીજ છે. "મારાં પ્યારાં જીગર"--'મારા કલેજાંના કટકા" વગેરે જીગર ચાક ચાક કરી નાખનારાં મથાંલાં બાઇ તરફથી--અને "મારી વાહાલી દીલદાર"--"ઓ મારી મીઠી ગુલાબ" ઇત્સાદી ધણી તરફથી. આ પ્રમાણે થોડાક માસ ચાલયું. વચમાં વચમાં થોડોક કચરો પડયા કરતો હતો પણ

કાંઈ દમજેવું નહીં હતું. હું કોઈવાર રીસાઈને હારીસમાં નાસતો ખાધા વગર ચાલી જાઉં તો ધણીયાંણી કાંઈ બોલે નહીં પણ પછવાડેથી ચીઠી આવેલીજ છે કે "તમે એમનાએમ ભરયાને ભરયા ચાલી ગીઆ તેથી મને કાંઇ ઉથલપાથલ થાયછ, વાસતે મારા સમ, આએ નાસતો મોકલીઓછ તે ખાજો." આ વાંચતાંજ "એ મારી પ્યારી" એમ મન સાથે બોલી બોંહે ચહડાવી બીસમીલ્લા બોલી નાસતો હજમ કરી જતા અને સાંજનાં કસાંમાં જાણે છેએજ નહીં.



## ચીત્ર બીજું.

નવ માસ ગયા કેડે તમારા ગુલામને ત્યાં એક બેટાનો જણમ થયો—ઘરમાં ખુશીખુશાલી પેદા થઈ ગઈ—સેવકનો દરજ્જો વધયો પણ બીજીગમથી સેવકનો દરજ્જો પચાસ ટકા ઘ વાનો વખત આવ્યો હતો તેનો સેખચલ્લી સેવકને કસો ખયાલ ન હતો. બુચાજી જયાંસુધી પોતાની મમાઈને ઘેર ગમ-ડેલા હતા ત્યાંસુધી તો મીઠા મધ જેવા લાગ્યા. ધણીયાણીને દાહાડામાં પાંચ વખત ઓછામાં ઓછું મળવા વગર ચાલે નહીં અને રોજના તેડાંપર તેડાં આવે: વળી મારી ધણીયાણી તથા સાળી તથા સાસુ હેત ખાઈ કાંઈ સારૂં સારૂં મારે સારૂં રાખી મુકે તે રાતના નોશ કરીને ઘર આવ્યે અને બેજનને હાથનું

શેર સાખ ને મણ પાણી,
માર બુડકી ને કાહાડ તાણી:—

જેવું ઘરનું કેળાંનુ રાંધેલું ગોસ્ત ગળે ઉતરે નહીં તેથી તબીએત સારી નથી એવું બાહાનું કાહાડી સુઇ જાઇએ. વળી મા હેત ખાઇને 'બરાંડી પાણી' આપે તે જુદો.

ધણીયાણી જરા જુદેથી કેહ કે "મારા બુચ્ચાને સારૂં કાંઇ સારૂં સારૂં લાવીઆ નહીં કે?" તો સરચાઇએ દોડી જઇ હલકા હજામની પઠે ખાંડીબંધ જભલાં—પચ્ચીશ વર્ષો સુધી ચાલે એટલી તોપીઓ; ન જોઇતાં મોજાં; 'અગલીહેલ' જેવા 'કલોક' વગેરે ઘસડી લાવ્યે.

એતો થયું—પણ હવે બુચાજી વાજતે ગાજતે આપણે ઘર પધાર્યા,—પ્રીય વાંચનાર ! આ ઠેકાણે જરા દમ—લાંબો દમ ખાવાનો વખત છે—સઘળી વાતમાં બુચાજી નંબર ૧ અને આપણે નંબર ૨. આ મુદતથી તેવણ 'ફુસ' કલાસ અને આપણે 'ઠસ' કલાસ. જે ઓરડો હંમેશ દીવાની જોત જેવો ચોખ્ખો રેહતો ત્યાં લખવાની ટેબલ ઉપર એબલગામણા બળોતીઆં—જમવાની ટેબલ ઉપર લચલચતી અને ગંધાતી ગોદડી !

હુંએ નરમાસથી પેહલે દીને જરા વાંધો લીધો કે 'મેમ સાબ' તો લાગલાંજ છીકી પડયાં—"વળી મુકે નહીં તો શું કરે—બચ્ચાં છોકરાંનું ઘેર તે કાંઇ ટોંડાલ બોડાંલ છે કે—તમુને તો બધું સોભનસાભનના ભઇઆ જોઇએ—તે જોઇએ તો બીજો ઓરડો કરો."

બાપજી આવો! સેવકે ફીલસુફી અખત્યાર કીધી ને મનમાં વીચાર કીધો કે હશે, વખત જતાં સઘળું ઠેકાણે

આવી જશે. સાંજ પડી અને ઘણીજ નમનતાઇથી બાઇ સાહેબને પુછયું કે "ફરવા આવશો?"

"અં--ને બુચ્ચાને કાંહ નાખી જઇએ? એ હવે ફરવા જઇ ચુકાં."

મેં ત્યારે જણાવ્યું કે "હું દલગીર છું પણ હું જરા લટાર મારી આવું છ."

"હા--તો લેરે—નચીંત જીવે ચાલ્યા!--કાંહ જાય! વાહ! વરી તમે એ શું ઢનક લઇ આયાછ!"

મારી જીંદગીનો આ નવો સફો જોઇ હું તો ભખરાઇ ગયો. આખી ઠીક બા. મુગા મુગા ઘેર બેઠા. જેમ તેમ રાત પડી એટલે જમવાનો વખત થયો પણ બુચ્ચાજી તો ઘોંટા-ચજ નહીં. નવ વાગ્યા ને તાસા શેકાવા લાગયા. મેં કહયું "લે ઉઠની ભુખ લાગીછ."

"ઉભા રેહો, બુચો હાથમાં છે તે જુઓછ કેની? આપરા ખાધા વગર શું પેટ તુટી પડયુંછ કે?"

જેમ તેમ તેબી વખત ગયો અને સુતા એટલે મનમાં જરા નીરાંત આવી કે ચાલો હવે તો પીડા પતી. પણ પીડા તો પગે વળગી હતી. અગીઆરેક વાગે જરા આંખ લાગી એટલે મારી બાયડીએ મને મોટે સાધે ઉઠાડયો—"લે જરા ઉઠો ને બુચ્ચાનું બોરતીયું બદલુંછ તેટલાં જરા દુધ કરી આપો."

હું ફફડી ચટકીને ઉઠયો અને અફાળ ઝીંક કરી દુધ કરી આપ્યું અને પાછો સુતો. પાએક કલાક સુધી "વાહાલાં જીગરે" હીંચ તાણી પણ કાંઇ વળયું નહીં એટલે બર-બડાટ શરૂ થયો. "કોણ જાણે ઉંઘણી કેવી છે—જાણે પરાંયાં છોકરાં હોયતો એમણી કહીએ. કસી અરે મળે નહીં."

ખશીયાણો પડી આપણે ઉઠયા અને ઘોલીઆ ઉપર બેશી મુછ દાહાડીવાળી માટીડો આયા બની, પાંચએક હજાર હીંચ તાણી ને ચારસોએક અવાચીપર અવાચી ખાધી ને નીવેડો આવ્યો. આ વેળા ધણીયાણી ઓઢીપોઢીને ઘોંટાઇ રહેલાં હતાં. સાહાડાબાર ને પાંચ મીનીટે દરણી પાછી ટોપ પડી.

"જરા બારી બંધ કરોતો, બુચાના ડીલપર પવન આવેછ." આ વેળાએ સુમારે ૫૦૦ ડીગરી ગરમી પડતી હતી. મેં કહયું "વાહાલી, પવન જરાબી નથી જોની હું સઘળો ભીંજાઇ ગયો છ."

"વારૂં ચાલો, રાત પડી અમથી પંચાતી નહીં જોઇએ. તમારૂં ને એનુ આંગ કાંઇ સરખું હોશે. કાંઇ તમે હવરાં એવા અકચ કેમ થઇ ગીઆ?"

પીડા પતાવવા બારી બંધ કીધી પણ ફોકટ, 'જરા દીવો એમ ખસાડીને મુકો'—'તમેબી એમ ઉંઘાઓછ તારે ઘોરોછ શું—બુચો બીહેછ' ઇત્યાદી—ઇત્યાદી—ઇત્યાદી.

મુચાના જુલમનું વર્ણન વધારે કરવાની કસી જરૂર નથી. બચારી એક આયા રાખી તેની કમબખતી—બુચો

તેના બાલ પીખે અને નખરીઆં મારે અને જો આયા જરા હાથ ખસાડે કે નખ્ખોદના ગાલ્લાં! 'ઓ ભેરે—રાંડને જો લાર સુજ પડેછ તે—ખબરદાર મારા છોકરાને હાથ લગાડીઓછ તો—ચોટલો ધરીને પીખશ." આપરે મન માતો સમજીએ કે આતે કેવો ઇનસાફ! પણ રખે ત્યાંનું વાદલ હઇઆં આવે એવી બીકથી મુગા મુગા મરી રેહતા.

બુચ્ચાની પંચાત ઉપ્રાંત બીજી હજાર કાહાનીઓના શું કૌતક તમને કહું—જો મારી ધણીયાણી કોઇ પુરૂષ સાથ હસેતો મારા ડોળા તણાઇને બાહાર નીકળી પડે. અગર હું કોઇ દેખામણી સ્ત્રી સાથ હસીને વાત કરૂં તો સત્યાનાશ! થોબરો બરાબર સવા ગજનો ચહડે ને તે સ્ત્રી જવા પછી સોંગ જોઇ લ્યો. "હા તમુને એવાં નાચવાના જોઇએ તે પછી બીજાં કાંહાંથી ગમે. હું તમુને સાફ કહુંછ કે જો એવી એવી છકેલી વાંદરીઓ સાથ ઠીઠી હાહા કીધાછ તો તમારે મારે પંચાત થશે."

આ પ્રમાણે બોલી "કાળજાંની કોર" કલાકેક સુધી રડે.

મહીનામાં સુમારે આઠેકવાર ખાતાં ખાતાં મરાઇ પડીએ અને હું નહીંતો 'પ્યારૂં જીગર' અરધું ખાતાં ઉઠી જઇને સુઇ જઇએ—પછવાડેથી બીબી ખાખા થાય પણ તેની શી ચીંતા. વારીવંતર જવાનું નામ નીકળીયું કે તુફાનનો વાવટો ચહડેલોજ છે અને ખાધેલું પીધેલુંબી અકારત જાય. રાતના ઘર આવતાં જો સાહાડાનવ ઉપર પાંચ મીનીટ થઇ કે

ચોરની કાંની આવવું પડે અને મોહોકાન વળેલીજ છે. 'એવડી એવડી રાત કાંઇ રખડતાતા-તમેબી હવે સારા ઢંગ માંડીઆછ' ઇત્યાદી.

સાસુ વહુ અને નરણુ ભાંજાઇ વચેના કજીઆ કોણ નથી જાણતું? તેનું વર્ણુન કરવાની કસી જરૂર છે? મારી મા મારી બાયડીની અને બાયડી માની ફરીઆદ કરે. એકની ગેરહાજરીમાં બીજાને જુઠું સાચું સમજાવી રાજી રાખવાં પડે અને સહવારથી સાંજ અને રાત રડાકુટે-બલાપો—કુહુરાપો—અને ઝુગાપો-બસ બીજું કાંઇ મળે નહીં.

ખરચના પારાવાર—મારામારીનો ભંડાર—જીવને સુખ નહીં લગાર—લગન કરીને મુઆ ઠાર—ભાઇ એવોછે મારો વીચાર—

જો બા—મારો અનુભવ માને તો કુંવારોજ રેહજે કે જયાં જશે ત્યાં 'આવોજી, આવો બા, થશે ને છોડીઓ તારી ઉપરથી મરી મરી જશે—માતાઓ ઓવરણા લેશે ને પીતાઓ 'શેકહાંડ' કરી જમવા બોલાવશે. પણ જે ઘડીથી પરણ્યો તે દાહાડેથી તું સઘળી વાતે રદ બાતલ!



## શીક્ષકના કાંઈ શીક્ષક થવાય?

એક ઇંગ્રેજી નીશાળનો શીક્ષક પોતાના નીશાળીઆઓને પદાર્થ વીદ્યા શીખવવાની મતલબથી કેહતો કે કાંઇબી જણસ

તમને સમજ ન પડે તે લઇ આવજો હું તેનો ખોલાસો કરીશ—આ ઉપરથી છોકરાઓ કોઇ કોરા લઇ આવે, કોઇ તરેહવાર જાતના પથરા લાવે, ઇત્યાદી, તે શીક્ષક બરાબર સમજાવે. એક દહાડે એક ચંચલ પણ તુફાની છોકરાએ વીચાર કીધો કે માસ્તરને બનાવવા જોઇએ. તેણે કાચ વળગાડવાની લાંબીનો થોડોક લુગડો લઇ તે ઉપર લાલ શાહીના લીટા પાડીઆ અને તેને તરેહવાર રીતે ખરડી મેહતાજી આગલ મુક્યું ને બોલ્યો કે 'આ સાહેબ, મને દરીએ કીનારેથી જડયું; શીક્ષકે સઘળું સમજાવવા માંડીઉં. આ તો કોલસો છે, આ છે તે સફેદ એક જાતનો પથ્થર થાય છે—આ ફટકી છે ઇત્યાદી. જ્યારે પેલી જણસ આવી તારે શીક્ષક સમજી ગયો અને બોલ્યો "અને આ જણસ છે તે મુર્ખ બેઅકલીઓના ભેજાંમાંથી પેદા થાય છે!"



## હસતુરજીની હાહાડી.

એકવાર કોકણમાં કાવસજી શેઠને ખાનબાહાદુરનો 'ટાઇ-ટલ' સરકાર તરફથી એનાયત કરવામાં આવ્યો કેમકે તેવણે તાંહ છાણા થાપવાનાં છાપરાં બંધાવી તથા ઇંગ્રેજી અમ-લદારો આવે તેઓને મીઠાઇના ખુમ્ચા મોકલવા વગેરેના ઘણાંક પ્રજાઉપયોગી માહાભારત કામ બજાવ્યાં હતાં. શેઠ જરા અક્કલના 'સમુદર' હતા તેથી આ 'ટાઇટલ'થી એકદમ હરખમાં આવી જઇ દોડધામ કરી મુકી—સહવારના પોહમાં

ઘર આંગણે ઢોલી બેસાડયા અને સાકર જલેબી વેંહચી. હવે એ લત્તાના દસતુરજી સાહેબના મનમાં આવયું કે શેઠને ત્યાં જઇ કાંઇ બે ચાર લાંબી લાંબી ડીંગ મારીશું અને લાંબા લાંબા ફારસીના બે ચાર શબ્દો લગાવીશું તથા માથાં ઉપર હાથ મુકી દોઆ દઇશુ એટલે આપણી મોટી જેવી આસોદાદ પાકશે.

તેતો ખરૂં પણ દસતુરજીને કકાથી બબો હાકતો ન હતો અને આખો દાહાડો એટલા ઉપર બેસી એબલગામણા પગ પસવારી 'અટકાર' ખાયા કરતા હતા અને આવતા જતાને નાગલીનો ભાવ પુછયા કરતા હતા. પણ આવે વખતે જો અમથા જઇને હાથે આરે તો એકાદ બે રૂપીઆમાં શેઠ કાસર પતાવી નાખે માટે કાંઇ ગરબડ સરબડ કરવી જોઇએ એમ ધારી પોતાના મીત્ર બેહરામજી શેઠ પાસ ગયા અને મદદ માંગી. બેહરામજીએ દસતુરજીને પાઠ ભણાવીઓ કે "પેહલાં શેઠની હજુરમાં જજો ને ફીલસુફીથી તમારી લાંબી દાહાડી પસવારી જરા આંખ વીંચીને બોલજો— "અએ મુશફક મહેરબાન! મુસતતાબ! આલી નવાબ! તે પાક દાદાર હોરમઅદનો તારા ઉપર હરદમ નેક છાંયોં સલામત રેહજો"—એટલું બોલી આ માનપત્ર લખી આપુંછું ને શેઠની હજુરમાં શેઠના ખોળામાં મુકજો અને પછી મુગા મુગા બેસજો કે કાંઇ નહીં તો રૂપીઆ સો પાકશે."

આમ કહી બેહરામજીએ એક જાડા કાગજ ઉપર ફારશીમાં કાંઇ બગડાના છગડા લખી આપી તે ઉપર સોનેરી

રેતી છાંટી ફીનખાબનાં કપડાંમાં વીંટાળી દસ્તુરજીને આપ્યું. દસ્તુરજી મલકાતા મલકાતા બાહાર નીકળયા પણ ઓટલા ઉપરથી પાછા આવી બોલ્યા—"આપરે શેટે કહીને બેહલુ-શરા પેલું "  કાપ, મોંઢાં કાપ" એવું કાંઇ તું બોલ્યોની તે શરા કાગશના શીથરાંપર લખી આપ નહીં તો આદ કેમ રેહશે જો '

બેહરામજીએ લખી આપયું અને બોલ્યા "પણ દસ્તુરજી એ કાંઇ શેઠની આગળ વાંચવાનું નહી હો; ઘેર જઇને મોહને કરજો અને પછી શેઠ આગળ જઇને ભપકામાં બોલી જજો એટલે શેઠ સમજશે કે વાહ દસ્તુરજી તો ફારશી ને પેહલવી પરાં પરાં બોલેછ."

"અરે તું શોતો ખરો હું કેવી બઝાઉશ ."

દસ્તુરજી ઘર ગયા અને "અય મુશફ્ફક મેહરબાન" મોહોડે ચહડાવવા બેઠા. ઘણી મેહેનતે જેમ તેમ મોહોડે ચહડાવી બીજે દહાડે સહવારના પોહરમાં ઉઠી ધોતો ધોતો જામો પીછોડી પેહેડી દાહડી નીખીઆમે તાણી તાણીને હોરી અને બણી ઠણીને પેલું માનપત્ર હાથમાં લઇ શેઠને ત્યાં ગયા. દસ્તુરજીને આવા દમામમાં ખંખાર મારતા આવતા જોઇ કાવસજી શેઠ ટટણખાર થઇ ખુરસી ઉપર તરા બેઠા અને બાલ્યા "આવો દસ્તુરજી સાહેબ. કેમ—અમોને સરકાર તરફથી ફકત નામદાર શાહાનશાહ કરતાં સેહજજ ઉતરતો 'ટાઇટલ' મળયો તેની તમારા મનમાં

તો કાંઇ બીસાદજ નહીં કે?—એમ હવે બોદાના હોકમથી શાહજાદાઓની ઓલાદનાં થયા તે તમુને તો ગમતુંજ નહીં હોશે કેમ?"

"અરે તોબા કરો શાયબ—તમારો ગોલામ તો કેટલા દહાડા થયા આવવાનો વીશાર કરતોથો ને શાબ આજે શરા તમે શુઓતો ખરા."

"હેં! તારે બોલો જોઇએ—આપરે મુંબઇના પતરોમાં મોકળશું એટલે આખી પારલામેંટમાં બધી હો હો હો થઇ જશે. લે ચાલો બોલો."

દસ્તુરજી સાહેબ જેવણુ આખે રસ્તે પેલું ગોખતા ગોખતા ગયા હતા તેવણે ખંખાર મારી બોલવું શરૂ કીધું 'અએ—

પણ તેટલાં કમ ભાયગે કાવસજી શેઠે તેમને અટકાવ્યા અને બોલ્યા—"જરા થોબોતો દસ્તુરજી સાહેબ, હું ઘણી વાર તમુને પુછતાં ભુલી ગયો કે આ તમારી દાહાડી ઘણીજ જીણી ને સફેદ છે તે તમે શું લગાડોછ?"

"શાયબ વરી લગારે શું—મરઘીનું ઓલું!—અરીઠાના ઊંના પાણીએ વરી આંઠે દાહારે ધોવાની."

"અં—ઘણી સારી દાહાડી છે—લે હવે તમારૂં ભાશાણ ચલાવો."

પણ કાવસજી શેઠના કવખતના સવાલે ભાશાણ દસ્તુરજીના માથામાંથી સરી ગયું હતું. તેવણ અકળાઇને દસ

વખ્ત ખંખાર મારી બોલ્યા "અએ—અં—હું. હું—હે—હે—હે—"

"આગળ ચલાવો દસતુરજી સાહેબ. હું સાંભળુંછ."

"અએ—અંહુહુ—હુ—હુ—હુ—અએ—મશતકના શુલતાન—અરે નહીં રે શાયબ—અએ—અંહંહું—

"દસતુરજી સાહેબ તમારી છાતી ઘણી નબળી થતી જાયછ કાંઈ માખુ ડાકટરની દવા બવા લેઓછ કની—એ ચલાવો—પછી."

"પછી—શું મારૂં ભેથર! આએ મશતકના શુલતાન મુશકા બાંધ—કાપી નાખ—શેવું કાંઈ પેલા બેરામશીએ શીખવચુંતું તે તમે શાયેબે વશમાં ફાંશર મારી તે ઢેરાનું શણ્યું માથામાંથી બધું શરી ગીઉં શાયબ."

આથી કાવસજી શેઠ ખરીઆની જેલીની પઠે પેટ ખુબ હલાવીને હસવા લાગયા અને બોલ્યા "કાંઈ ફકર નહીં, કાંઈ ફકર નહીં, ફરીથી યાદ કરીને લખાવી લાવજો. મારે વેલાત રૂશીઆના મારા શાહાનશાહ ખીરાદર ઊપર ખીડવું છે—ને આએ હાથમાં શું લાવ્યાછ?"

દસતુરજીને જરા પાછી ઉલટ આવી ને બોલ્યા "શાયબ પેલું તો ભુલી ગીઓ પણ આએ કાંહ શવાનું શે. આએ માન પથ્થર છે તેતો શરા લેઓ" એમ કહી પેલું હાથમાંનું કાગજ શેઠના ખોળા ઉપર મુક્યું. શેઠે કાગજ ઉખેડી જોયું અને બોલ્યા "એ શું દસતુરજી કંઈ મારી મજાખ

બજાખ કરવા આવીઆછ કે? આએ તો તમારા કનીઆનો આંકરો છે."

કમબખ્ત દસતુરજીથી વળી આ બીજી માહોકાન વળી ગઈ હતી. માનપત્ર લાવવાને બદલે તેવણુ પોતાના કનીઆનો આંકડો ઊંચકી લાવીઆ હતા. આવું સઘળું ડોહોચાણુ વળી ગયલું જોઇ દસતુરજી બે હાથે કપાળ કુટી બે રૂપીઆ લઇ ઘર આવ્યા.



## ઈત્તારનું હાલ્લું.

એક ટચાક પુરૂષ ઘણા બેમલાજાથી એક ગરીબ પટાવાળા તરફ ટીકી ટીકીને જોવા લાગયો. પટાવાળાને આથી જરા દુઃખ લાગયું તેથી બોલ્યો "કયું ખોદાવંદ--આપકી કુચ ફરમાએશ હએ."

"નહીં લેકીન તેરી સુરત મેરે ખ્યાલમેં આતી હએ. તું કોન હએ--ઓર મુજે કભી મીલાથા?"

"હું--જેહાંપનાહ! મએ અગીઆારા સાલમેં તુરંગકા ચોકીબાન થા--વો વકતમેં આપ વાંહ દો મહીને પડે હુવે મુજે યાદ હએ. ઓર એ સબબસેં મેંરી સુરત આપકે ખીઆલમેં આતી હએ."



## છાંટું ખાં.

બે મીઆં ભાઇઓ એકઃસે ડફાંસ હાંકતા હતા. એક બોલ્યો "હું જી, મેં એકબાર શીકારમે ગયેથે વાંહ એક દીનમે ૯૯૯ કઉવેકુ ઠાર કીઆ."

બીજાએ સવાલ કીધો "સાઆબાશ! લેકીન એક હજાર પુરે કયું નહીં કીયે?"

"નહીં ભાઇ—એક જાસ્તી કેહકર જુઠો કાયકું બાલના."

બીજાએ જોયું કે હવે મારેખી કાંઇ ઠોકવી જોઇએ તેથી બોલ્યો "મેને એક દફે એક પઠાણકું મુંબઇસે ચીન તુલક દરીએમેં તરતે દેખે."

બીજાએ સવાલ કીધો કે "તુમ અપની ખુદ નઝરસેં દેખા?"

"હંજી! મેં કીસતીમેં ચીનસે આ તેથે વાંહ બીચમે એક કોસ દુર એ તરનેવાલેકુ ખુદ મેરી આંખોસેં દેખા."

સામાએ જવાબ દીધો "ઉસકુ તુંમ આપની નઝરોંસે દેખા ઉસી મેં બહેત ખુશ હુઉં—કયું કે એ તરનેવાલે મેંજ થા, ઔર કોઇ દીન હમકુ કામ પડેગા જબ શાખશી બતરીક તુમારા દેખના કામ લગેગા."

## સુકી સલી ને દોજખની નલી.

એક સ્કાચ ખેડુતના કૌવતની આસપાસના ગામમાં ઘણી વાખવાખી થતી હતી. તે ગમે એવાં પીલતનને કુસ્તીમાં પટકી નાખતો હતો. આ વાતની ખબર લંડનના એક નામીચા ઉમરાવ લાર્ડ ડાઉનને પડી. આ ઉમરાવ ઘણો જોરમંદ અને કુસ્તીમાં મોટો ઓસ્તાદ કેહવાતો હતો. તે લાગલો ઉપલા ગામમાં આવ્યો અને એરાદો કીધો કે

આ ગામડીઆ એવા તે કેવા છે તેની પરીક્ષા કરવી. તે સહવારના પોહરમાં ગામડીઆના ઘર આગળ ગયો તો તે પીલતન ચાંચવો લઈ એક દેવાલની બાજુએ કાંઈ ખણુતો હતો. ઉમરાવે પોતાનો ઘોડો એક પાસેનાં ઝાડ સાથ બાંધયો અને ગામડીઆ આગળ આવી બોલ્યો "અય દેહકાંની તું એટલો તે શું જોરાવર છે કે તારી તારીફ લંડન સુધી થાય છે. લે હું તારૂં જોર અજમાવવા આવ્યો છું."



આટલું સાંભળતાંજ ગામડીઆએ લારડને કમરથી એકજ હાથે પકડયો અને એક દડો ફેં તેમ તેને દેવાલની પેલી બાજુએ આસાનીથી ફેંકી દીધો. લારડને ઉઠી ઉભું થતાં જોઇ "ગામડીઆએ પુછયું "કેમ સાહેબ કાંઈ બીજી ફરમાસ."

"નહીં—'ઠેંકયુ'—પણ મારો પેલો ઘોડો બાંધેલો છે તેની એમજ ઉંચકીને દેવાલની ઉપરથી જરા આપનો કે મારો ફેરો બચે!"

---

## કાચું કપાયું.

એક નાટકશાળામાં બે શખસો સેજ ઓળખાણવાળા એક બીજાની પાસે બેઠા બેઠા વાતો કરતા હતા. એક પ્રવેસ ખલાસ થવા પછી આસપાસ બેઠેલી બાનુઓ તરફ તેઓ

જોવા લાગ્યા. એકે બીજાને પુછયું—"મી૦--પેલી લીલી તોપીવાળી 'અગલી હેલ' જેવી સ્ત્રી બેઠીછ તે કોણ?"

બીજાએ જવાબ દીધો--"એ શું બકોછ--એ તો મારી બેહન થાય."

આ જવાબથી પેહલો ફગલાઇ ગયો અને વાત ફેરવી તોલી બોલ્યો--"અરે નારે—એ તમારી બેહેનને તો હું ઓળખુંછ. હું તો પેલી બીજી ચપરાં નાખવાળી ચાની જેવી છે તેને સારૂં પુછતો હતો."

પેહલાએ ઘણી નરમાકથી જવાબ દીધો "ઠેકયુ—એ તો મારી બાયડી છે!!"

## ઉંદર ખાઉ.

ડાકટર એબરનેથીના હાજર જવાબની ઇંગલાંડમાં જાબજા તારીફ થાય છે. એકવાર એક પુરૂષ હાંફતો કાપતો ડાકટર પાસે આવ્યો અને કહેવા લાગ્યો "અરે સાહેબ મારો એક ચાકર આખો ઉંદર ગળી ગયો છે."

ડાકટરે જવાબ દીધો "ઠીક જાતો વેહલો અને એક આખી ને આખી બીલાડી નહીં તો એક લોહોડાંનું છટકું પાણી સાથે ડોહોવીને પાઇ દે."

## "શોખને શરમ નહીં ને નફટને નાક નહીં"

કાસમ જમાલને એકવાર ચોરી કરવાના વાંકસર છઠી વખત માજીસ્ત્રેટ પાસે ઉભો કીધો. જ્યારે કજીઓ સાંભળવાનો વખત આવ્યો ત્યારે કાસમ માજીસ્ત્રેટને કેહવા લાગ્યો કે "સાહેબ મારો વકીલ આવેછ તાંહ સુધી થોભવું જોઇએ."

માજીસ્ત્રેટ–પણ તેં ચોરી કીધેલી કબુલ તો કરેછ કેની ?

કાસમ–હા સાહેબ ચોરી તો કીધી.

માજીસ્ત્રેટ– ત્યારે વળી તારો વકીલ આવીને તે શું ધી ઘાલવાનો છે ?

કાસમ–કોણ જાણે સાહેબ--તે ધસી ધામીને આવેછ તારે હુંબી જાણવાને ઇંતેજાર છેઉં કે શું નાખે મારો બચાવ કરશે.

---

## સચ્ચેકા મુહ કાળા, જુઠેકી બોલબાલા.

વલભ મસાલને એકવાર ઝાહાડુ કાહાડતાં બે આની પાઇ. વલભજી જબરા ચાંસમારૂ હતા પણ આ વેળા ભલા થવા સારૂં બે આની લઇ શેઠ પાસે ગયા. શેઠે પુછયું "એ કયાથી લાવ્યો ?"

"જી કચરો કાહાડતાં ઢોલીઆ તળેથી મળી."

"હેં ! સાબાશ ! ચાલ તારી ઇમાનદારીના બદલામાં એ તુંજ લે."

વલ્લભ બે હાથે સલામ કીધી અને ગયો. થોડાક દાહડા પછી શેઠનું રૂપાનું ઘડીઆલ ગેપ થઇ ગયું. શેઠે વલભને તેડીને પુછયું "વલભ તેં મારૂં ઘડીઆલ જોયું છે?"

"હાજી."

"કાંહ છે?"

"જી નાહાવાના ઓરડામાં બારીની કોરપરથી મને પાયું."

"તે પછી?"

"પછી શુંજી—તેતો મેં મારી ઇમાનદારીના બદલામાં મારી પાસે રાખયું–તું તે ગેઈ કાલિજ મારવાડીને સવા ત્રણ રૂપીએ વેચ્યું. તમે કહો તો પાછું લાઉં."



## છીંકતાં દંડયો

એક ઉમરે પોહોંચેલા ગ્રહસ્થના માથાંના બાલ કાળા છતાં દાહાડીના બાલ સઘળા પાકી ગયા હતા. એક દાહાડે તે પોતાની બાયડી સાથ બેસી ખુશાલ ટપ્પા મારતો હતો તેટલાં બોલી ઉઠયો—"જોની વાહાલી ગુલાબ—આ અજબ જેવું નથી કે મારા માથાંના બાલ જેમના તેમ છે ને દાહાડીના બાલ બધા પાકી ગયા."

વાહાલી ગુલાબ છણકો કરીને બોલી "તો પાકી નહીં જાય! મુવું ડાચું આખો દાહાડો બકબક બકબક કરીને

હીસીઆ કરે ને ભેજું તો મુવું ઇંડાની કાની પડી રહેલું. એતો જેપર કામ વધારે પડે તે વેહલું ઘસાઇ જાયચ તો."

---

## ઠીંગણો ઠરીઓ.

એક દાહાડે બે પરીક્ષકો એક નીશાળ તપાસવા ગયા ત્યારે એક છોકરો ઘણો ચબરાક માલમ પડયો જેથી અચરત થઇ પેહલો પરીક્ષક બીજાને કેહવા લાગયો "શું ચાલાક છોકરાઓ છે. એની જભાં કેવી તરતર ચાલેછ."

આ સાંભળી બીજો પરીક્ષક બોલ્યો "અંહ! એ બધું જોવાનું. કાયદો છે કે જે છોકરાં બચગીમાં ઘણી હુશીયારી બતાવે તો મોટપણે ઘણા ઘોતાળ નીકલે છે."

આ સખુનો પેલા નાહના છોકરાના કાને પડયા તે સાંભળી તે બોલી ઉઠયો "તારે સાહેબ તમે નાહના હશો ત્યારે ઘણા ચબરાક હશો?"

---

## જેનું નામ ડાચું!

એક શખ્સ એકવાર દાંત પડાવવા થકી "ડેનટીસ્ટ"ને ત્યાં ગયો. ડાકટરે ચીપીઓ પકડી પેલાને મોહોડું ઉઘાડવા કહયું. દરદીએ એવી તો જબરદસ્ત ફાડ ઉઘાડી કે ડાકટર હશીને બોલ્યો "અરે ભાઇ હવે હું કાંઇ મોહોડાંની અંદર ઉતરીને કામ કરવાનો નથી. બાહાર ઉભો રહીનેજ દાંત ખેંચી કાહડીશ."

## નાગાને ફુલે આવળ્યો ઉગ્યો, તો કહે ભલે મને છાંએડા થયો!

એક શખ્સને ફાંસી ચહડાવવા કાહાડયો ત્યારે શેરીફે કાયદાની રીતે તેને પુછ્યું કે તારી કાંઇ મરતી વખતની અરજ છે?" બંધવાએ જવાબ દીધો "હાજી એક અગતની અરજ છે તે કબુલ રાખશો તો દોજખમાં તમારો ઘણો ઉપકાર માનીશ."

શેરીફે પુછ્યું "ચાલ બોલ શું માગણી છે?"

એટલુંજ કે જયારે મને ફાંસી ચહડાવે તારે મારા ગળાંને હાથ નહી લાગે."

"કેમ વારૂ?"

"સાહેબ હાથ લાગશે તો મને ઘણી ગીલી લાગશે ને મારેથી ખડ ખડ હસાઈ જવાશે."



## હાજર સેફત.

મુંબઈના એક પ્રખ્યાત બારીસ્ટરને વીષે સર્વે કોઇ જાણે છે કે ગમે એવો ચાલાક છતાં લગાર બેધ્યાન હતો. એકવાર એક બંધવાને ખોટી સહી કરવાના વાંક માટે સેશનમાં ઉભો કરવામાં આવ્યો, તેની તરફથી બચાવ કરવાને બારીસ્તર સાહેબ બીરાજયા. મુકદમો શરૂ થતાંમાં બારીસ્ટર ભુલી ગયો કે તે બંધવાનો હીમાયતી હતો.

પોતાનું ભાષણ કરતાં તે બોલ્યો " આ પીંજરાંમાં ઉભેલા ધણીને હુ ઓળખું છુ, એની આબરૂ વીશે લોકોમાં ઘણુ હલકું મત છે, એને લોકો દગાખોર, લુચ્છો તરીકે પીછાણે છે."

આ કાચ્ચું કપાતું જોઇ બંધવાના વકીલે બારીસ્ટરના કાનમાં પડી કહયું "અરે એ શું ધાન વાળેછ? એ તો આપણું કુલ થાય."

બારીસ્ટરે જોયું કે ભુલ થઇ તો ખરી પણ જરાબી મોઢ કુમળાવ્યા વગર ફેરવી તોલ્યું અને બોલ્યો "પણ અફસોસ આ દુનીયાંજ નઠારી છે. કોણ સારૂ માણસ આ નીંદાખોરી જગતની બત્રીસીમાંથી છટકી જવા પામે છે? સારાં માણસના સેંકડો દુશમન તેમ આ મારો બચારો નીર્દોશ કુલ પણ દુશમનોની દુશમનીનો ભોગ થઇ પડયો છે."



## અસ્ટમ ગસ્ટમનો પાખ.

એક ડાકટરે સરેસ્તો રાખયો હતો કે કાંઇબી વધીસધી દવા રદ કરવી યાને નાખી દેવી નહી—જયારે કોઇબી ઘરાક સાજુ થયું અથવા ધપી ગયું કે તેની વધેલા દવાઇ મંગાવી એક મોટો બાટલો કીધેલો હતો તેમાં હોમાવયા કરતો. આ પ્રમાણે કરતાં ઉપલા બાટલામાં એટલું તો ડોહોચાણ એકઠું થયું હતું કે ભલો ધનેતર રસાયણીબી તેમાં શું છે તે પીછાણી શકે નહીં. એકવાર એક માને આ પ્રમાણે

કરવાનો સબબ પુછયો ત્યારે ડાક્ટરે જવાબ દીધો "જોની આપુ સાધારણ દુખ્ય દરદોમાં છાલોપાલો કરવાને હું સારીપેઠે જાણું છું. પણ કોઇવાર એબ લગામણા દુખ્ય નીકળી આવે છે ત્યારે આએ બારસો સુનાને તોલનો થઇ પડે છે. એમાં એક લાખ્ખ જાતની દવા છે અને કોઇ નહીં ને કોઇખી કારગત લાગેજ. અગર નહી લાગે તો બચારો દુખ્યમાંથીતો છુટે એટલે બસ."



## પારકે પઇસે તેહવાર.

વિલાયતના એક પોંચખાનામાં થોડાક ચદન ચેડા જુવાન ઉમરાવો બેઠા બેઠા ગમત કરતા હતા. દારૂનો બાહાર ચાલેલો હતો તેટલાં તેમનો એક ખુશ મીજાજી પણ ઉમરે પોંહોંચેલો મીત્ર આવી લાગ્યો. ઝપાઝપીમાં સઘળાઓએ સરત મારી કે-દરેકે એકકી બની શકે એવી માગણી કરવી અને જેને ગમે તે માગણી પ્રમાણે કરે અને નહીં તો એક અમુક રકમનો દંડ માગણી કરનારને આપે. આ સરત સઘ-ળાઓએ કબુલ કીધી અને શોર પાડી ઉઠયા કે હમો સઘળું આપશું, પણ દંડ આપનાર નથી.

પેહેલા ઉમરાવે માગણી કીધી કે સઘળાઓ પોતાના માથાંના બાલ કાતરથી કાપે નહીં તો રૂ. ૨૦૦) દંડ આપે. સઘળાઓએ કાતર લઇ પોતાના માથાંના બાલ ઉપર ચપકા મુકી નખ્ખસ્તાન કરી મેલ્યું. પણ છેલ્લા આવનાર

ખુશ મશ્કરાએ મુગે મોહોડે રૂ૨૦૦) દંડના કાહાડીને મેલ્યા.

આ પછી બીજા ઉમરાવે દરખાસ્ત કીધી કે સઘળાઓ પોતાના ડગલા તથા તોપી કહાડીને ભઠીમાં નાખે નહીં તો રૂ૫૦૦) દંડ આપે. લાગલી તોપીઓ તથા ડગલા આગમાં જઈ પડયા પણ છેલ્લાએ એક શબ્દ બોલ્યા વના રૂ.૫૦૦) આગળ કાહાડીને મુકયા. સરવે મીત્રો તેની મુરખાઇ ઉપર હસવા લાગ્યા. આખરે ત્રીજાએ માગણી કીધી કે સરવે પોતાના બુત તથા મોજાં ફાડીને નાખી દીએ નહીં તો રૂ. ૧૦૦૦) દંડ! સરવેનાં બુટ, મોજાં ગેપ—પણ છેલ્લાએ પાછો દંડ ભરયો.

હવે તેની માગણી કરવાની વારી આવી ત્યારે તે બોલ્યો સઘળાઓ પોતાના સઘળા ઉપરના દાંત તોડી પાડી આગમાં નાખે નહીં તો રૂ૨૦૦૦) નો દરેકને દંડ. સઘળાઓ ડઘાઇને એકબીજાનું મોહ જોવા લાગયા.. પેલાએ ધીમેથી પોતાની આખી બત્રીસી (ખોટી) કહાડીને આગમાં નાખી. ઉમ-રાવોએ મુગે મોહડે બબે હજાર રૂપીઆ દંડના ગજવામાંથી કાહાડીને આગળ મુકયા. મશકેરો બોલ્યો જુઓ ભાઇઓ આ છ હજારમાંથી મેં ભરેલા દંડના રૂ૧૭૦૦ બાદ કરતે બાકી રહયા ૪૩૦૦)—ને વળી ડગલો, ટોપી તથા બુટ મોજાં સલામત રહયાં તે જુદાં--

શીખામણ—એવી રીતની સરત બકવી ત્યારે સરવેથી છેલ્લી માંગણી આપણી રાખવી—સાહેબ મેહરબાન.

## ટાહાડાં પાણીએ કાસર--ચાકરોને નસીહત.

કોઇને આ જીવતર અકારૂં પડે તેમાં તેનો પોતાનો
વાંક છે! એ તો જેવી જેની ટેવ. આપણુ ભાઇ ફરતા પંખી.
હું જયાંબી ચાકરી રહું ત્યાં કોઇબી પુછે તેનો જવાબ
"હા." કાંઇબી વાતનો વાંધો ન મળે! આપણો શેઠ તો
ખુશ ખુશ થાઇ જાય, પછી ખરેખર કામના કરતા મરે.
જાણે કે જુવો. મારી શેઠાણીએ બુચાને હીચકા નાખવા
મોકલ્યો. હવે મને તો હીંચ તાણવાનો કંટાળો. બચ્ચાંને
પટાવવું, પસવારવું, ઝોલા દેવા, અને સુવાડવા માટે ગાવું
પડે તે આપણો તો જીવ જાય બા. પણ બાઇ કેહશે
"જા" તો આપણે જવાબ આપ્યે "ચાલ્યોની બાઇ" એમ
કહી બુચાને લઇ માળપર જઇએ. પછી તેને મરડી
મચલીને પકડું અને વખતે એક બખીયોબી દઉં. એટલે
બાલક તો મોટે મોટે રડે. બાઈ ઘણીવાર તો સાંભળયા કરે
કે હવડાં બુચો સુશે, પણ આપણે બખયા ચાલુજ રાખયે
એટલે પછી બરાડાનું પુછવું શું! આખરે તેથી મા કંટાળીને
આવે અને પુછે કે "કાહાનજી, બુચો કાંય એટલાબધો
રડેછ?" આપણે જાણે કેપોએક જીવ બળતો હોય તેમ
બુચાને હાથમાં પકડી પટાવીએ અને કહીએ કે "કોણ જાણે
બાઇ પેટમાં દુખતું હોશે, નહીં તો કાનમાં ચશકા મારતા હોશે"
પછી બાઇ કેહશે "લાવ હું સુવાડું" ત્યારે વળી જરા હું
ભારી કોરો થાઉં અને કહું કે નારે એતો માહારે હાથેજ
સુઇ જશે, તમે શું કરવા અમથાં અકરાઓછ"? ત્યારે વળી

મારૂં માન વધે ને બાઇ કેહેશે "કાંઇ નહી કાહાનજી, જા" એટલે આપણતો પાપમાંથી છુટયા.

જોયું! લડીને બગાડ કરવા કરતાં લગાર સીફત કીધી તો દલદર પત્યું. બીજું કબી બુચાને આપી કેહશે કે ફેરવી લાવ તો વળી પગ કોણ દુખવે. એ પંચાતી આપણાથી તો ન વેઠાય. પણ ના કેહવાની વાત નહી. લાગલું આબરૂ દરકારથી બુચાને ઉંચકી ચાલવા માંડવું. પણ તમે જાણો કે પવનચકીપર જતો હોઇશ. નારે બા. એ વાત આપણી પાસે નહીં. આપણુ લાગલા કોઇ દોસ્તદારના ઘરમાં જઇ રાંધણીમાં તે રોટલી કરતો હોય ત્યાં વાતે બેસ્યે. પછી બુચો આગળ રમ્યા કરે અને રડે તો વળી એક રોટલીનો કકડો ડોસીઓ કેની, કે બેસીને ખાયા કરે. પણ તોબી છેડાયા કરે એટલે ચુલામાંથી બળતું મોટું લાકડું કાહાડી જરા બીહવડાવીએ અથવા બારીની બાહાર ધરીને "નાખી દઉંછ" એમ કહીએ કે લાગલું અમોલું રહી જાય. સાત એક વાગા કે ઘેર જઇએ એટલે બાઇબી ખુશી થાય ને બે વાત! પણ હવે ઠેકાણુ મોટાં બાલકને લઇ જવું નહી હો, નહીતો વાસીને ભાંગરો વાટી નાખે તો આપદા! મોટાં બાલકને સાથે મોકલે ત્યારે કેહવું કે "બાઇ ગાડી ઘોડાની ભીડમાં જવા દેઓની, કેથું આડું અવલું વાગી જાય." ને વળી તેના ઉપર ગળે પડયે કે એનો બુચાને મારયા કરે છે. એટલે બાઇ કેહેશે "એને રેહેવા દે." પછી કોઇ દાહાડે અવારનવાર શેઠ પાસ જાઇને કહું કે "સાહેબ બાપની આશી મરી ગઇ" અથવા "ફલાને ઉઠીઆણુ જવું છે"

ઇત્યાદી. બાપની માશી તો કોણ જાણે કે દાહાડેની બેહેસ્તમાં ગઇ હોય, પણ એમ કહેવામાં તાહાડાં પાણીએ કાસર [illegible] ઘણા પક્કા શેઠ મને નહીં ગમે. જરા ઓલીઆ [illegible] હોય તોજ ઠીક. સામે થયા તો મવા [illegible] ઉસાવીને કામ લેવું. "પાપ ને વાઘ" હે! હ! હે! આએ દુનીઆમાં [illegible] હાડે છે? એ તો ફાકટનાં ફાંફાં છે. આજે વળી એવું [illegible] વા પડું તો તરણ દાહાડામાં મરી જાઉં.



## ભણે ગણે ને લેખાં કરે.

ગામડીઓ—(નાહના ભત્રીજાને) હેં પો[illegible] અવે નિહારે જાય કે?

**ભત્રીજો**—હા કાકા, બે માસ થયા.

**ગામડીઓ**—ને હારૂં હારૂં હીખીઓ!

**ભત્રીજો**-હા કાકા, બહુ શીખીઓ હવે તો પરાં પરાં વાંચું.

**કાકા**—હેં અરે વાહ કેતરમો નંબર રાખે?

**ભત્રીજો**—જી, રોજ બીજું ત્રીજું રાખું.

**કાકા**-ઠીક-ઠીક—જીવતો રેહ બાપા!--લે આ પા ઇનામ. તારા વર્ગમાં કેટલા છોડા છે બાપા?

**ભત્રીજો**-ત્રણ! તેમાં એક અવારનવાર માંદો રે આશે આવતો નથી.

## નાહાનોકી દોસ્તી, જીવકા જાન.

આયરલાંડમાં એક બારીસ્ટર જુરીની હજુરમાં પોતાનું કુલ જે એક નાહાનું બાલક હતું તેની તરફથી ભાષણ કરતો



હતો. અને જુરીના મન ઉપર અસર કરવા મા બાલકને કેડ ઉપર ઉંચકી જુરીની હજુર ધર્યું. આ વેળા બાલક બોર બોર જેવડાં આંસુ પાડી રડતું હતું. આથી જુરીના મન ઉપર . . અસર થઈ. બારીસ્ટરે ભાષાણ પુરૂં કીધા પછી સામી તરફનો બારીસ્ટર ઉઠયો અને છોકરાનાં માથાં ઉપર હાથ મુક પંપાળીને પુછયું "બા તું શા સારૂં હવડાં રડતો હતો?"

છોકરાએ પોતાનાજ બારીસ્ટર તરફ આંગલી બતાવી નીરદોષપણે ઉતર દીધો "જી, મને આય સાહેબે કેરપર લેતી વખતે ચમટો દીધો!"

---

## ભીખારીનો વિલાપ.

એક ભીખારીએક બે દાહાડા રખડયા છતાં ખાવાનું નહી મલ્યું એટલે નાચાર થઈ પોતાના પાલેલા કુતરાને ગયો. સઘળો કુતરો હજમ કીધા પછી પેટ ધરાયું પાસે પડેલાં હાડકાં જોઈ આંખમાં આંશું લાવી બોલ્યો



ચુલ્લામાંથી જગ બળતું લાકડું કાહાડી બીવાડયે. સફે—૬૦

હાય મારા કુતરા, જો તું જીવતો હતે તો આએ વધેલાં હાડકાં કેવાં ખુશીથી હવડાં ખાઇ જતે!"



## મારે તેની તલવાર.

પારડીની પાસે જગલો નામે એક ઠગ રેહતો હતો. તેને જયારે દુકાલને લીધે ખાધાના ઘણા વાખા પડવા લાગ્યા ત્યારે એક પીસ્તોલ લઇ બાહારવટે નિકલ્યો. એક દાહાડે રાતને છેડે જંગલને નાકે ખોલ્લુ શોધતો ફરે છે એટલાં એક મુસાફર ત્યાંથી ચાલતો હતો તેને જગલે અટકાવ્યો અને કપાલ સામું પીસ્તોલ ટાંકી બોલ્યો–"લાવ તારા પઇસા, નીકાં લઉં તારો જાન."

મુસાફર પોંહોંચેલો હતો તેણે જોયું કે સામા થવામાં કાંઇ વળવાનું નથી એટલે કરગરીને બોલ્યો–"લે ભાઇ જે હોય તે આપું, પણ આટલા બધા પઇસા લેશે તેના બદલામાં આ પીસ્ટોલ વેચાતી આપ કે આગળ રાહ કાપતાં કોઇ વળી નકામો સતાવે નહીં."

જગલે કહયું કબુલ."

આ પ્રમાણે સાટું કરી મુસાફરે પોતાની કમ્મરેથી રૂપીઆની ઠેલી છોડી જગલાના હાથમાં મુકી અને જગલે પોતાની પીસ્ટોલ મુસાફરને આપી. જેવી પીસ્ટોલ હાથમાં

આવી કે મુસાફરે ઝડપ દઇ તે જગલાના માથાં તરફ ધરી અને બોલ્યો—"લાવ બચ્ચા બધું પાછું—નહીંતો આખખડી ભેજું ઉરાડી મેલીશ."

જગલો હસીને બોલ્યો "ભલે ભાઇ ઠીક—મારા લાલ–પીસ્તોલમાં ઘોડોજ કયાં છે અને માહે દારૂએ કયાંછે!"



## એક પછી એક ભાઇઓ.

એક શેહરમાં ત્યાંની કોર્ટના જડજ સાહેબ અને પેહલા બારીસ્ટર વચ્ચે બનાવ રેહતો નોહોતો. જયારેખી લાગ ફાવે ત્યારે તેઓ એક બીજાની ટકોર કરવાને ચુકે નહીં. એક વાર એક મુકરદમામાં જડજ સાહેબ જુરીને કાંઇક ખુલાસો કરતા હતા તેવામાં રસ્તામાં એક ગધેડે ભુંકવા માંડયું. જડજે ભવાં ચઢડાવી પુછયું "એ શી ગરબડ છે?" બારીસ્ટરે ઉત્તર દીધો "કાંઇ નહી સાહેબ એતો ફકત કોર્ટનો પ્રતીશબ્દ છે."

જડજ આ મશ્કરી તે વળાતો ખાઇ ગયો. હવે થોડા વારમાં બારીસ્ટર બોલવા ઉઠયો. અડધું ભાષણ થયું એવામાં આપણા ગધેડા મીત્રજી વળી પાછા ભુંકવા લાગ્યા. આ વેળા જડજ સાહેબ બારી તરફ તથા બારીસ્ટર તરફ ડોકું નમાવી બોલ્યા "તમો બેહુ સાહેબો સાથે બોલો છો તે કરતાં એક પછી એક બોલો તો સારૂં."

## ઈન્તરને ઘર તીન્તર આવ્યું તો કેહ બાહાર બાંધું કે ભીત્તર.

મારી પડોસમાં એક નાહના ઘરમાં દીની પેંગી નામની ગરીબ માણુસની પણુ અતીશય ઇત્તર છોડી રેહતી હતી. તેણીનું લગન કુંવરજી નામના એક સુંથાર સાથ થયું ત્યારે તે આખાં ગામમાં કહી આવી કે તેણીનો ધણી તો ઇજનેર છે અને રૂ. ૧૫૦ નો (મીંડું બાદ) પગાર પાડે છે. વળી તે નરો 'યુરોપીયાન' જેવો ગોરો છે, ઇત્યાદી.

આ સઘળાં કૌતક સાંભળીને મારાં બપાઈ ઘણા ખભરે અને જયારે ત્યારે દીનીને ધમકાવે. લગન થવા પછી દીની પોતાના નવાં કપડાં અને જણુસ સરવેને દેખાડવાને ઘણી ઇંતેજાર હતી. એક દાહાડે સાંજના તે બની ઠણીને મારે ત્યાં મળવા આવી. બપાઇનાં ભવાંનો ચીલ્લો દુરથી ચઢેલો જોઇ આપણે તો ચેતી ગયા કે આજે દીની પેંગીની કમબખ્તી. રમુજ જોવા કીજે હું પાસેના ઓરડામાં ભરાયો અને બારણાનાં ચીરામાંથી નીચલી સઘળી વાતચીત સાંભળી:—

બપાઇ—આવો દીનબાઇ આવો—કેમ લગન બગન કરીને પરવારીઆં?

દીની—જી હા—જી ભરૂં મારા વરને તો આખો દહાડો એટલું કામ એટલું કામ-કે બસ જાંગલાઓની મોહે ફરવાનું ને જરા જંપીને બેસવાનું નથી માય. (આ પ્રમાણે બોલી દીની પોતાની નવી સારીની કોર દેખાડવાની મત-

લબથી પોતાના હાથમાં લઇ જોવા લાગી) જે સમજી જઇ બપાઇ બોલ્યાં:—

"મરેરે—આ નવી સુતરાઉ સાડીઓ નીકલીછ તે કે?— નરી જાણે રેશમી જેવી લાગેછ."

દીની ખુશીયાણી પડી બોલી "નહીરે જી—રેશમી છે."

"અંઅંઅં—(હાથમાં લઇ) ખરેખાત! તારો રંગારો કોણ છે?—જુની સાડીને કેવી મજાની રંગીછ."

દીનીનું પાકી આવ્યું પણ જેમ તેમ ખામોશ કરી બોલી "ઓ વાય—બપાઇ—નવી દોર જેવી સારી છે ને એમ શું કરોછ?"

"નવી છે? માઓ, હવે તો કાંઇ બરાબર સુજતું નહીં તે શું કરૂં—પણ આઓ તારા હાથમાં સુનાનો દોર ચરાવેલી બાંગડી છે તે કેમ મળેછ? મને ઘણી ગમેછ—ને આઓ ખોટાં મોતી પેહરવાની તો અવે ચાલજ પડી ગઇછ જો."

હવે દીનીથી વધારે સંખાયું નહી તેથી ફફડીને બોલી—

"હોસે માય, ગરીબ માણુસ પેહરે તે પીતલનું-ચાલો માઓ બેસો-મને તો કામ છે—હું જાઉંછજી."

"અં—આવજો!" (મનમાં) ફરીથી એવાં મારી આગળ સીપલાં થવા ના આવતાં."



## ભેલમ ભેલની જાત્રા.

ન્યુસપેપર વાળાની પીડાતો ન્યુસપેપર વાળાજ જાણે! એક વાર એક પત્રમાં બે જુદી જુદી બાબદનાં ફકરા ભેલમભેલ થઇ ગયા તેનું પરીણામ નીચે પ્રમાણે થયું તે જુઓ:—

"ગામખાતું—ગીઆ રવીવારે દસ્તુરજી સાહેબ મંગેશજીએ અપાબાગમાં વાયજી કીધી તે વાર ઘણું લોક હાજર હતું. દસ્તુરજી સાહેબની તબીયત સારી ન હોવાથી બરાબર બોલાતું ન હતું તેથી અધવચે આવ્યા પછી ખુબ નાચવા માંડીયું ને ફાલબાદેવીથી ઉભી પુછડીએ નાહાસતાં છેક મેદાનમાં આવી લાગ્યો. અત્રે કેટલાક અવીત્રા છોકરાઓએ તેની પુછડી સાથ એક જુની સાવરણી બાંધી



અને છોડી દીધો. આ વેળા પુષકળ લોક તેની પાછળ હુરરો કરતું હતું. ગરબડ સરબડનો કાંઇ પાર ન હતો. સેવટે એક કનસટેબલે તેને દુરથી ગોલી મારીને મારી નાખ્યો!"

અલબતે વાંચનારને જણાવવાની કાંઇ જરૂર નથી કે દસ્તુરજીની વાયજીનો ફકરો અને એક ઘેલ કુત્રાનો ફકરો બીબાં ગોઠવનારની ચુકથી ભેળાઇ ગયા હતા.

## પૈસાને માટે પરણવું.

બદશુરત ઓરત સાથ પૈસાને અર્થે પરણવું એ રૂપાંના પડ લગાડેલી કડવી ગોળી ગળવા બરાબર છે.



## પરણેલી જીંદગીનો બીજો સફો.

અમારી પરણેલી જીંદગીનો એક સફો પાણે ૩૬ મે આપ્યો છે. તે ઉપરથી અમારી એક બીજી વાત યાદ આવે છે જે આ ટાંકણે ઉતારી લેવા જોગ છે. મારી બાયડીને પોતાના અથવા બુચાના કપડાં શીવાય બીજા કસા ઉપર ખરચ કરવાનો બીલકુલ શોક ન હતો. હું વખને સુચના કરૂં કે ચાલ આપણે નાટકમાં જઇએ તો કેહશે "અં— પાંચ રૂપીઆ ટીકીટના ને બે રૂપીઆ ગારી ભાડું—તે સાત રૂપીઆ એમ નાખી દઇએ તેના કરતાં ૧૦. રૂપીઆ ઉમેરીને એક નવી સારીજ પેહરૂંની."

મુક્તાદના દાહાડા આવ્યા ત્યારે મારી બાયડી કંટાળો આપવા લાગી કે "ડોસલાનો ઓરડો રંગાવવો જોઇએ." મેં હા પાડી કે હું કડીઆને મોકલીશ તેના પાસ કરાવી લઇશું— પણ 'મીસીસ' ને આ ખર્ચ પસંદ આવ્યો નહી. તેવણે બોલ્યાં—"નકામો ખરચ—વળી કરીઆ ને બરીઆ—આતવારે ઘેરમાં રહીને શું કરશો—પાવલાનો ચુનો મંગાવીને હાથે ચોપરી દીધો એટલે સસ્તું ને સીગનપોરની જાત્રા. મનેખી

આ વાત વાજબી લાગી અને મનમાં વીચાર્યું કે વારૂ—ગમે તેવી છે પણ કરકસરવાળી તો છે. કરકસરમાં તો ખરેખર મના હતીજ નહીં, કેમકે મારા એક બનાતના ડગલાને કાપીને બુચાના બળોટીઆં કીધેલાં મારી નજરે હું રોજ જોતો હતો. મેં કહ્યું "ઠેંક-યુ—મારી વાહાલી—આતવારે આપણે કડીઆ બની જઈશું અને આડા અવળા સપાટા મારી ઓરડાને રંગત મેહલ બનાવી દઈશું."

ધણીયાણી આથી ખુશી થઈ ગયાં. રાતના જમીને સુતા પછી સુમારે દસેક વાગે મારી આંખો લાગી છે એટલાં 'મેમસાબ' બોલ્યાં "લીલો છોકરાને નહી કામનો જો." હું ઉંઘમાંથી ચમકીને ઉઠયો અને રંગબંગની વાત ભેજાંમાંથી ખશી ગયલી એટલે ચકીત થઈને પુછયું—"સું સું!" મારી બાયડીએ ખોલાસો કીધાથી હું ફફડી ચટકીને બોલ્યો—"વારૂં તુંને કાંઈ બીજો વખત કેહવાનો મલ્યોજ નહીં."

"લે વરી, તમે શું એવા છી કે તો નાખ કાપું જેવા થઈ ગીયાછ. યાદ આયું ને કહ્યું તેમાં વરી શું મોટી વાત થઈ ગઈ. નહીં તો ઓછી પીડા."

સહવાર પડતાંમાં પેહલી હમાજોર તો કયો રંગ લગાડવો તે બાબેની થઈ. મેં કહ્યુ જે પીલો અને મારી બાયડી કેહજે ગુલાબી. આખરે ઘણી પંચાતીએ 'બલુ' ઉપર સેવટ આવ્યું. સૌજી ડગલી, બ્લુ પાજની ઈજાર લટકાવી શેઠ બજારમાં ગયા અને મલકાતા મલકાતા બે પડીકાં બ્લુના

અને અધમણ ચુનો ઘાટી પાસ ઉંચકાવીને ઘર લાવ્યા. દાખલ થતાંજ દીલદારે પુછ્યું—"એ આએ નવીને નવી ઇજાર ઉપર દાઘ કાંહાંથી પાડીઆ." વાંકો વળી જોઉંછ તો ખરેજ! ઇજાર ઉપર રંગારીની દુકાન આગળ તેલના રંગના બે ધાબાં પડેલાં. આ તો નાઉમેદીનું મુરત થયું. મારી સ્ત્રી જીદ કરવા લાગી કે રંગ લગાડવા અગાઉ કપડાં બદલીને જુનાં પેહડવાં. આગળ કાંઇ હતું નહીં એટલે કોણ જોવા આવેછ એમ ધારી મેં એક જુનો સદરો અને મારી બાયડીની જુની પણ મોટી પોહોલી કોરની ઇજાર પેહડી (!)

ઇશટાન મંગાવ્યું, રંગ મેળવ્યો, ગાળવા માટે એક આખો સદરો ખરાબ કીધો અને મજુરની માફક ચુનો ઢોળવા બેઠા. સુમારે પાંચએક વાર દીવારને લગાડયો હશે એટલામાં મારા પોંહોંચા દુખી આવ્યા અને અકરવકર થવા લાગી. બરશ ભરીને ચુનો લઉં કે છરર કરતો સેત્રંજી ઉપર છંટાઇ પડે. આખરે જેમ તેમ કામ ખલાસ કીધું અને થાકીને લુસ થઇને ખરડેલે હાથેજ સોફા ઉપર અરેટાયલો છું તેવામાં બારણું ઉંઘાડી મારા બે મીત્રો ઓરડામાં દાખલ થયા. મારો ચુનાથી રંગબેરંગ થઇ ગયલો ચેહરો, ખરડેલા હાથ અને નાપાક પોહોલી કોરની ઇજાર જોઇ તેઓ દમ બાંધીને હસવા લાગ્યા અને મારો જીવ ગયો. હું તાંહથી ઉઠીને નાહઠો અને બીજે દાહાડે હાપીસમાંથી મારી બાયડી ઉપર નીચલો નાહાનો આંકડો મોકલ્યો.

| ૪ | | ૭ | |
|---|---|---|---|
| ૫) | સુલેમાન કડીઆને ઉધડું આપતે તેનો ખરચ લાગતે. | ૮) | ઇજાર પાજની એક ખરાબ થઇ તેનાં. |
| ૨૧॥। | હુશીયારી કરવા જતાં લાગેલી નગદ ખોટ. | ૧॥। | ચુનો શેર ૨૦. |
| | | ૧॥ | રંગનાં પડીકાં ૨. |
| | | ૦॥। | બ્રશ ૧. |
| | | ૦।- | ચુનો ગાળવા આખો સદરો બગાડયો. |
| | | ૦)- | ચુનામાં ભેળવા ખાંડ. |
| | | ૧) | મારી મજુરી. |
| | | ૩। | સાદરીના કટકા છંટાઇ ને ખરાબ થય. તેના. |
| | | ૦)= | ચુનાની ખરાબ થયલી તપેલીને કલાઇ. |
| | | ૧૦) | ભેજું ચસીને પોચું થયું. |
| ૨૬॥। | રૂપીઆ. | ૨૬॥। | રૂપીઆ. |

## આંધળા આગળ આરસી ને બેહરા આગળ સંખ.

ભાવનગરમાં ભોલો આદર દારૂની દુકાન માંડતો હતો. આદર ઘણો ભલો અને હસમુખો હતો પણ નરો બેહરો ભીત. તેનો જાની મીત્ર ઉકર પણ તેવોજ બેહરો અને ભોલો ભટાક હતો. એક દાહાડે સાંજને છેડે બેહુ અટલા

બંદેકી જોડી પીઠાંની બાહાર બેઠા છે અને માવઠાની ભરેલી રંગબેરંગી ડીકાનટરો તરફ જોઈ ઉકર અવાચીપર અવાચી ખાયછે ને મનમાં વીચારે છે કે—આહ! આ દારૂની અરધી પેંટ પેટમાં જાય તો કેવું. એવામાં એક મુસાફર ત્યાં આવ્યો અને પુછેછ "ભાઈ હંઈથી મહુવા કેટલું છેટે છે?"

દુકાનનો ધણી આદર કાન ઉંચા કરી બોલ્યો—"મોહ-વરૂં? હા ભાઇ મારી કને બહુ હારૂં છે—" એમ કહી ડીકાનટર આગળ ધરી.

મુસાફર બોલ્યો—"અરે ભાઇ હું પુછુંછ કે મહુવા કેટલું દુર છે.

"અં—હારૂં છે—તું પીતો જો—તારે ગમે તે આપજે." એમ કહી આગળ જામલીયું મુકયું.

મુસાફર બચારો કંટાળીને ઉકર તરફ ફરીને બોલ્યો—"ભાઇ તારો દોસ્ત બચારો બેહરો દેખાયછ મેહરબાની કરી કેહશે કે મહુવા કેટલું દુર છે મહુવા "

ઉકરે ખુશીથી ડીકાનટર અને જામલીઉં હાથમાં ધર્યું અને એક કટોરો ભરી બોલ્યો—"હા ભાઇ લેની તું કેહતો એકની દહ હલામતી લેઉં—વળી મોહવરૂં પીવા કોણને નહીં ગમે."

મુસાફર આ મુગાઓની મોહકાન ચેતી ગયો અને એક ફુલીઆંનાં પૈસા ફેંકી ત્યાંથી ચાલવા માંડયું.



## માર તોપ—અલ્લા સચ્ચા હુએ!

નફ્ટ નાકે ડફાંસ મારવામાં અમેરીકનોથી ચઢીયાતા બીજા કોઇ જાણવામાં નથી. નયુયાર્કમાં જુનાસ નામે એક ફ્રેંચ રેહતો, તેની જુઠું બોલવા વીશેની તારીફ જાબજા થતી હતી. એક દાહાડે એક પોંચખાનામાં પાંચ છ રમુજી મીત્રો મળ્યા તેમાં જુનાસ સાથે એક અમેરીકન નામે સાઇમનબી જબરો ગપ્પીદાસ હાજર હતો. જબરદસ્ત તોપ મારવા બાબે તકરાર નીકળી ત્યારે એક ટોલીએ જુનાસની તરફદારી કરી ત્યારે બીજી પક્ષવાળા સાઇમનને નાલીઆંખાં ઠરાવવા લાગ્યા—આખરે સઘળાંઓએ મળી એક "અમપાયર" યાને ચુકાદો



કરનાર ઠરાવ્યો અને સરત બકી. પાસો નાખતાં ફ્રેંચની વારી પેહેલી આવી. તેણે ગપ મારી કે "મેં એકવાર એક લોઢાંનો બીલો એટલો તો જોરથી ફેંકયો કે તે ચંદ્રમાને જઇને ચાંદને વચમાંથી ચીરી નાખ્યો!"

આ અઠંગ જુઠું સાંભળી સઘળાઓ સાબાશીની તાલી પાડવા લાગ્યા, જે સાંત થવા પછી અમેરીકન આસ્તેથી બોલ્યો "ભાઇઓ, આ ગ્રહસ્થ કેહે છે તે વાત સાચી વાત છે, કેમકે આ વેળાએ હું ચંદ્રની પછવાડે ઉભેલો હતો અને જેવો ચાંદ ફાડીને બીલો આવ્યો તેવો મેં ઝીલી લીધો અને તે હજુ મારી પાસે પડેલો છે."

અમપાયરે ઠરાવ્યું કે અમેરીકન સરત ઝીત્યો!

## ધારાના ઉપાધ્યાઓ.

બે નામાંકીત હરીફ બારીસ્ટરો એક મુકરદમાં મધે એક બીજા સાથ સખ્ત હોજાતોજી કરતા હતા. તકરારને દરમ્યાન એક બોલ્યો—જો મારો મીત્ર આ બાબદમાં વાંધો લેશે તો તેની સાથ આખ્ખો દાહાડો બાલેબાલ તોડવાને હું તૈયારછું.

આ સાંભળી બીજાએ પોતાની ખરબચડી દાહાડી આગળ કરી અને બોલ્યો "લે તોડ જોઉં."

હરીફે જવાબ દીધો "મેં બાલ તોડવાનું માથે લીધું હતું કાંઇ ઘાસનુ બંડલ તોડવાને કબુલ કીધું નોહતું."

---

## વૈદોના કૌતક.

એક વૈદના નોકરે પોતાના શેઠ આગળ આવી ફર્યાદ કીધી કે "સાહેબ મારી ખાત્રી છે કે મી૦—આપણી દવા પીતા નથી.

ડાકટરે પુછ્યુ "તેં કેમ જાણ્યું?"

"તો સાહેબ પીતા હોય તો અત્યાર સુધી તેવણ જીવતા કેમ રેહ?"

## ૨.

એક માતબર શેઠને જરાજરામાં ડાકટરને બોલાવી મંગાવવાની નઠારી ટેવ હતી. એક દાહાડે ધુળ જેવાં કારણ માટે

ડાકટરને તેડાવી મંગાવ્યો. નાડી જોઇ ડાકટરે પુછ્યું—"ખાવાની રૂચી લાગેછે?"

શેઠે જવાબ દીધો "હા."

"રાતના ઉંઘ સારી આવે છે?"

"હા."

"તો ઠીક છે હું કાંઇ ઓષડ લખી આપું છું જેથી આ બેહુ જતા રેહશે."

૩.

બેહસ્તી રૂસતમજી ડાકટરને જયારેખી કોઇ નજીવા કારણ માટે બોલાવી મંગાવે ત્યારે ઘણા ખુશ મીજાજથી તેઓ આજારીની ઠેકડી કરતા. વોહરા બજારમાં આદરજી શેઠ કરી રેહતા તેવણુની એકપુરી દીકરી શીરીનબાઇને જરા સરકમ થયો તેથી શેઠનાં ધણીયાંણી ચીખીબાઇએ ડાકટરને તેડવા સારૂં હમાલપર હમાલ ને મસાલપર મસાલ દોડાવ્યા. ડાકટરે જોયું કે કાંઇ ગરબડ ઝાઝી છે તેથી ઝડપમાં આવ્યા અને ખુરશી ઉપર બેઠા પછી પુછ્યું "શું છે?"

"અરે આજે સહવારની વાત થઇ ઉંઘે મસ્તક પરીછ ને મદઇ ઝાંખીને જોતીખી નહીં—કંઇ દવા આપીને ઉભી કરોની તો બા."

ડાકટરે જોયું તો વાતમાં કાંઇ જીવ નહીં હતો અને આવી દોડાદોડીમાં બોલાવી મંગાવ્યા તે સારૂં મનમાં ખુબ

ખભરયા. થોડો વાર રહીને બોલ્યા; એનુ કાંઇ નહી—જરા ગરમ કપડાં પેહરાવજો ને બે દાહડા સુધી ફરે ફરે ચોખા ચુંટવાના આપજો."

"વારૂજી ને ખાવાનું શું આપું?"

"રોજ રાતના એકકું આઇસક્રીમનુ ગલાસ!'



## અટલાને બનાઇ જોડી.

એક વાર દેવલમાં પાદરીની પાસે એક જોડું લગનનો ગાંઠ બંધાવવા સારૂં આવ્યું. એ વેળાએ સુખી વરરાજાએ ધુમ પીચેલો હતો અને તેના તાંટીઆ ઠરતા ન હતા. આ રકાસ જોઇ પાદરીએ સ્ત્રીને નાખુશીથી પુછયું કે "આવા હેવાન જેવી હાલતના પુરૂષને



સાથે લઇ તું નેકનો પવીત્ર ગાંઠ બંધાવવા આવી છે તેની તને શરમ નથી આવતી?"

સ્ત્રીએ ધીરે પેટે ઉતર દીધો "ફકર નહી સાહેબ—તમારૂં કામ ખલાસ કરો. એ જયારે સાજો હોય છે ત્યારે મારૂં મોહ જોઇ એને ધધરીને તાવ આવે છે અને પરણુવાની ના પાડે છે."



## સવાલ ને જવાબ.

"કેમ ભાઇ તમારો નવો ઘોડો કેમ જવાબ દેછ?"
કોણ જાણે ભાઇ મેં હજી એને કાંઇ સવાલ પુછયો નથી!"



## ભણી ગણીને ઉંધા પડયા.

દમણની ખાડીમાં એક વાર એક ટચાક પારસીનો છોડો મછવામાં બેશી પેલ પાર જતો હતો. આ વેળાએ પાણીનું પુર ઘણું હતું અને હોડી બહુ તણાતી હતી. બચારો ભોલો માછી હોડીને જેમ તેમ સીધી રાખવા યત્ન કરતો ત્યારે છોડો પોતાની પત્રાજી દેખાડવા તેને તરેહવાર સવાલો નાખતો.

"એઇ–તું અંક ગણીત શીખેલો કે?"

"ના ભાય; તે હું?"

"અરે મુવો તું—તારી જીંદગીનો પા ભાગ તો રદ ગયો. વારૂ કાંઇ જયોતીશ શાસ્ત્ર જાણેછ?"

"ઓ બાપજી! હાછતર છીખીઆ હતે તો વરી આમ ઢકેલા હેના ખાતે."

"અફસોસ! આતો તારી અરધી જીંદગી ધુળમાં નાખી. વારૂ કાંઇ અર્થ વીધા?"

"ભાય તું તો મારી મહકરી કરે. એવું કાંઇ આપણે જાણીએ નહીં."

છટ—છટ—તારે તારી જીંદગી શા ખપની—એવી જીંદગીમાં મજાહ શું?"

આટલું બોલતામાં હોડી ઘણા જોરથી એક ખડક સાથ અથડી અને ડુબવા લાગી. આ વેળા માછીએ પુછયું "ભાય તને તરતાં આવડે કે?"

"નહીં"

"તારે તો બાપુ રામ રામ—હાછતર બાછતર બધું ઉરગમાં કામ લાગે તો કોણ જાણે બાકી આંઇ તો તારી જીંદગી ધુળમાં ગઇ."

---

## નશીબના બળ્યા—પકાવવા ગયા ખીચરી તો થઇ ગયા ઠળીઆ.

વેરાવળ ગામમાં રામદાસ નામે બ્રાહ્મણ પૈસાની તાણથી બહુ વ્યાકુળ થતો હતો. છૈયાંની બરખત અને રોજીમાં હરખત એટલે બહુ મુઝાઇ પોતાની સ્ત્રી તથા કબીલાને લઇ વનવાસ કરવા નીકળી પડયો. કાશીની પાસે વનમાં ભુખ્યો બેઠો છે એટલામાં સામેથી નારદ રૂષી આવી ચઢયા. તેમને જોઇ રામદાસે સાંસતાંગ નમ્સકાર કરી કર જોડી પુછયું— "હે મહારાજ કયાં પધારોછો?"

રૂષીએ ઉત્તર દીધો—"હું તો વૈકુંઠ મુકામે પ્રમેશ્વરના દર્સને જાઉંછું."

કરગરીને બોલ્યો "રૂષી મ્હારાજ અમે તો બહુ નિરાશ્રીત થઈ પડયાં છૈએ. માટે ભગવાનને અમારા તરફથી કેહજો કે બ્રાંમ્હણના બાળ ભુખ્યાં મરેછે માટે કાંઇબી કૃપા દ્રષ્ટી કરે."

રૂષીના રૂદમાં આ સાંભળી બહુ પ્રેરણા આવી પણ ત્યાંથી મુગા મુગા ચાલ્યા ગયા અને વિશ્વંભરની હજુરમાં રામદાસની અરજ કહી. ભગવાન બોલ્યા—"નારદજી તમારી સેપારસને ધન્યછે પણ એ બ્રાંમ્હણના નસીબમાં ભીક્ષા માગીને જીવવાનું લખેલું છે માટે કાંઇ ફેર પડે નહીં. તોએ પૃથ્વી ઉપર જાઓ ત્યારે તેમને કેહજો કે બાપ, મા અને પુત્ર ત્રણે જન એકકું વચન માગી લેજો એટલે મળશે."

આ સાંભળી નારદ રૂષી ભગવાનને પાયે લાગીને પાછા ફર્યા અને વનમાં રામદાસને ઇશ્વરની આગ્યા કહી ચાલતા થયા. બ્રાંમ્હણ સ્ત્રી પુરૂષ તો આથી હર્ખાઇ ગયાં અને મનસુબો કીધો કે હાલતો ભીક્ષા માગી ખાઇશું પછી નીરાંતે ભગવાનનું આપેલું વચન માંગીશું. આમ લાગ સાંધી રામદાસ એખલો ગામમાં ભીક્ષા માગવા ગયો પણ બહુ વેળા વટી ગઇ એટલે તેની સ્ત્રી ફરફડવા લાગી અને બોલી "એતો પીટયો કોણ જાણે કેવારે આવશે—મારે શું? હું તો મારૂં વચન માગી લઉં." આમ વીચાર કરી બે હાથ જોડી આભ તરફ ડોળા કરી બોલી "હે પ્રભુ જો તારૂં વચન સાચ્ચું હોય તો મને તત્કાળ ઇંદ્રાંણી જેવી રૂપવંતી બનાવી નાખ."

આમ વાની નીકળતાંજ કે બ્રાંમ્હણી સીતા જેવી રૂપ-વંતી થઇ ગઇ. તેમજ નાકે હીરાનો કાંટો, ગળે મણીની માળા અને હાથે ઝવેરના કાંકણુ સાથે સોળે સણગાર સજેલી ઇંદ્રાંણી જેવી બની ગઇ. આમ કૌતક બન્યું છે એટલામાં કાશીનો રાજા ત્યાંથી ચીત્તા પાછળ બાણ ફેંકતો પસાર થઇ જતો હતો તેની દ્રષ્ટી આ પધમણી ઉપર પડી અને લાગલોજ તેણીને રેકાબ ઉપર ઉઠાવી પોતાના તેજી ઘોડા મોતી ઉપર બેસાડી લઇ ચાલ્યો.

હવે આનીમેર પુત્ર બુમરાન મચાવેછે એવામાં રામદાસ આવી લાગ્યો અને સઘળી હકીકત સાંભળી પોતાની સ્ત્રીની એકળપેટાઇ ઉપર ક્રોધાયમાન થઇ બુમ્બવાચા કરી કે "ચીંતા નહીં—એ રાંડને ઝંપી બેસવા દઉ નહીં—હે જગ-ન્નાથ! તારૂં વચન સાચ્ચું હોયતો મારી સ્ત્રીને જયાં હોય ત્યાં લાંબા દાંતવાળી વંત્રી બનાવી દેજે."

આમ કેહવું કે લાગલુંજ બ્રાંમ્હણીનું રૂપ બદલાઇને ડાકણ બની ગઇ અને રાજાની ગોદમાં ગુદરગુ—ગુદરગુ કરી પુછડું હલાવવા લાગી. રાજા આ જોઇ વિસ્મય પામ્યો અને બીહીને ચોબદારો પાસે તેણીને ચાબુકે ઝપાટા ઝડાવીને ગામ બાહાર હાંકી મેલી. ભુંડણી તો આ કેમ બન્યું તે પામી ગઇ અને રખડતી રઝળતી પાછાં પેહલાંજ વનમાં આવી ચઢી અને બ્રાંમ્હણના ભોજનમાં મોહોંડું ઘાલવા જાયછે કે બ્રાંમ્હણે પગમાં લાકડી મારી લંગડી કરી નાખી—પણ આ વેળા પુત્રને ચેતન-આવ્યું કે મારા પીતાએ ઇશ્વર પાસ વચન માગ્યું તે આ ડાકણ મારી માતો ન હોય? આ વાત સીદ્ધ થવાથી બેહુ

બાપ દીકરા પોક મુકવા લાગ્યા—આખરે પુત્ર બોલ્યો "હે રામનાથ જો તારૂં વચન સાચ્ચું હોય તો મારી માંદીને અસલ રૂપ બનાવી દેજે. એમ કેહતાંજ કે બ્રાહમણી અસલ રૂપ બની ગઇ પણ લાકડીનો ઝટકો લાગ્યો હતો તેથી લંગડી રહી ગઇ. હવે ત્રણે જન વચન માંગીને પરવાર્યાં અને જેમ હતાં તેમના તેમ બની રહયાં. એવામાં નારદ રૂષી ત્યાં આવ્યા અને બોલ્યા "કેમ ભગતો તમે તમારૂં વચન કેમ માગતા નથી?"

આના પ્રતીઉત્તરમાં રામદાસ બોલ્યો:—

"ભાગ્ય હીન બ્રાહમણ ફરે, કુટુંબ લઇ નીજ સાથ;
રૂષી કૃપાથી પામીયાં, હરી વચન અનાથ;
વીવેક ન રાખ્યો માગતાં, નીષ્ફળ ગયાં વચન;
લઇને નારી લંગડી, કાહાડશું દુખના દન."

આ સાંભળી રૂષી બે કર ઉંચા કરી બોલ્યા—"હે પ્રમેશ્વર તારા ગુપ્ત ખેલને કોઇ પોહોંચ્યું નથી ને પોંહોંચશે નહીં."



## કમળો થાયે પીળું દેખાય.

કોલાબાની દેવાનાશાળામાં એકવાર હું એક કમનશીબ મીત્રને મળવા ગયો, ત્યાં એક દેવાનો મારી પાસે આવી સલામ કરતો ઉભો. મને દયા આવવાથી પુછયું "કેમ તને હઇયાં સા સારૂં લવ્યા હશે?"

તેણે જવાબ દીધો "અમારે એક વાંધો છે."

"વાંધો?—સાનો વાંધો બાપુ."

"દુનીયાંનાં લોક કહે છે કે હું દેવાનો છુ અને હુ કહું છું કે આખી દુનીયા દેવાની છે—મારૂ જો ચાલતું હોય તો આખી દુનીયાંને હઇયાં બંધ કરૂં."



## બગડાનો છગડો નહીં તો છગડાનો બગડો.

ધર્માતમા શેઠ રૂસ્તમજી ગુજરાતની સેલધા કરવા પધાર્યા ત્યારે સુરતમાં ગરીબ ગુરબાંઓને બહુ ખેરાત કીધી. શેઠ તથા તેમના ધણીયાંણી જયારેબી ગાડીમાં બેસવા જાય કે ભીક્ષુકો ટોલાં બંધ તુટી પડે અને તેમને બહુ કાયર કરે. એક દાહાડે શેઠ શેઠાણી ફરવા જવા ગાડીમાં બેસે છે એવામાં એક ડોશી આગળ આવીને 'ઓવરણા' લઇ બોલી—"ધર્મ રાજ, ગઇ રાત્રીએ મને સ્વપનું આવ્યું કે આજે તમે મને પાંચશેર ચોખા અપાવશો અને અખંડ શૌભાગ્યવંતા બાઇ સાહેબ સાડી અપાવશો."

શેઠ હસીને બોલ્યા—"ડોસી તને ખબર નથી કે સ્વપનામાં જે કાંઇ આવે તે કરતાં ઉલટુંજ હમેશ બને!"

ડોસી બોલી "મરી જાઉં—ત્યારે તો તમે સાડી અપાવશો ને શેઠાણી ચોખા અપાવશે!"



## અજબ તેરી કુદરત અજબ તેરા ખેલ, છછુંદરકે સીરમે ચંપેલીકા તેલ.

રાજા વિક્રમાતજીત રાજ સીંહાસને બીરાજયમાન છે એવામાં એમનો પ્રધાન વઇતાલ શોકાતુર ચેહેરે અદબ કરી આગલ ઉભો છે તેને જોઇ રાજાએ પૂછયું "ઓ—માહા વિદ્વાન પ્રધાન—આજ શા કારણે તું ચીંતાતુર છે?"

પ્રધાન નમસ્કાર કરી બોલ્યો—"મહારાજા; આજ આ-પણી નગરીમાં એક બનાવ બન્યો છે તેનું પ્રયોજન મારેથી થતું નથી. એ કારણે મારી સુખશાંતીમાં અડચણ પોંહોંચી છે.

રાજાજીએ પૂછયું "એવી તે શી વાત છે કે તારા જેવા માહા ગુણીથીએ તેનું વીવેચન થતું નથી?"

આ ઉપરથી વઇતાલે નીચલી હકીકત કહી સંભળાવી:—

ધર્મપુરીથી એક ભગતનો દીકરો નામે મંગળ પારસના-થના તીરથે જતો હતો એટલાં ભવાની માતાના મંદીર આગળ એક માહા રૂપવંતી સ્ત્રીને જોઇ અને એકદમ મોહની જાલમાં ફસી દેવી આગલ બાધા લીધી કે જો તેણીના સાથ વીવાહ થાય તો મારૂં ધડ કાપી દેવીને અર્પણ કરૂં.

છોડીના પ્રેમમાં મંગળ છેક ખીન્ન થઇ પોતાના જીવથી મૃત્યુ માંગવા લાગ્યો. આ વાત તેના ઇષ્ટ મીત્ર મોરારે જાણીને મંગળના બાપને જાહેર કીધી. પોતાના એકના દીકરાની આ અવસ્થા જાણીને મંગળના બાપે છોડીના બાપ ઉપર

કેહન મોકલ્યું અને સઘળી વાતથી તેને વાકેફ કરીને વિવાહ નક્કી કર્યા. વિવાહની સામગ્રી તઈયાર કરી વરરાજા જાન લઈ છોડીના શેહરમાં પરણવા ગયા, અને ખુશી ખુશાલીથી સઘળું પાર પડયું.

હવે વહુને વરીને ખુશી થતો મંગળ પોતાનાં મીત્ર મોરારને લઇ ધર્મપુરી તરફ પાછો ફરે છે એટલે માર્ગમાં માતાનું મંદીર આવ્યું તે જોઇ મંગલાને ભય પેઠો. તે મનમાં બળવા લાગ્યો કે "હે માતા! હજી તો લગનનો લાહાવો ચાખ્યો નથી કે મોહના અમરત પીધાં નથી તેટલાં મારી બાધા પાલવી જોઇએ, ન પાળું તો મારા સરવે બાલ ગોપાલનું સત્યાનાશ વળે.'

આમ ધારી સ્ત્રીને તથા પોતાના મીત્ર મોરારને કહયું "તમે હંઇ બેસજો. હું માતાના દર્સન કરી હવડાં આવું છું. પછી ત્યાંથી ગળે ગાંઠ વાળી મંદીરમાં ગયો અને દેવીની મુર્તીને પગે લાગી બોલ્યો, "હે માતા! મારેથા અસત્ય થવાય નહીં–મારા કુળ ઉપર અધર્મનો દોષ પડે તો મારૂં નરકે જવું થાય–માટે ઓ માતાજી! હું મારૂં વચન પાળવા આવ્યોછું"

આમ કહી છુપાવેલી તલવાર કાઢી પોતાની ગરદનમાં મારી અને ડોકું એક બાજુ ઢળી પડયું.

આનીમેર ઘણીવાર વાટ જોવા પછી મોરાર તથા મંગળની સ્ત્રી કમલા આશ્રય પામ્યાં કે એ હજી કેમ આવ્યો નહીં. આખરે મોરારે કમલાને ધીરજ આપી અને પોતે મદીરમાં જોવા આવ્યો. જોય શું કે પોતાના મીત્રનું ડડ અને ડોકું જુદાં પડેલાં છે અને આગળ લોહીથી ગગડતી તલવાર પડેલી છે.

મોરાર આથી બહુ દુખી થયો અને મનથી વીચારયું કે "એ પોતાને હાથે મુઓ એમ કોઇ માનનાર નથી—સરવે કોઇ મારા ઉપર મીત્રનો આતમઘાત કરવાનો દોષ મુકશે અને કેહશે કે એની રૂપાળી સ્ત્રીને હરી લેવા કાજ મેં આ માહ પાપ કરયું હશે. ત્યારે બેહતર તો એકે હુંબી પ્રાણઘાત કરૂં." આમ ઠરાવી તલવાર ઉંચકી પોતાનું ડોકું બા છટકાવી મેલ્યું.

આણીમેર કમલા વાટ જોતી બેઠી છે પણ કોઇ આવતુ નથી એટલે નીરાશ થઇને મંદીરમાં ગઇ અને આ ભયનાક દેખાવ જોઇને મુંરછાગત થઇ પડી. થોડી પલમાં પાછી ઉઠીને મનથી વીચાર કરેછે કે "હવે આ પૃથ્વીમાં જીવવુ શા ખપનું? ધણી ગયો એટલે મારૂં જીવતર બળ્યું. વળી મારી વાત કોઈ માનવાનું નથી ને સામી બદનામી આપશે કે રાંડ પોતાના પાખંડને લીધે વ્યભીચાર કરવા આ બન્નેને ઠાર કીધા હશે. માટે બેહતર કે હુંબી મારો જીવ દેવીને અર્પણ કરૂં."

આમ કહી તલવાર ઉંચકી પણ દેવીને આ વેળા પ્રેમ આવ્યો કે અચારો મંગળો પોતાનું વચન પાલવા તથા મોરાર પોતાની સત્યતા જાલવવા અને આ સુકુમાર છોડી પોતાનું પતીવ્રતાપણું દેખાડવા જીવ આપેછે એમ થવું ન જોઇએ—જેવો કમળાએ તલવારનો હાથ ઉઠાવ્યો કે માતાએ તુરત તે ઝીલી લીધો અને બોલી "એ રૂપવંતી પુત્રી! હુ તારા ઉપર પ્રસન થઇ છું, તારા રૂદયમાં જે ઇચ્છા હોય તે માંગી લે."

કમલા હાથ જોડી બોલી "માતાજી, આ મારા પતીને તથા તેના ઇષ્ટ મીત્રને પાછું જીવતદાન આપો."

દેવી બોલી "તારી ઇચ્છા પુર્ણ થશે—આ એમના માથાં તેમના ધડ ઉપર મુક."

કમલા હર્ષમાં આવી ગઇ અને અચુક મંગલાનું માથું મોરારના શરીરપર અને મોરારનું સર મંગળના ધડ ઉપર વળગાડી દીધું કે તાબડતોબ બે જણ ઉભા થયા. હવે તેઓ વચ્ચે વઢવાઢ ચાલી—પેલો કેહ આ મારી સ્ત્રી અને બીજો કેહ મારી. રાજા એ કોણની સ્ત્રી તે મને સુઝ પડતું નથી અને તેના ગોરમાં મારૂં ધ્યાન બેધ્યાન થઇ ગયું છે.

આ કથા સાંભળી રાજા વીકરમ ઘણીવાર વીચાર કરી બોલ્યા—'હે સદગુણી પ્રધાન! શાસ્ત્રમાં સ્પષ્ટ લખેલું છે કેઃ—

નદીઓમાં ગંગા ઉત્તમ
પર્વત હીમાલય.
વન્સપતીમાં કલ્પ વૃક્ષ
માનવમાં શરનો જય.

માટે રે પ્રધાન સ્ત્રીના અસલ ધણીનું માથું ધરાવનાર તેનો ખરો ભથાર છે."

## જબા સીરી તો મુલક ગીરી.

એક ગર્વીષ્ઠ પણ અક્કલ—હીન પુરૂષ એક વાર ઘોડા ઉપર સવાર થઇ એક ગામથી બીજે ગામ જતો હતો એવામાં રસ્તે "ફી" ભરવાની ચોકી આવી. ઘોડાના પગલાં સાંભળી ચોકીનો ઇજારદાર બાહાર નીકળી આવ્યો અને મીઆં બીસમારખાં સાહેબને નમીને સલામ કીધી.

મીઆંએ ઘણીજ તોછડાઇથી પુછ્યું "તારી ફી શું છે રે?"

"સાહેબ, ચાર આના."

આ સાંભળતાંજ મીઆંએ એક રૂપીઓ કાહાડી પેલાના હાથમાં મુકવાને બદલે મીજાઝથી ભોંય ઉપર ફેંકયો, ચોકી-બાને ઘણી નમનતાઇથી રૂપીઓ ઉંચકી લીધો અને બાર આનાના પૈસા હળવેથી કાઢી પાછા ભોંય ઉપર મુકયા અને મુગે મોહોડે જઇ પોતાની ચોકીમાં બેઠો. મીઆં સાહેબે ઘણો વાર રાહ જોઇ પણ કાંઇ રસ્તો ન જોયો એટલે ઘોડા-પરથી ઉતરી બાર આના વાંકા વળીને ઉઠાવી લઇને ખશીયાણા પડી ચાલતા થયા.



## કરેગા સો પાવેગા.

એક વાહણના નાખુદાને એવી ટેવ હતી પોતાના ખલા-સીઓ કાંઇબી કારણથી બીમાર પડે કે લાગલું તેઓને ખારૂં

દરીઆનું પાણી પાય. આથી તેના માણસો ઘણાં કંટાળી ગયાં હતાં. એક દીવસ એવું બન્યું કે વાહણને એકાએક લરકો આવવાથી નાખુદા સાહેબ દરીઆમાં ટપકાઇ ગયા. આ જોઇ એક બુઢો ખલાસી તાલી પાડી બુમ મારી ઉઠયો અરે "જુઓરે ભાય—આવોરે ભાય—આપણા વઇદરાજ હાએબ પોતાની ઓાહરની પેઠીમાં પડી ગયા છે."



## લાધ દે લધ્ધામણ દે.

આગલા વખતની એક રમુજી વાત ઘરડાઓ કરે છે કે સાયોદરા ગામમાં એક ઘણોજ હરામ હાડકેનો અને અંગ ચોરાઉ આળસુ ડોસો રેહતો હતો. તેને એવી ટેવ કે પોતાનું પેટ ભરવા સારૂં કાંઇબી શ્રમ લેય નહીં અને ઘર બેઠાં ખાવાનું આવે તો ખાય નાતો બેસી રેહ. બચારા પાડોસીઓ ધર્મનું કામ સમજી તેને ખાવાનું અવારનવાર પોહોંચાડે. આ પ્રમાણે આ બુઢો આળસુ સર્વેને ઘણોજ માથે પડી ગયો. જયારે સઘળાઓ કાયર થઇ ગયા ત્યારે પંચાતે બેસી ચુકાદો કર્યો કે હવે તો એને ફાંસી ચઢાવવો. માંચડે તઇયાર કરી આ આળસુ પાડાને ત્યાં લઇ જવા કાઢયો તો ઉઠેબી નહીં અને ઠોક નાખે કેહ કે "તમારે ગરજ પડે તો ઉંચકી લઇ જાઓ, આપણે કાંઇ ચાલવા બાલવાના નથી." સઘળાઓ તેને ઘસડી પસડી માચડા આગળ

લઇ ગયા અને ઉભો રાખી ગળે ફાંસો નાંખી લટકાવી દેવા ઠેશ ખસાડવા જાય છે એટલામાં એક પાસેના ગામનો ધર્મી પુરૂષ આવી ચઢયો અને હાથ ઉભા કરી સરવેને થોબાવી બોલ્યો "ધીરા થાઓ—ભાઇઓ ધીરા પડો—શું છે? આ ડોસાને શા સારૂં ફાંસી ચઢાવો છો?"

પટેલ બોલ્યો "અરે બાપજી, એ અમારે માથે પડયોસે અને આજ સુધી તો અમે ખાધાનું આલ્યું હવે અમે ગરીબ મનખ ક્યોંથી લાવ્યે?"

પેલો ધર્મી પુરૂષ બોલ્યો "કાંઇ ચીંતા નહીં, હું એને બે મણ અનાજ આપીશ."

આ સાંભળી આળસુના પાદશાહે દયાવંત પુરૂષ તરફ આંખ્યો ફેરવીને પુછયું "તે અનાજ છલાં કાઢેલો છે કે એમજ છે?"

"ના ભાઈ, છલાં તો કાઢેલાં નથી—તે તો તને કાઢવાં પડશે."

આ સાંભળી બુઢાએ પોતાનું ડોકું ફાંસી ચઢાવનાર તરફ પાછું ફેરવ્યું અને બોલ્યો—"વળી છલાં ને બલાં કાઢવાની પંચાત કોણ કરે—ગરજ હોય તો છલાં બલાં કાઢીને મોકલ નહીં તો આ હું ફાંસી ચાલ્યો!"

---

## નવી સેનસસના જુના કૌતક.

૧૮૮૧ ના સાલમાં જ્યારે મુંબઇમાં 'સેનસસ' યાને વસ્તીની ગણત્રી થઇ ત્યારે કાવશજી ચાંચડમારજીએ નીચે મુજબ પોતાનું પત્રક ભરી આપ્યું.

### સવાલ.

ઘરના નોકરો, ભાડુતો અને આવતા જતાઓના નામો લખજો.

### જવાબ.

નોકરો—ચાકર, બાકર, શેઠ, વાનોતર,
એ સઘળામાં પોતેજ નોકર.
કુતરો નાહાનો રાખું ખરો,
બીલાડા બે સાથે ગણો.

ભાડુતો—માકર, મચ્છર ઠારેઠાર,
ઉંદરનોબી કયાં હોય પાર.

વીઝીટરો-કનીઆ દરજી, મોચી ઘોડા,
આંકડા લઇને ફાડે જોડા.

### સવાલ.

તમારી ઉમ્મર લખજો.

### જવાબ.

પચાસ હોય તો સોગંદ લઉં.
ત્રીસબી નહીં ખરેખર કહું.

ઘરડો થવા આવેલો છઉં,
પણ બીજા દસનો હજી જીવ લઉં.

**સવાલ**

તમારા ઘરનું વર્ણન લખજો.

**જવાબ.**

આખ્ખાં ઘરમાં બારી બાર,
ધાકણ વગર ફડકાં અઢાર,
બેઠક, બીછાણું, રાંધણી એક,
એવા આપણ મીસકીન છેક.



## લગનસરામાં હાસતાં કૌતક.

એણીમેર પેલીમેર જયાંબી જઈએ ત્યાં આંખો બંધ કરીને બેસવું નહીં એવો મેં નિયમ રાખેલો છે તેની રૂહે મારો અનુભવ કહે છે કે આપણા પારસી ભાઈઓને ત્યાંની લગનસરાની મીજલસમાં જેટલું કૌતક જોવાનું છે તેટલું બીજા થોડાજ મેલાવડામાં હશે. લાંબી મુદતના અરસામાં હુએ મારા ભેજાંના એક ખુનામાં કરી રાખેલી ગુપ્ત નોધનું હઈયાં સ્વીસ્તર બ્યાન આપું છું.

શાપુરજી શેઠને ત્યાં તેમના બેટા સોરાબજીની શાદી છે. લગનની આગમચ ધામધુમ અને તૈયારીઓની વીગત આપવા-

ની હાલ મારી મતલબ નથી પણ એક તમાશગીર તરીકે સાહાજનમાં બેઠાં બેઠાં શું જોવામાં આવયું તેટલાંથીજ હાલતો સંતોષ પામીશું. જાણે સમજો કે ચાર વાગ્યા એટલે સાહાજન ભરાવાનો વખત થયો.

## સાહાજન.

અલબતાં પેહલાં તો ઘેરના થોડાક છોકરાઓ ખુરસીઓ રોકીને બેઠા હતા. આ ગોઠવણમાં કાંઇક ભરમ હતો. શાપુરજીએ પેહલાંથીજ ગોઠવણ કરી રાખી હતી કે સઘળી ખુરસીઓ આમ રોકી નાખવી કે જેવા તેવાઓ તે ઉપર આવીને બેસે નહીં. સાહાડા ચારએકને અમલ કેટલાક બચારા ગરીબ ગુરબાઓ જેઓને ઇજન હશે તેઓ ચોટટાની માફક આવીને એણીમેર પેલીમેર ખુના ખંરોલાંઓમાં ભરાઇ બેસવા માંડાયું. આ વેળાએ દરવાજા ઉપર ઉભેલા "મોબેદ બાદશા" ને દાહાડી ફુપવાનું અને પગ મસલવાનું ફક્ત યાદ આવ્યું અને શાપુરજી શેઠ પોતેતો કોણ જાણે કયાં ગુમ થઇ ગયા હતા. લગાર સુરજ નમવા આવ્યો એટલે થોડાં થોડાં લોક આવવા માંડયાં. હવે 'બાદશાજી' ઉભા થયા અને આવનારના દરજ્જા પ્રમાણે સર્વેને આવકાર દઇ જગયા બતાવવા લાગ્યા. દાખલા તરીકે કુંવરજી નામનો એક ગરીબ સુથાર આવ્યો ત્યારે દસ્તુરજી એક હાથ કમ્મરે અને બીજો હાથ સેજ જરા લાંબો કરી પગ વાંકાટીકા કરી ગળાંમાંથી લલકારીઆ "આગર ચાલો કુંવરજી—તાંઆંઆં—ઘણો બાજઠો ખાલી છે"—કુંવરજી સલામ કરતા કરતા ચાલ્યા—તેટલાં

પેસતનજી સુખલા સપ્પી આવી લાગ્યા. તેવણુ પાસે તુરત-નોજ લગાર છાંદો આવેલો હતો તેથી પોતે પોતાને ઘણુાજ અગત્યના માણુસ ગણતા હતા. તેવણુ ડોળા આમથી તેમ ફેરવતા આવ્યા કે જોઇએ સેઠીયાઓ સારૂં જગ્યા કયાંછે કે ત્યાં જઇને બેસવું. પણુ મોબેદ પાદશા તો બાજઠની ગમ હાથ કરી "આગર ચાલો શેઠ શાયેબ, આગર ચાલો શાયેબ" કરવા પડી ગયા હતા. તેવણુને કોઉં ન આપતાં ખાલી બાજઠો છોડી છેક આખી મીજલસ પસાર કરી મોટે ખાંચરે "હાઇ કંપની"માં જઇને પેસતનજી બેઠા. પણુ સબર! આ શું ઘભરાટ છે? બાસશાજી દોડાદોડ કરે છે અને જામાની આંટીપર આંટી લાગે છે. ખુરસીઓ એમથી તેમ ઉથલાઇ જાય છે અને શાપુરજી શેઠ દરવાજા ઉપર દોડી જાય છે. સઘળાઓ અચરતીથી હાંસના જેવા ડોકીઆં કરી જોવા લાગ્યા અને ઘમ-ઘમ-ઘરર-છરર કરતી બે ઘોડાની ગાડી દરવાજા ઉપર આવી ઉભી અને ઘોડા-વાળાએ બારણું ઊઘાડયું કે મોટા શેઠ બમનજી લખપતી ઘણુાજ ઠઠેરાથી ઉતરયા. શાપુરજીએ ડોકી ઠડપર નાખી દઇ તેવણુને બે હાથે "શેકીન" કીધી અને બાદશાજી તો કાંઇ વાંકા ટીકા બની મેંગા, ચેંગા, પેંગા થઇ ગયા અને કમ્મર ઘણીજ વાળી નાખી બે હાથ જોડી "આગર ચાલોની મુરમબી શાયબ—હંઇ ખુરસી આગર ચાલોની મારા મુરમબી શાયબ" કરતા કરતા આગળ શાપુરજી શેઠ, તથા બે હાથ હલાવતા ઘરમના ઉપાઘીઆજી તથા પછવાડે મોટા પેટવાલા લખપતીજી અને તેની પછવાડે બીજા બે ચાર ધામધુમ કરતા અલફાતુઓજી એ સઘળા સરઘસ

બની શેઠને ખુરસી ઉપર બેસાડી આવ્યા. આ વેળા શાપુ-રજી શેઠની છાતી એક ગજ ખીલી હતી અને નાખના ફીફરાં ઉડી જતાં હતાં. હું કેહતાં ભુલી ગયો કે જેવા બમનજી શેઠની ગાડીના ઘોડા ઠણુ ઠણુ કરતા આવીને ઉભા કે બેંડ rule Brittania 'રૂલ બ્રીટાનીઆ'નો દરીઆવરથી રાગ શેઠના માનને ખાતર વજાડવા પડી ગયું. ઉપલાના જેવોજ બીજો રકાસ એદલજી ધાપમારૂજી આવ્યા ત્યારેબી થયો. ફરક માત્ર એટલોજ કે તેવણુ કેવીએક લડાઇઓ મારી આવ્યા હોય તેમ બેંડે આ વેળા "see the conquering hero comes" (જુઓ આ જીતનાર જુધો આવ્યો) નો પ્રખ્યાત રાગ વજાડવા માંડયો.

સાહાજન સઘળું ભરાઇ રેહવા પછી બમનજી શેઠ ઉઠયા અને ખંખાર મારીને ગળામાંથી બોકન્ડા જેવો સાદ કાઢી બોલ્યા "જરા શાપુરજીને બોલાવો." શાપુરજી શરમાતા શરમાતા લટક લટક કરતા આવ્યા અને બમનજીએ શાપુરજીને બાવા આદમના વખતની એક શાલ ઓઢારી જે શાપુરજીએ નાખે જીભ લગાડીને હોઇઆં કીધી. પછી બમનજી શેઠે કું કું લઇને બમન બાયલાની કાની શાપુરજીને ટીલો કીધો અને ચોખા ચોરીઆ અને જાણે કેવોએક વાઘ માર્યો હોય અથવા નામદારીનું કામ કીધું હોય તેમ આસપાસ મીજલસ તરફ જોઇને બેઠા.



## બેંડ.

આવા શુભ હીંગામમાં બેંડનું થોડુંક બ્યાન આપ્યા વના ચાલતું નથી. શાપુરજી શેઠના એક શોકીન મીત્રે ભલામણ કીધી કે "પાલ"નું સારૂં ફરંગી બેંડ મંગાવશો અને બધા બરાબર વજાડનારા આવશે તો રૂપીઆ ત્રીશ લેશે અને સારૂં લાગશે પણ બીજા કેટલાકોને આ વાત પસંદ આવી નહીં અને શાપુરજીના ધણીયાણી બીખાઈજી બોલી ઉઠયાં "અરે નકામાં પઈસા નાખી દેવાના—મજાનું ખાસ્સું આપરૂં ગામથી વાજું મંગાવો કે ધમ ધમ કરતું વાગે ને ઘેર વીહા ભરયું લાગે."

અલબતાં શાપુરજીનેબી આ તો ઘેર બેઠાં જેવું જોઈતું હતું તેવુંજ આવ્યું તેથી શાદીને દાહાડે કાસમ કસાઈનું નાનખટાઈ વાજું આવ્યું હતું તેમાં ૧૧ માણસો હતાં. આખાં વાજામાં ત્રણ જનની સીસોડીમાંથી સાધ નીકળતો હતો અને બાકીનાને પીતળની મોટી મોટી નલીઓ આપેલી હતી તેઓ ફક્ત ગાલ ફુગાવીને કાંઈબી વગાડવા વગર ચાલતા હતા અને ઢોલવાલો ધમાધમ કુનડા લગાવી પોતાનું ભેજું ફાડી નાખતો હતો. સઘળાઓએ લશકરી પોશાક પેહડેલો હતો યાને એકાદ હુઝારેક રીજમીટના કાહડી નાખેલા ડગલા પેહડેલા હતા. પણ કોઈએ ઉપલા લશકરી ડગલા સાથ ફાટેલો સફેદ લેંગો પેહડયો હતો! કોઈએ ગીરમની લાલ ઈજાર અને એક જન તો આરીસરના ડરેસ સાથ ધોતીઉં પેહડીનેજ ઉતરી પડયો હતો. એક શોભાને ખાતર લશકરી ડગલો પેહડી કમરે સુતરાઉ લાલ રૂમાલ ઉપર બાંધીઓ

હતો. આબાબતાં કેહવાની કાંઇ જરૂર નથી કે સઘળા સુરા સીપાઇઓ પોતાના બુટ લશકરી બરાખમાંજ મુકી આવ્યા હશે! ડગલાનું માપ ભરનારનેબી આફરીન છે. ટીંગ ટીંગ વજાડનાર ન.હના છોકરાને ભાગે કોઇ ગ્રાનેડીઅરનો ડગલો આવી ગયલો તેથી પાટલુનનીબી જરૂર ન હતી! બેંડનો એક રાગ વજાડીઓ તેનું નામ Dead March in Saul જે ખાસ એડલીના પાદ્રી પાસથી મંગાવેલો હશે. એ રાગ ઇંગ્રેજોમાં લાસને અવલમંજલ પોંચાડતી વેળા વગાડવામાં આવે છે!

## બઇરાંઓનું સરઘસ.

એ મારી નાદાન કલમ! પુરૂષોની જાત ખરવસતર છે માટે તેઓને માટે તું જે કાંઇ કેહશે તે વનાશે પણ હવે સંભાળ! નાજુક પંથનીઓને પટાવીને કામ લેવું છે.

બઇરાંઓને તેડાં કરવાના ખેમાન પડતાં મુકી આપણે શાદીની મીજલસમાંજ બયાન શરૂ કર્યું. બપોરથી બાઇઓ આવવા લાગી. ઘરની વડીને તેડું કીધેલું કે "વહુ દીકરીઓને લઇને આવજો" માટે ઘરમાં જેટલાં હોય તે સઘળાંને, ભાડુત સુધાંને લાવવાનો કોઇનેબી હક છે. આ મુજબ પડોશના બચુબાઇ ભાડેની શીગરામમાં સાહાડા દસ જણને લઇને બપોરથી આવ્યાં. સાહાડા દસ એટલા માટે કે પોતે તથા બે દીકરી, એક વહુ, અને ચાર છોકરા, એક ચાકરડી અને

ખુચો મલી સાહડા નવ થયા અને શીગરામની પછવાડે બોરેલાં માથેના કાસમને દાદાભાઇની જુની ડગલી તથા ખુચાની ફાટેલી ઉન કેનવાસની તોપી પેહડાવી ઉભેલો રાખેલો હતો. આ સઘળું ખડખડપાંચમ દાખલ થવા પછી શીગ-રામવાળો ભાડું લેવા આવ્યો તે અલબત દરવાજા ઉપર ઉભેલા મેનીજ કરતા 'માટીડાઓ'એ ચુકવી આપ્યું.

પણ હવે સાહાજન ભરાવાનો વખત થયો ત્યારે લગાર એસ્કી સામાણુ આવવા લાગ્યો. બારણા આગળ ભીખાઇજી ઉભાં હતાં અને તેવણુ અલબતાં જેવો 'સાજ તેવો ગાજ' ની વાત કરતાં હતાં. એક ગરીબ બચારી પડોસણુ સોનાની બાંગરી અને સાડાપાંચ તસુ પોહોળી કોરની સારી પેહડીને આવી તો ભીખાઇજીને તે વેળા મદઇને ઠાંસો થઇ આવ્યો અને તેવણુને જોયાં નહીં તેથી પડોસણુ બચારી મુગીમુગી જઇ એક ખુનામાં બેઠી અને સઘળો હીરા મોતીનો ઠઠેરો જોઇ પોતાની સોનાની બાંગરીઓ શરમાઇને સારી તળે ઢાંકી. થોડાજવારમાં જરા દમામવાળી બે ચાર જુવાન બાઇઓ આવી. તેવણુને ભીખાઇજીએ ડોકું નમાવી 'આવો આવો' કરી આવકાર દીધો અને અંદર મોકલ્યાં. થોડાજ વારમાં બે ઘોડાની ગાડીમાં ઉપલા શેઠ બમનજી લખપતીના ધણી-યાણી ધાના (ના ગાંસરા) બાઇ તથા તેવણુની દીકરી કરી આવી પોંચ્યાં. આ વેળા ભીખાઇજી તથા બીજા ચાર પાંચ જન દરવાજા આગળ દોડી ગયાં અને બાઇઓ દાખલ થતાંજ ૭ સાત જન "આવોજી—આવો ધનબાઇજી આવો માય" કરી બુમ બરાડા પાડી મુકયા. ખુરસીઓની દોડા-

દોડ પડી અને બીખ્યાઇજીના બેહન પીરોજબાઇએ એક બચારી ગરીબ બાઇ બેઠી હતી તેને હાથ પકડીને ઉઠાડી. પછી એક ખુરસી મોટાં બાઇ આગળ મુકી બીખ્યાઇજી બેઠાં અને "પંખા લાઓ, પંખા લાઓ" કરી પંખા મંગાવ્યા અને ધડપર ડોક નાખી દઇ બએ હાથે માફ માગવા લાગ્યાં. "માફ કરજો માય તમુને ઘણી તસદીર પડી—વારૂં મરૂં ગરીબને આબરૂ આપી." ધનાબાઇ કાંઇ બોલ્યાં નહીં પણ કુંચી આપેલાં રમકડાંની પેઠે ડોકું હલાવવા લાગ્યાં. આખા ઓરડામાં ચુપાચુપ થઇ ગયું. એકબીજાના કાનમાં પડી વાતો ચાલવા લાગી. સુથારનું મન બાવળી-આમાં તેમ સઘળી બાઇઓએ પેહલાં તેવણુના કપડાં તથા જણુસની પરીક્ષા કીધી. કોઇએ તેવણનાં પટેટા જેવાં નાખની ટકોર કીધી, કોઇ તેવણના ઢોલીઆની ઇસ જેવા પગ જોવા લાગ્યું. કોઇ તેવણનાં ચલકતા હાર ઉપર અને કોઇ તારા જેવી વીટી ઉપર ટીકા કરવા લાગ્યું. થોડીક મીનીટ પછી ધનબાઇ ઉઠયાં અને બીખાઇજીને પાસે બોલાવી મરદોની મીજલસને મળતો રકાસ કરી બતાવ્યો યાને બીખાઇ જીને ટીલી કરી હાથમાં રૂપીઆનું પરબીડું આપ્યું. રૂપીઆ તો ચોખા ૨૧ હતા. પણ ચાર પાંચ ન્યુસપેપરોમાં વીટાળી મોટું પડીકું કીધું હતું અને જાણે કેટલાક લાખ રૂપીઆનો ધરમ કીધો હોય તેમ ધનબાઇ ફાંફરાં ફડકાવવા લાગ્યાં.

આ બધી વાત ચાલે છે એવામાં છોકરીની ગમથી કેટલીક બાઇઓ સોપારો લઇને આવી. આ વેળા મરદોની મીજલસમાં તેમજ સ્ત્રીઓના ઓરડામાં ઘણી તરેહની લાગનીઓએ

ઘર કરેલું હતું. સાહાજનના જે સાહેબો બધરાંઓને ચાલી જવાનો રસ્તો સાંધીને ખામખા બેઠા હતા તેઓ હાંસના જેવાં ડોકાં કરવા લાગયા, અને અંદરની કેટલીક બાઇઓભી બાહાર નીકળવાની અગાઉ ઊંદરડી દરમાંથી બાહાર નીકળવા અગાઉ ડોકીઆં કરે તેમ ડોકીઆં કરી જોવા લાગીઓ. સેસ લેતી વેળા તરેહવાર બેન બેમાન કરી ડરૂપ દેતાં સઘળાં બાહાર નીકલ્યાં. આ વેળાનું ચીત્ર આપવાની ખરેજ મારામાં તાકાત નથી પણ હું તજવીજ કરીશ.



પેહલી હારે થોડીક નવી ફાશીનની બુચીઓ ચાલવા પછી જુવાન બાઇઓ આવી. તેઓએ નવી 'સ્ટાઇલ' પ્રમાણે એક બીજાંની પાંખરી વળગેલી હતી, અને કમર વાળી "ગ્રીશીયન બેન્ડ" યાને ઉપલું અંગ આગળ અને નીચલું અંગ પાછળ નાખી ચાલતી હતી. ઘણી ખરીઓના માથાબાના દીસતાં ન હતાં. 'ડ્રેસ' અલબત ઘણો "તેસ્ટ"થી કીધેલો હતો અને આ માંહબુબો બેશક દેખામણી હતીઓ. પોલકા ઉપર જાણે આખી 'વીકટોરીઆ ગારડન' લગાડી હતી અને બે રૂપીઆના કપડાં સાથ ત્રીસ રૂપીઆ સીલાઇ આપી હશે. બુટ નવી ફાસીનના ઉંચી એડીના ગુલાબી સાટીનના હતાં. એડી સુમારે ૪ ટસુ ઊંચી હતી તેનું પરીણામ એવું લાગતું હતું કે તે પેહડનાર બાઇ પોતાના પગના આંગલાં ઉપર ટીંગાઇને કાંઇ ઉંચે જોવા આંગતી હોય.

આ નરી ફુલકસુરો ચાલી ગયા પછી મધ્યમ વયની લગાર ઓલ્ડ ફાસીનની બાઇઓ આવી. તેઓમાંની કેટલી કોએ જુવાનીની નકલ કરવાની તજવીજ કરેલી પણ આવડ નહી એટલે કચુબર કરી મુકયું હતું. ગોલાબી બદીઆનપર લીલી પીટ અને કાળાં કીનખાબના વસકુટ ઉપર મોટાં હધગજી ફુલો ટાંકીને ઝાંઝર લંગર સાથની વાજાંવાળીઓ બની આવી હતી.

પણ એ પછવાડે જે સરઘસ આવ્યું તે કોણે જોયું નથી—ગીતની ગાયનો! આહ! ખોદાબી શું ઘડવા બેઠો હશે. સુકી છોડાં જેવી સપાટથી ખસર ખસર કરતી આ મોટાં પેટવાળી અને મેલા પગવાળી નાજુક નારોથી બઇરાંઓનું સરઘસ તમામ થયું.

## જમવાની બઇરાંઓની પાંત.

જેવું શાદીના ઓરડામાં તેવુંજ આએહુબ જમવાની ટેબલ ઉપર. હિરા મોતીની બાંગરીવાળીઓની એક નાહાની ટેબલ જુદી અને બાકીના એખરાઓની ટેબલ જુદી. બમનજી લખપતીને તાંહાંની છોકરીઓ ટેબલ ઉપર ખાતાં ખાતાં સરવેની માટે સાદે મશકરી કરતી. તેમાં બચારી એક ગરીબ ડોશીએ બેસતાંનેવારજ સમુસો ખાવા માંડાઓ એટલે લખપતી શેઠની એક છોકરીએ મશકરી કરવા થકી બબરચીને બોલાવી પોતાનાં ભાણામાંનો સમુસોબી ડોશીની પાસે મોકલાવયો. હું સઘળો તમાસો ચીમાઇને જોયા કરતો હતો.

ઉપલી ટોલી આગળ દારૂ બરાબર તેરવાર પુછવા આવ્યા હતા, અને એક જન કેહ 'સોડા' નામો તો ઢરરર દેતી ત્રણ બાટલીઓ ઉખ્ખડાતી હતી અને સામી બાજુએ બચારી ગરીબ બાઇઓ "બા જરા 'સોલાવાટન' નામજો—બાવા જરા 'લેમલીટ' જોઇએચ" કરી બોલીને ધાંટા કાહાડતી તો કોઇ તેને કોઠું આપતું ન હતું. પણ ત્યારે શું

## મરદાની જમવાની પાંતમાં

કાંઇ તેને એથી વધારે સારૂં હતું? ચાલો આપણે જોઇએ. એટલા ઉપર ચહડતાંજ બે ચાર સાહેબો આગલની ખુરસીઓ રોકીને ઉભા હતા કેમકે એ ખુરસીઓ તો શેઠ સાહેબોને સારૂં હતી. બબરચીઓ કેળના પાત્રાંએ ટેબલ નુછી કાહાડતા હતા. સઘળું તઇયાર થવા પછી આખી ટેબલ બેઠી. એવામાં એક મેલો બબરચી આવી એક પાઘડી દગલી પેહરેલા જમવા બેસનારને ધમકાવી ઉઠાડવા લાગ્યો.

"તું મુગો મુગો જાયચ કે નહીં—નહીં તો પાખરૂં પકરીને ઉઠારસ."

"હેં પણ શું અમે કાંઇ લુચ્ચા ચોટા છઇએ."

"અરે વારૂ જા—બાપુ—જા. જા પછી આવજે."

આ પાઘડી દગળીવાળા કોઇજ નહીં પણ વગર ઇજને ઉતરી પડેલા 'મઉલા પીર' હતા અને જાણે ડાહાયા ડોહરા થઇ બાંહે ચહડાવી 'નોશેજાન' કરવા બેશી ગયા હતા અને

કાંઇખી સલામતીની વાત આવી કે જાણે મોટા વેપારી હોય તેમ હસીને આસેપાસે સલામ કરી દર ગોટે અરધું ટંબલર બરાંડીનો ધાન વાળતા હતા.

ચાકરોનું વર્ણન કરતાં મને ઉબક આવે છે. રાંધણીમાં કામ કરેલું તેજ સદરે ખારા મીઠા વાસ મારતા જમણ પીરસવા ઉતરી પડયા હતા તેમાં છેક ખભાં સુધી બોંહે ચહડાવેલી અને પસીનાનો વાસથી "આસાટીક આસીડ"નો બાહાકાટ નાખ ફાડી નાંખતો હતો.

જે પ્રમાણે સાહાજનમાં આવકાર તે પ્રમાણે ખાના ઉપર સલામતી.

કાંઇખી માંગીએ કે "લાઆઆયો સાહેબ" કરી ધમ ધમ કરતા જાય ખરા પણ પાછો આવતોજ સુઓ. જો સોડાવાટર માંગ્યો તો કમબખ્તી—બાટલી આપણા કપાળની બરાબર સામે ધરીને છોડે અને બુચ છુટીને આંખ ફુટી તો કોણના બાપની પણોતી સુતી?



## નીમ હકીમ ને કતલેઆમ.

ખીચારી એક વીધવા ડોશીને એક ઉંઠવઇદ ચોખ્ખા માથે પડેલા હતા. દર ફેરાના રૂ૨) ડોશી આ નીમહકીમને આપે, પણ કટલેઆમ શીવાય બીજું કશું પરીણામ આવે નહીં. આખરે તેણી કાયર થઇ ગઇ અને હકીમજીને ખેરવવાની

મતલબથી એકવાર તેવણુને ફકત રૂપીઆ એકજ હાથમાં પકડાવ્યો. હકીમજીથી મોહોડે બોલાયું તો નહીં એટલે ગલ્લાં ટલ્લાં કરી ભોંય ઉપર શોધવા લાગ્યા. પછી બોલ્યા "બાઇ, હું ધારૂંછ કે એક રૂપ્યો મેં ખોયો."

બાઇએ ધીરજથી ઉત્તર દીધો "નહીં હકીમજી ઉલટો મારો એક રૂપ્યો ફોકટ ગયો."

---

## બટકી બલા.

સોહલુ સીકંદરનો નાહાનો ભાઇ મકકુ મરધીચોર, નારણુ મીઠાઇવાળાની દુકાને બતાસા લેવા ગયો. મકકુ ઠીંગણો હતો પણ બડો મકરે મકરાંની હતો. તેણે જોયું કે બતાસાવાળાએ પાંચ શેર બતાસા બરાબર તોલ્યા નહીં પણ ઓછા આપ્યા. આથી તે ઠીંગાઇને બોલવા લાગ્યો—"એઈ—આય બતાસા તેં બરાબર તોલીઆ નથી—ઓછા છે."

બતાસાવાળાએ હસીને કહયું—"ભલા ઓછા છે તો તને એટલા ઉંચકવાની મેહનત ઓછી!"

મકકુએ ટોપલી હાથમાં લીધી અને બતાસાવાલાના હાથમાં પુરદો આપ્યો અને તે ગણે છે તેટલાં તોપલી લઇ ચાલવા માંડયું. પઇસા ગણી બતાસાવાળો બુમ પાડવા લાગયો—"એ છોડા! એ છોડા! પઇસા ઓછા છે—ઓછા."

મક્કુ દુરથી હસીને બોલ્યો "કાંઈ ફકર નહીં—ભલા કાંઇ ફકર નહીં—ઓછા છે તો તને એટલી ગણવાની મેહનત ઓછી!"



## સાચ્ચી વાત કહે મારેઓ જાય, જુઠાં બોલો લડુ ખાય.

આયરલાંડના નામાંકીત પાદરી 'ડીયન સ્વીફ્ટ'નું નામ અલબતે અમારા વાંચનારાઓને ખબર તો હશે. આ ધર્માધ્યક્ષ ભેજાંનો ચરેલો પણ ઇંગ્રેજી ભાષાનો માહ ઉસ્તાદ અને એકકો હાજર જવાબી તથા ખુશ મશકેરો હતો. એક વાર મુસાફરી કરતાં તે એક પોંચખાનામાં આવી પોંચ્યો જે વેળા બાહેર બરફ વરસતો હતો અને કકડતી ઠંડી પડતી હતી. દેવાનખાનામાં જઇ જોય છે તો કેટલાક જુવાન મુસાફરો સગડીની આસપાસ સઘળી જગા રોકીને બેઠા બેઠા ખુશાલ ટપ્પા મારતા હતા. ધરમગુરૂએ જોયું કે કાંઇખી કરી સગડી આગળ જગા તો કરવી જોઈએ, તેથી તુરત દાખલ થતાં મોટે સાદે 'હાટલ'ના નોકરને હાંક મારી અને જેવો નોકર આવ્યો તેવોજ તેને દમામથી હુકમ કીધો કે—"મારી સવારીનો ઘોડો ઘણે લાંબેથી આવ્યો છે તેને ખબરદાર માલીસ કરે નહીં, પણ બરફ આંગ ઉપર ખુબ ચોળે, અને હું ફરમાઉં ત્યાં સુધી શ્વાસ આપે નહી પણ અબઘડી જઈ એક ટીપ ભરી "બીઅર" પીણુ

સુધાં પાઈ દીએ. હું ડબલીનનો વડો ધરમગુરૂ ડીઅન સ્વીફ્ટ છું, અને આ સઘળો ખરચ મારા આંકડામાં લખજો."

ચાકર ઘણોજ અજબ થઈ નમીને ત્યાંથી બાહાર નીકળયો અને પોંચખાનાના માલેકને આ હુકમની ખબર કરવા ગયો. બીજીમેર પેલા આસાનીથી શેક કરતા સઘળા સાહેબો ઘોડો પીપ ભરીને "બીઅર" કેમ પીએ છે તે જોવા સારૂં દોડયા અને સ્વીફ્ટ બાવા નચીંત જીવે ઉઠી સગડીની જે સરવેથી આગળ "ઘઝીચેર" હતી તે ઉપર ગોઠવાઈને બેઠા અને ચાકરને પાછો હાંક મારી કહયું "મે મારો વીચાર ફેરવ્યો છે માટે હાલ તો ઘોડાને ઘાસજ નાખજો અને રાબેતા પ્રમાણે માલીસ કરાવજો પછી કાલે વાત."

સઘળાઓ સ્વીફ્ટની સેફત સમજી ગયા અને હસાહસ થઈ રહી.

## ના૦ ૨

ઊપલાજ ધરમગુરૂને એક એવી ટેવ હતી કે પોતાના બેસવાના ઓરડાનું બારણું હમેશ બંધ રખાવતો, અને જો કોઈબી નોકર ઉંઘાડું રાખી જાય તો તેના ઉપર ઘણો ખફા થતો. એકવાર તેની માનીતી દાસી મેરી તેના પાસ આવી અને બે હાથ જોડી અરજ કીધી કે "સાહેબ આજે મારા પીત્રાઈની શાદી છે માટે એક દીવસની રજા જોઈએ છે."

"હા—મોટી ખુશીથી, પીટરને કેહ કે ગાડી જોડીને તને લઇ જાય."

મેરી ખુશી થતી બાહાર ગઇ પણ પોતાનાં હર્મમાં બારણું બંધ કરતી ભુલી ગઇ. ડીઅન સાહેબ તેવારે તો કાંઇ બોલ્યા નહીં પણ કલાક બે એક ગયા કેડે જોયું કે મેરી બરાબર શાદીને મકાને પોંહચી હશે એટલે પોતાના એક નોકરને હુકમ કીધો કે તાબડતોબ બીજા ઘોડા ઉપર સવાર થઇ ત્યાં જાય અને મેરીને કેહ કે અબઘડી તુને ડીઅન સાહેબ કાંઇ ઘણાજ અગત્યના કામ સારૂં બોલાવે છે.

નોકર મારતે ઘોડે ગયો અને હાંફતો હુંફતો મેરીને પેગામ કહયો. મેરીના મનમાં નક્કી આવ્યું કે પોતાના શેઠની તબીઅત ઘણી અચબુચ બગડી આવવી જોઇએ નહીં તો એમ જલદી તેડું મોકળે નહીં. તેણીએ તુરત ગાડી પાછી જોડાવી અને ચીંતાતુર આવી ડીઅનની હજુરમાં ઉભી.

"કેમ સાહેબ કાંઇ હુકમ."

"નહીં એટલુંજ કે આ બારણું બંધ કરીને પછી જા!"

## વકીલનું વસીયતનામું.

ભાઇચંદ વકીલ કાયલી પડયા ત્યારે પોતાનું વસીયતનામું કીધું અને પોતાને છઇયાં છોકરાં ન હતાં એટલે પોતાનું સર્વસ્વ "મુર્ખ અને દેવાનાઓને" આપવું કીધું. આ પ્રમાણે કરવાનું એક મીત્રે કારણ પુછયું ત્યારે વકીલ ભાઇ બોલ્યા "જેઓ પાસેથી મને આ સઘળું મળ્યું તેઓને હું પાછું આપી જાઉં છું."

## ઓહોહો—આજેતો ઘણું મોડું થયું, !

પાહાલુ વેલાતીએ પોતાની સ્ત્રી સાથ બોલી કીધી હતી કે જયારેખી બાહાર જમવા જવું ત્યારે ૧૦ વાગતાની અંદર ઘર આવવું. જયારેખી પાહાલુ ૧૦ ની પછી આવે એટલે ઘરમાં બચકાં બંધાય. એક દહાડો તે ઘમબાર-માંથી જમીને ભારોભાર થઈ ગ્રાંટરોડના સ્ટેશન આગલ એક દેવાલને અઢેલી ઉભો હતો તેટલાં એક ત્રેન આવવાનો ઘાંટ વાગવા લાગ્યો. પાહાલુ કાન ઉંચા કરી સાંભળવા લાગયો "નવ, દસ, અગીઆર, બાર, તેર, ચઉદ, પંદર, સોલ, ઓહોહો. આટલું બધું અવારૂં તો મારા જનમમાં કોઈ દાહાડેખી નહીં થયુંતું. હવે આજે ઘેરમાં કોણ જાણે કેમ થશે!"



## વહુ જીત્યોરે મેરો કાણીઆ, તોકે પાંઊ ચલે જબ જાણીઆ!

ગુજરાત પ્રાંતમાં પાટણ ગામે રણછોડ નામે એક હજામ રેહેતો હતો તેને લાલીઆ નામે એક છોકરો હતો જેને પરણાવવાને રણછોડ હજામને બહુ કાળજી હતી. પણ લાલીઓ એક આંખે કાણો હતો એટલે કોઈ કન્યા દે નહીં. એક વાર થાકીને રણછોડે પોતાના ગામના બ્રાહમણને તેડાવી કહયું કે—"જો તું ગમે યાંથી મારા લાલીઆને કાજે કનયા શોધી લાવે તો તને પચાસ રૂપઈયા આલું. પણ લાલીઓ કાણો છે એમ તારે કોઈને કેહવું નહીં."

બ્રાહ્મણે કહ્યું કે "બહુ સારૂં." પછી પચાસ રૂપઈયાની લાલચે ગામેગામ ફરવા લાગયો.

હવે એજ પ્રમાણે બીજા ગામમાં લુલુ નામે એક બીજો હજામ રેહતો હતો અને તેને ગંગલી નામની છોડી હતી તે પગે લંગડી હતી. આ ખોડને લીધે તેને કોઈ વરતુ નોહેતું. લલુ હજામે પોતાના ગામના બ્રાહ્મણને તેડાવી કહ્યું—"અલ્યા ભટજી--જો મારી ગંગલી કાજે વર શોધી લાવે તો પચાસ રૂપઈયા આલું પણ છોડી લંગડી છે એવું કોઇને કહીશ માં--લગન લાગયા પછી સઘળું રેહતે રેહતે થઈ રેહશે."

હવે એવું બનયું કે ઉપલા બંને બ્રાહ્મણો ગામેગામ પાઘડીમાં ટીપણા ખોશી ફરતા ફરતા એક રાનમાં ભેગા મળ્યા અને એક બીજાને ઓળખતા હોવાથી પરસ્પર ભેટીને 'ભટજી નમશ્કાર, ભટજી નમશ્કાર' કેહવા લાગયા. પછી એક બીજાને પુછવા લાગયા કે "તમે ચીએ ગોંમથી આએવ્યા?"

બંને જણે પોતપોતાની હકીકત એકબીજાને કહી અને હરખમાં આવી જઈ ઝાડ તળે બેશી તંબાકુના કુચા માહોમાં ઘાલી બોલવા લાગયા--"તોંણે આપણે શીદને રખડવું? નશીબના રૂપઈયા મળે તે લઈ લાચડે માચડું વળઝાડી દઈએ—પસે લવાર સે ને લોઢું સે, જયમ ત્યમ કુટી લેશે."

આમ બરાબર તાલ બેસાડી વરરાજા તરફના બ્રાહ્મણને બીજો ગંગલીના બાપ પાસે લઈ ગયો અને તેને શ્રીફલ તથા લગનપડી આપીને મુહુરત નક્કી કરી વીદાય કરયો.

આણીમેર ભટજી રણછોડ હજામને લગનપડી આપી પોતાનાં ઠરાવેલા પચાસ રૂપઇયા લઇ પોબારા ગણી ગયા. રણછોડ ભાઇએ ધામધુમ કરી મેલી અને લાલીઆને તરેહ-વાર લુગડાં પેહરાવી જાન તઇયાર કરી વાજતે ગાજતે રણ-શીંગાં ફુકતા તથા બાયડાઓ ગીત ગાતી ગાતી લગનને દીવસે રાતની વખતે કનયાના ગામમાં પેઠા. કારણ કે દીવસે જાય તો લાલીઆ રાજ કાણા છે એમ જાહેર થાય. જતાં વારજ ગરબડ સરબડમા લાલીઆ કાણાને ચોરી આગળ ગોઠવી દીધો અને ગંગળીનેબી લંગડી છે તે છુપાવવા સારૂં અગાઉથી લાવીને બેસાડી રાખી હતી.

ગોરજી સ્વસ્તી વચન ભણવા લાગ્યા:—

**સ્વસ્તીન ઈંદ્રો વૃધ શ્રવા,**
**સ્વસ્તીન સ્તુપતી એકાક્ષા;**

ઇત્યાદી ઇત્યાદી. આ પ્રમાણે બે લાડુભટોએ મળી વર કન્યાને પરણાવી દીધાં. હવે સામસામી બેહુ વેવાણો નીચે મુજબ ગીતો ગાવા લાગીઓ:—

લાલીઆની મા ગાય છે:—

લેરે પરણ્યારે મારા લાલીઆભાઇ આજ કે, કન્યા લાવ્યારે
મોંઘા મુલની,
મારા અંગમાંરે આજ હરખ ન માએ કે, જાણે ફુલીવાડી ફુલની.
લટકે ચાલી રે મારી વેવાણ વાવ્ય કે, દીસ થાતાં જોશે યાંખડી,
પછી પંસ્તાશે રે વેવાણ ને વેવાઇ કે વર કાણો ને કન્યા રાંકડી.

ગંગલીની મા ગાય છેઃ—

ધામે રહીનેરે બોલ વરની માડી, કે સાંભળય વેવાણુ બાપડી,
લાલીઆ રાજ રે જેવા કાંણા તેવી લાવ્યા કન્યા તેને સાંપડી.

આ વાદવીવાદ સાંભળી રણછોડ હજામને હર્ખ થયો કે આખરે મારો કાણીઓ પરણ્યો ખરો તેથી લાલીઆની પીઠ ઠોકી બોલવા લાગ્યો—

"વાહવાહરે—રંગ છેરે રંગ છે! વહુ જીત્યો રે મેરો કાણીયો."

આ સાંભળી છોકરીના બાપે જોયું કે આ તો દગો થયો જણાય છે; પણ ચીંતા નહીં આપણેખી છેતરાયા નથી એટલે બોલ્યો,

"વહુ ઝીત્યોરે તેરો કાણીઓ તોકે વહુ ચલે જબ જાણીઓ."

હવે સઘળું સમાધાન થયું અને લાલીઆરાજ પોતાની લંગડી રાણીને લઇ જાન સાથ ઘર ગયા.

અણુઘડ નાત ઉછાછળી, અધીક પાસળી અંગ,
પરણાવ્યો નીજ પુત્રને, કાણો લુલી સંગ.—૧
અભીમાન એ લોકને, રાજા રંક ફકીર,
સઉની ચોટી હાથમાં, સઉ નમાવે સીર.—૨



## દળનારીના દીકરા ને નામ દારાબશા.

### (ખરો બનેલો બનાવ.)

એકવાર હું ઓટલાના બાજઠ પર બેઠોછું એવામાં નીચલી વાતચીત મારા સાંભળવામાં આવી.

ખડકીમાં એક ગરીબ બબરચીનું કુટુંબ રેહતું હતું. બચારાને તાંહાં છોકરાંની બરખત ઘણી અને રોજીમાં હરકત એટલે નાહાના નાહાના કાળા મસોટાં જેવા પોરેઆઓ આખો દાહાડો નાગા ગલીને એક નાકેથી બીજે નાકે ખરી બપોરનાં તડકામાં દોડયા કરે. આ લશકરમાં સર્વેથી નાહનો નામે માકુ આસરે પાંચ વર્ષની વયનો પોતાની બપાઇને ઘણો વાહાલો હતો.

એકવાર ખડકીમાં ઘણી સ્ત્રીઓ ભેગી મળેલી જોઇ માકુ લગાર ખુશીમાં આવી નાચવા તથા ગમત કરવા લાગ્યો; તેને જોઇ તેની બપાઇ મલકાઇને બોલી "મરૂંરે એ તો એવો હુશીયાર છે કે એ તો મારો બાલેસ્ટર થશે." એવામાં અચબુચ માકુ બબરચીની નકલ કરી પગ પોહોલા કરી બોલવા લાગ્યો "બાઇને ધાન--બાઇને દાળ" જે સાંભળી સઘળી સ્ત્રીઓ હસી પડી અને માકુની બપાઇ કકડા મોરી બોલી "મર મુઓ બાલેસ્ટરનો થતો—મુઓ બાપદાદાની જાતપર આખરે ગીઓ."



## "આતે કાંઈ છેટું કે?"

એક ગામડીઓ પેહલવેહલોજ સુરતથી મુંબઇ આવ્યો. આગની ગાડીએ તેને સહવારના આંઠ વાગેનો બેઠેલો સાંજના ચાર વાગતે લાવીને નાંખ્યો તે જોઇ ગામડીઓ બોલ્યો "એ હે--હે--હે--આ તે કાંઇ છેટું કે? મમભઇ આવડું બે ચાર કલાકને રહતે છે એમ જાણતે તો કેવારનો પગે ચાલીઓ આવતે--નકામાં આગ ગાડીના પઇહા પાએરા."

---

## પાટીપર ધુળ.

એક અભણેલ પણ અક્કડપુ સ્ત્રીએ એક વાર તાર ખાતાંની હારીસમાં જઇ પોતાનાં ધણી ઉપર તાર લખી આપ્યો. આ તારમાં ૨૨ શબ્દો હતા, જે જોઇ તારવાળા કલારકે નમનતાઇથી કહ્યું--"જી--આમાથી બે શબ્દો કાહાડી નાખશો તો રૂપીઓ એક ઓછો લાગશે."

શું કાહાડું--શું કાહાડું, કરી સ્ત્રી વીચારમાં છે એટલે તારવાળાએ સુચના કીધી કે "શરૂઆતમાં 'પ્યારા ધણી' એ શબ્દો કાહાડી નાખશો તો ચાલશે."

સ્ત્રીએ હા પાડી અને બોલી "તમારે હાથેજ તે છેકી નાખો, કાંએકે તાર તેને પુગે તારે તે જોય તો ખરો કે મેં તો પેહલાં 'પ્યારા ધણી' કરી લખ્યું હતું પણ તમોએ તે છેકી નાખ્યું."

## દીકરીજી સગન માગો—તો કેહુ બાવાજીના ખેતરમાં બલાગત પાકો.

કાવસજી શેઠે નવસારીના એક ભોલા પણ અક્કલહીન મોબેદ તેહમુલદારૂ પંચાલ ઉપર એકવાર કાંઇ તીરથનો વાગો ભેટ મોકલ્યો. તેહમુલદારૂએ ખુશી થઇ ઉત્તર લખ્યો પણ કાંઇ આવડયું નહીં તેથી નીચે પ્રમાણે છબરડો કરી નાખ્યો.

"કોઇ દાહાડેબી કાંઇ ગરીબ સેવકનું કામ પરે તો હાજર છેઉંજી. કાંઇબી બાજ રોજગાર, છમસી માસીસો હોય તારે તમારો ચાકર હાજર છેજી. તમારૂં ને તમારા બાલ ગોપાલનું અસતમનું ને ભણવાનું કામ જારેબી ગમે તારે ફરમાવજોજી."



## બરાબર છે!

મારી જાણમાં એક આળસુનો પાદશાહ છે. તેની આળસાઇની શી વાત કરૂં! તે પરણતો નથી અને તેના કારણમાં એવું બતાવે છે કે પાદરી સાહેબ લગન કીયા કરે ત્યાં સુધી ઉભું કોણ રેહ!



## કરકસર.

મારી પડોસમાં હીરાંબાઇ અમે એક માતબર પણ ઘણાંજ તંગ દીલના શેઠાણી રેહતાં હતાં. એક દાહાડે તેવણે બારીએથી હાંક પાડી મારી બાયડીને બોલાવી—"અરે ગુલબાઇ અરે ગુલબાઇ."

"જી—જી."

"અરે આએ સોયદોરાવારો આયોછ તેની પાસેથી આખું પરીકું સોયનું લઇએ, તમે ભાગ થશો?"

"હાજી—હા."

"ગુલબાઇ—પરીકૂં તો લીધું પણ તેમાં ૨૫ સોય છે તે કેમ વેંહચી લઇએ, એકને ભાગે ૧૨ અને એકને ભાગે ૧૩ તેનું કેમ?"

કાંઇ નહીંજી—તેમાં શું બીસાદ—ગમે તેટલી મોકલજોજી."

"ઓ નારે માય—આપરે એક જણ ૧૩ સોય લેશું અને એક જન ઉપરનું પરીકાંનું કાગજ લેશું"

(ગુલબાઇ હસીને) "હાજી—જેમ ગમે તેમ."

## નમુનો ૨ જો.

પાલણજી શેઠ પાસે આશરે રૂપીઆ ચાર લાખની દોલત હતી. તેવણ એકવાર હાંફતાં હાંફતાં ઓટલા ઉપર સદરાપરજ દોડી આવ્યા અને ત્યાં બેઠેલા છોકરાઓને કેહવા

લાગ્યા. "હું લેમાનેડની એક શીશી મંગાઉં છું, કોઇ ભાગ થાઓછ?"

---

## હાથે ચમઠી.

શેઠ—હંઇ આવ ફકીર, હું તુંને કેઠે "પેક કરવાની" મોટા પગારની નોકરી આપવાનો વીચાર રાખુંછ.

ફકીર--પેક કરવાની નોકરી! તે શું સાહેબ? મેં કોઇ દાહાડે એવું કામ કીધું નથી.

શેઠ--અરે તુંને તે કામ ઘણું સારૂં આવડેછ--જોની આએ એક બાટલી દારૂ તુને મે ભરવા આપ્યો તે તેં કેવો એક પેંટમાં સીચી સીચીને ભરયો!

---

## જા—જા તું શીખી રહયો.

શીક્ષક--હંઇઆં આવ દોલી કુ—ત—રો—એનો ઉચ્ચાર શું?

દોલી--કોણ જાણે સાહેબ.

શીક્ષક—કોણ જાણે! ઘધેડા તારો બાપ ઉંદર શા વડે પકડેછ?

ઢાલી—છટકાંઐ સાહેબ.

શીક્ષક—છટ! છટ! કીઆં જાનવરે? વળી તેને દુધ પીવાનોખી ઘણો શોક હોયછ તે?

ઢાલી-હં- હં. સાહેબ હવે સમજીઐા? નાહાલું બરચું?

શીક્ષક—તોબાહ? તોબાહ? તારી બેહનના પગપર નખરીઆં મારીઆં હતાં તે જાનવરનું નામ શું?

ઢાલી—તેતો હું પોતેજ—દોલી?



શીક્ષક—બુબખ! સ્ટુ-પીડ! હેવાન! હજુ સમજતો નથી? (ડોકીમાંથી ભચડાને) પેલું રસ્તામાં જે જાનવર ફરેછ તેનું નામ શું?

ડાલી-(રડીને) હા સાહેબ?

શીક્ષક-ચાલ બોલ હવે કુ—ત—રો એનો ઉચ્ચાર શું?

ઢાલી—તુ—તુ—સાહેબ!!

શીક્ષક—(તેને છોડી દઇ) જા જા દોરાબજી, તું ઘેર જા, તું શીખી રહયો!

## ઉલટાનું સુલટું.

એક જવાન ખરચાલુ છોકરો એક ઘરડાને કેહવા લાગ્યો "કાકા, અક્કલની શોધને માટે દારૂનો ખરચ કરવો પડે છે." ડોસાએ નીસાસો નાખી જવાબ આપ્યો. "હા ભાઇ, તારી ઉમરે હું પણ એમજ કરતો હતો પણ હવે દારૂ શોધવાને સારૂં અક્કલ ખરચવી પડેછ તેનું કેમ?

---

## ચોટે ખુશાલ.

મુંબઇના એક પોંથખાનામાં એકવાર ચાર સાખુ સુકાલ્પાઓ હવાની કરવા ગયા. સઘળાઓએ ચમાચીન વગેરે ઉપર મારો ચલાવી જયારે ઘર જવાનો વખત આવ્યો ત્યારે વીચાર કરવા લાગ્યા કે આ મીંગેલ બુટલેર બેવકુફ જેવો છે તેના હાથમાંથી છટકી જવાનું આસાન પડશે. સઘળી ગોઠવણ કરવા પછી તેઓએ મીગલને બોલાવ્યો અને પુછયું "કેટલા રૂપીઆ થયા?"

"સાબ, તેરા રૂપીઆ."

આ સાંભળી એક જને પોતાના ગજવામાં હાથ ઘાલી પૈસાની કોથળી ખેંચી કાહાડી તેવુંજ તુરત બીજાએ તેનો હાથ પકડયો અને બોલ્યો—"કાંય વારૂ, એ તો મારી પારટી છે ને તું કાંય રૂપીઆ આપે?"

પણ એવામાં વળી ત્રીજો નીકળી આવ્યો અને કેહવા લાગ્યો—"તમે બધા ઘણા સાહુકારો છો કેમ? જાણે આપણે તો રખડતા હોઇએ તેમ. (બુટલેરને) એય? ખબરદાર જો કોઇ પાસેથીબી પૈસા લીધાછ તો."

બુટલેર હસીને બોલ્યો—"સાબ અમ કયા કરેગા."

આ ઉપરથી પેહલો બોલ્યો—"નકામો એ ગરીબ માણસને શું કામ સતાવોછ. આપરે એની આંખે પાટા બાંધ્યે અને સઘળા એની આસપાસ ઉભા રહીએ અને એ ત્રણ ચક્કર ખાઇ હાથ લાંબો કરે અને જેના આંગને હાથ લાગે તે રૂપીઆ આપે."

આ વાત સઘળાઓએ કબુલ કરી અને મીંગલને આંખે તાંણીને રૂમાલ બાંધ્યો. ભેલા બચારા મીંગલે ત્રણ ચક્કર લીધાં અને પછી હાથ લાંબા કીધા તો કોઇ નડયું નહી તેથી રૂમાલ ખસેડી જોય છે તો સઘળા સખાવતના ગરા સુકાઇ ગયા હતા.



## શરમનું ઝાડ!

પાહાલણજી પસતાકીઆ મરવા સુતા ત્યારે તેના બીછાણા આગળ તેની નાતરે આંવલી બાયડી નાજાં ઘણીજ કકલીને રડતી હતી. આ જોઇ સઘળાં આડોસી પડોસી બહુ દલગીર થાય અને નાજાંની દયા ખાય કે બચારીનું શું થશે. એક દાહાડે પાહાલણજી છેકજ ઝીમાઇ ગયા હતા અને પોતાની બાયડીને આ પ્રમાણે રડતાં જોઇ સઘળાં-ઓને અસારત કીધી જેથી સઘળાઓ બાહાર ગયાં. પછી પાહાલણજી ઘણા હેતથી બોલ્યા "મારી વાહાલી, મરવું જીવવું તો સહુને લખેલું છે. તું શું કામ આટલી રડે છે?"

નાજાંએ ડચકાં ખાઈ જવાબ દીધો "બીજું તો બધું રહયું પાલણજી, પણ તમે મ'રા બીજવર એટલે મને ઘણીજ શરમ લાગતી હતી તારે હવે તીજો વર કરસ તારે જગને મોહોડું કેમ દેખાડશ તેની મને અત્યારથી ફાર પડેછ—હો—હો—હો!!"



## શેહતાન ડાભો.

મકન બારવો પેહલીજવાર ભાડેથી 'મમભઈ' આવ્યો અને સઘળો ઠાઠમાઠ જોઇ 'વ'હ વાહ' કરતો બજારગેટમાં ફરે છે અને સઘળી દુકાનોમાં ડોકીઆં કરતો જાય છે એવામાં તાર લખનાર એક પારસીની દુકાન ઉપર શેઠને બેઠેલા જોઇ

વીચારવા લાગ્યો કે "એ આ દુકાનમાં તો કાંઇએ બળેલું નથી ને ટેબલ ઉપર ડાલો બેહી આં પારહો હું કરતો આહે!" ઘણીવાર ધારી ધારીને જોતાં કાંઇ સમજ પડી નહીં એટલે પારસીને પુછ્યું "ભાય, આંઇ હું વેચાય, દુકાનમાં તો કાંઇ ની મળે?"

પારસીએ છણકો કરી જવાબ દીધો "હુંઇ અનારીઓ વેચાયછ અનારીઓ—સમજયો."

"હેં કે બાપજી! તારે તમે એકજ વેચાવાનાં બાકી ચેમ રહી ગએલા?"



## થોડા થોડા સબ ખાઓ.

મારી ઓળખાણના એક ડાક્ટર વીષે કહે છે કે એકવાર કેખશરૂ ચીબાએ તેવણને બોલાવ્યા અને કાંસી કરાંઝીને ફરયાદ કીધી કે "ડાક્ટર, મારી તબીએત સારી ચાલતી નથી અને મને તરેહવાર વીચાર આવે છે માટે મેહેરબાની કરી કેહશો કે મારે શું ખાવું અને શું નહીં ખાવું?"

ડાક્ટરે જોયું કે મુઓ કુકર જેવો છે અને કોઇ દાહાડે ધાડ ન આવે એવું અંગ છે. તોએ ફરયાદ કરે છે, તેથી વીચાર કરી ઘણીજ ગંભીરાઇથી કહયું—"ઠીક છે મી૦ કેખશરૂ—એક કાગજ ને પેનસીલ લાવો અને શું ચીજ નહીં ખાવી તેની ટીપ હું લખાઉં તેમ લખો.

સઘળાં જને કાગજને વાસ્તે દોડધામ કરી મુકી અને કેખશરૂ હાથમાં પેનસીલ લઇ લખવા બેઠા. ડાકટર બોલ્યા "તમારી તબીઅત તરફ જોતાં મને લાગેછ કે તમોએ છરી, ચુહુલીઓ, ચીપીઓ, અને તવાથો એટલી ચીજ ખાવી નહીં કેમકે તે તમુને જરવાં કઠણ પડશે અને પવન ફુંકવાની ધમણબી ખાવી નહીં કેમકે તેથી પેટમાં પવન પકડશે—બાકી બીજું બધું ખાવાની તમુને છુટ છે—સાહેબ મેહરબાન.



## માતાઓને શીખામણ.

અમારી ઓળખના એક બીજા ડાકટર વીશે મેં નીચલી વાત સાંભળી છે. એકવાર પોતાના ઘરાકના કુટુંબમાં સોહોરાબજી નામે છોકરાનો ઝાડો વધારે આવતો હતો તે સારૂં પડીકાં આપી ડાક્ટર ઘર ગયા પછી બીજે દાહાડે તેને પાછો બોલાવવા મોકલ્યો. ઘરાકને ત્યાં જઇ જોય છે તો પેટ બંધ થવાને બદલે બીમારી વધતી હતી. ડાકટરે આથી અજબ થઇ પુછ્યું—"ઉસ્કુ ખાનેકુ કયા દીઆતારે?"

સોહોરાબજીની માએ જવાબ દીધો—"કાંઇ નહીંજી, રાતના સુતી વખત એક બુક રેટલી ને એક મરચીની ટાંગ જરા—ને--

"અં—દુસરા?"

"ને જરા પોહોરની વખત મોહનું સમારવા એક કરચ ચપટું ને—

"અં—દુસરા કુચ?"

"અરે નહીરેજી—ખાએચજ કાંઇ—ને જરા રાતના દવા પાઇ કેનીજી, તે જરા મોહનું ખરાબ થયું તે સારૂં બતાસો ને બે દોહોરીઆંની મહલાઇ ને—

"હં—પીછે?"

"ને પછી એના જી ભરૂં બાપ જમવા બેઠા તારે કેરી ખાવા રરીઆ તે મારો જીવ બરીઆ તે એક કેરીનું ગોટલું આપયુંતું. બીજું કાંઇ ખાધું નથી મરૂં."

ડાકટર આ સાંભળી ફફડીને ઉઠયો અને હાથમાં ટોપી લઇ બાહાર જતો જતો બોલ્યો—"એ કયા! દેવાના હો ગયા રે! ઇતના ખાએગા તો ગધ્ધાભી મર જાએગા!"



## ભોલો ભટાક.

અરે યારો મારૂં ભેજું અડધું ચગાશી ગયલું છે. અડધી વાત મને યાદ રેહે છે અને અડધી વીસરી જાઉંછું. દાખલા તરીકે હું કોઇને કાંઇ ધારૂંછું તે બરાબર યાદ રેહછે પણ કોઇ પાસેથી ઉછીકું લેઉંછું તે મુતલગ યાદ રેહતું નથી.



## બે અરધીઆં.

પાંસઠ વરષના નશરવાનજીને બીજી બાયડી કરવાનો ઘણો શોક થયો તેથી પોતાના સગાંઓને બેજાર કરે કે "મને ઘણી જુવાન અને ખુબસુરત બઇરી કરાવો." એક વાર તેવણના બેહન આવી તેવણને કેહવા લાગીઆં કે "તમે કાંઇ ચરી ગીઆછ. હવે પોત ગઇ ને થોરી રહી તારે હવે એવું સારૂં લાગે? વરી કેઓતો ચાલીસેક વરસની કોઇ અઘાર બઇરી શોધી કાહાડીએ."

નશરવાનજીનું પાકી આવ્યું તેથી ટકોરમાં બોલ્યા "હા, બેહન, ચાલીસ વરસ કબુલ, પણ ફરક માતર એટલોજ કે વીસ વીસની બે શોધી કાહાડજો."



## હમબી નવાબ ભરૂચકે.

અગાઉ જયારે સુરતની આસપાસ કોટ હતો ત્યારે શેહ-રમાં દાખલ થવાના દરવાજા હતા જે સુરજ અસ્ત પામવા પછી હંમેશ બંધ કરવામાં આવતા હતા. એકવાર સરકારી કામ સારૂં વલસાડથી પાંચ છ સવારો સુરતભણી જતા હતા તેઓને રસ્તામાં એક પીંજારો પોતાના ગધેડાં ઉપર સવાર થઇ જતો મલ્યો અને તેઓની વાતચીત કરતો સવારોની સાથે સુરત સુધી આવ્યો. કોટ આગળ આવી પોહોંચતાં દરવાજા બંધ હતા તે જોઇ સવારો ઉભા રહયા પણ પીંજારા ભાઇ પોતાના

લંબકરણ રખસને ડપટાવરા દરવાજા આગળ આવ્યા અને બારણાં ઠોકી બુમ પાડવા લાગ્યા—"એ ભાઇ શીપાઇઓ બારણાં ઉંઘાડોની—અમે બધા સવારો ત્યારના ખોટી થઇ રહયાછ."

---

## ઢેડીને હવાલદારે બોલાવી.

મારે ભોંયતળીએ રેહનાર દોલી એકવાર દોડતો દોડતો અને મલકાતો આવ્યો અને ખડકીમાં બેઠેલી સ્ત્રીઓના દેખતાં પોતાની ધણીયાંણીને કેહવા લાગ્યો "સુનઇ—સુનઇ મને આજે રસ્તામાં પોલીસ કમીશનર સાહેબ સર ફ્રાંક સુટર સાથે વાત થઇ."

સુનાઇએ છલકાઇને પુછયું "ઓ મરૂંરે વાતના કરતા પરથી! શું વાત થઇ?"

"જોની સુનઇ—હું રસ્તાની વચમાંથી ચાલતો હતો તેટલાં સુટર સાહેબ પછવાડેથી ઘોડા ઉપર આવી લાગ્યા અને બુમ પાડી મને કહ્યું "અએ—છોકરા રસ્તેમેસે બાજુ ચલો!"

"મેં કહયું બોત અચ્છા સાહેબ."

---

## ખાધરો બ્રાહમણ.

એકવાર શેષકરણ શેઠને તાંહ વીવાહ હતા એટલે જાહેર કરયું કે રવીવારને દાહાડે બ્રાહમણોની નાત જમાડીશું. અલ-

બતે આથી બ્રાહમણો બહુ મગન થઇ ગયા તેમાં એક લાડુભટ નામે રામદાસ હતો તેણે શું કરયું કે સુક્રવાર અને સનીવારે ભુખ્યો રહયો અને જમણને દાહાડે એ બે દાહાડાનું ખાધા ઉપ્રાંત રવીવારને ભાગનું એ ખાધું અને બીજા બે દાહાડા ચાલે એટલા લાડુ ચાંપી ચાંપીને પોતાના હોજરાંમાં ભરયા. પરીણામ એવું થયું કે રામદાસથી તો ઉઠાયે નહીં ને બેશાય નહીં અને આમથી તેમ ગબડવા લાગ્યો. આથી શેષકરણ શેઠના હોકમથી એકાદ જણ જઇને ડાકટરને બોલાવી લાવ્યો. ડાકટરે કારણ જાણી કહ્યું "હું આ બે ગોળી લખી આપું છું તે એને પાણી સાથે ગળાવી દેજો એટલે સાહાજો થઇ જશે."

આ સાંભળી રામદાસ બોલ્યો—"એ હેહેહેહે—આ ડાકટર તો કયાંઇ કોમના નહીં. વળી બે ગોળીની જગ્યો પેટમાં હોત તો બે લાડવાની કરીજ બીજી ખાત નહીં? ને પોણી પીવાની જગ્યો હોત તો એક દરીઓ ભરી દુધપાકજ પીવત નહી—મારા ભાઇ, એ દવા કરવા કયોંથી શીખી આવ્યો?"



## દહી ટપાટપ મારીઆંરે—વાહાલી સોડમાં હોય તેતો ખાઓ.

કપડવંજમાં કપુરચંદ નામે એક શ્રાવક વાનીઓ રેહતો હતો તેના પાસે પાંચ પૈસા પુંજી સારી હતી. તેની માનકોર નામની નાજુક કદની રૂપાળી સ્ત્રી હતી. કપુરચંદ ઉમ્મરે વૃધ એટલે માનકોરના મનમાં કે એ કયારે મરે કે

દલ્લો હાથમાં આવે. એમ કરતે કેટલેક દીવસે કપુરચંદ બચારો માંદો પડયો અને મનમાં વીચાર કરવા લાગ્યો કે દ્રવ્ય બાયડીને આપી જવું તે અગાઉ લગાર તેની પરીક્ષા કરી જોવી. એમ ધારી આખર વખતનો જુઠો દેખાવ કરવા લાગયો. તે એવી રીતે કે પોતાની આંખયો તાણીને ડોળા ચકકર ચકકર ફેરવવા લાગ્યો અને શ્વાસ ઉંચો નીચો કરી હાથ પગ તાણી જાણે ઘરટલો ચાલનો હોય એમ ઢોંગ કર્યો. એણીમેર માનકોરે વીચારયું કે "હાય, હાય, આ પીટયોતો હવડાં મરી જશે ને હું તો રાતની ભુખી ડાંસ છું ને નાતના બધરાં રાંડના રડવા કુટવા આવશે તેની સાથે મારે પણ આ પીટયા માંકડાની મોકાણ માંડયા વગર ચાલવાનું નથી માટે હું મારૂં કરી લેઉંની."

એમ ધારી સામાણની પેટી ઉઘાડી માંહેથી દહીના લુગડા ડપાડપ મોહોડામાં મારવા લાગી ને પછી ઝડપમાં અરછેર ઘી, પાશેર ગોળ અને અરછેર મેંદો કાહાડીને તેને ચોળીને લાડવો બનાવ્યો. આ સઘળું કપુરચંદ ઝીણી ઝીણી આંખયો કરી જોયા કરતો હતો. એવામાં તો તેના સગાં વાહાલાંને ખબર થતાં સઘળાં ત્યાં આવી તઇયારીઓ કરવાનો વીચાર કરવા પડયાં. આથી માનકોર ગભરાઇને બનાવેલો લાડુ ઝડપમાં પોતાની સોડમાં મારીને મોહ વીલું કરીને ત્યાં આવીને બેઠી. તેને સગાં વાહલાં કેહવા લાગયાં કે "માનકોર માનકોર, બળ્યું જોયા શું કરોછો? હવે તો છેલ્લે કયારે પાણી આવ્યું છે જો—માટે કાંઇ પુન્યદાન કરાવવુ હોય તો કરાવી લો ને કાંઇ આધું પાછું મેલ્યું હોય તો

પુછી જુવો." આ સાંભળી માનકોર ધીમે રહીને હેત જણાવીને માંદા ધણીના કાનમાં મોંહ કરીને કેહવા લાગી કે:—

સ્વર્ગ મટામટ ચાલીઆરે
કાંઈ કેહતાતો જાઓ.

આ સાંભળી ધણીએ જવાબ દીધો:—

દહી ડપાડપ મારીઆરે
વાહાલી સોડમાં છે તેતો ખાઓ.

આવું સાંભળી ત્યાં આવેલી બીજી બાયડીઓએ માનકોરની સોડ ઉંચકીને જોયું તો દોઢ શેરનો લાડુ ઢબ લઈને નીચે પડયો અને કપુરચંદ મોતના બીછાના ઉપરથી ઉઠીને ઉભા થયા અને ભોંય ઉપર પડેલો લાડવો ધીચા ગયા.



## વકીલને સરટીફીકેટ.

ન્યુયાર્ક મધે એક દાહાડે એક ડોશી પોતાના નાહાના બેટાને લઈને એક વકીલની હાફીસમાં આવી અને તેના સાથ નીચલી વાતચીત થઈ.

ડોસી—વકીલ સાહેબ આ છોકરાને તમારી હાફીસમાં રાખી વકીલ બનાવશો?

વકીલ—એની ઉમ્મર શું?

ડોશી—સાત વરસ સાહેબ.

વકીલ—ઓહોહો—એ ઘણો નાહાનો છે, બહુજ નાહાનો, તમારો કાંઇ એથી મોટો છોકરો નથી ?

ડોશી—બે ચાર છે સાહેબ પણ અમોએ ઠરાવ કરયો છે કે તેઓને ખેડુત બનાવવા. મે મારા ધણીને કહયું કે આ નાહાનો પોરીઓ સારો વકીલ નીવડશે માટે હું તમારે ત્યાં એને મુકવા આવી છું.

વકીલ—પણ આ છોકરો એના બીજા ભાઇઓ કરતાં વકીલ થવાને વધારે લાયક કેમ કરી થયો ?

ડોશી—તો જુઓની સાહેબ, આજે જયારે એ પાંચ વરસનો હતો ત્યારથી મદારીના જેવું જુઠઠું બોલવા શીખ્યો. જયારે છ વરસની ઉમ્મરનો થયો ત્યારથી માહ તુંદો અને તરકડો થયો અને હવે સાત વરસનો થયો તેટલાંમાં ઘણા હુશીયાર વકીલના જેટલી ચોરી કરે છે. એનામાં વકીલના બધા ગુણ છે સાહેબ.

વકીલ—બાઇ માફ કરો, હાલ મારે ત્યાં જગા ખાલી નથી.



## ઘર બેઠા ઘડો.

ગામડીઓ—બાબ મેહરબાન ભાય!

ઓગરાદાસ (રડતી સુરત) અં—સાહેબ મેહેરબાન—કેમ શું કેહછ?

ગામડીઓ—ના ભાય કાંઅે નહીં–હું ગોમથી આવેલા–પેલા ઓલા ઓગરાદાહ કાંહ રેહ?

ઓગરાદાસ—અલ્યા, ઓગરાદાસ નામના તો હુંઇ સાડીસડતાલીસ વસે છે—પણ કાંઇ બીજું નામ નીશાણી?

ગામડીઓ—હોવે બાપજી—બીજું નામઠામ તો નીજાણું—પણ નીહાની આપેલી કે એ ઓલા ઓગરો બહુ વાંદરા હરખો ચીંડાઉ ને રડતી હુરત છે ને મછકેરીમાં લોક એને રરકંડો કેહે.

ઓગરાદાસ—(એરંડાઉં પીધું હોય તેવું મોહ કરી) અરે ત્યારે કેવારનો બોલી મરની—તેતો હુંજ.

---

## ખરો ઉસ્તાદ.

દીલ્હીના એક મુગલાઇ શાહાનશાહની હજુરમાં એકવાર એક જબરદસ્ત ઠઠ્ઠાઉગીર મીઆં એક ગધેડાંની સાથ હાજર થઇ અરજ ગુજારી કે "ખોદાવંદ, મય ગધેકે ઉસ્તાદ હઉં."

શાહે પુછયું "ઠીક, આપ ગદ્ધેકી ઓસ્તાદી કયા કરતે હો."

"હઝુર, મય ઉનકુ બાત કરન શીખલાતા હું, ઔર એક બરસ પીછે એ પુરા માહીતગાર હોકે મેરી મુઆફક આપકી હઝુર બાત કરેંગે. ઇસ સબબ એક બરસ દીનકી મેરી ઔર એ ગદ્ધેકી રોટીકા હુકમ ખુદાવંદ દીજીએ."

"બીસમીલ્લા, આપકુ રોટી મીલેગી લેકીન ઉસકી જમાનત કયા દેતેહો."

"જેહાંપનાહ—જમાનતમેં મેરે જાન હાઝર હય—ઔર કયા?"

શાહે આ વાત કબુલ કીધી અને હુકમ ફરમાવ્યો કે જો એક વરસની મુદતમાં ઉસ્તાદજીનો ગધેડો બોલે નહીં તો ઉસ્તાદજીને ગરદન મારવા. આ સરત મુજબ મીઆં ભાઇને સીધો પાણી મલવા લાગ્યું અને સુખ ચેનમાં મજાહ કરવા લાગ્યા.

એક દીવસે મીઆંનો એક દોસ્ત તેને કેહવા લાગ્યો— "ભાઇ એ તુમને કયા કીઆ—બરસ દીનકી રોટીકે લીએ જાન જાનેકા સોદા કીઆ?"

ઉસ્તાદજી બોલ્યા "અરે જાઓજી! આપતો બેમગઝ હો—કયા મેરી અક્કલ ગઇ હુએ?"

દોસ્ત અજબ થઇને પુછવા લાગ્યો "કયું ભલા, બેમગઝ કાસ તરેહસે હુઆ? કયા એ સરતકી બાત જુઠ હય?"

"અરે નહી બાપુ, બાત તો સચ હય—લેકીન તેરેકુ ઇતના ખ્યાલ નહીં આયા કે વખતપર એક બરસકી આગુ મેં મર જાઉંગા?"

"ખુબ ખુબ, લેકીન નહી મરેગા તબ કયસા?"

"અરે યાર, હમ નહીં મરેગા તો રાજાજી મર જાયગે—પીછે તો કછુ ફીકર નહીં?"

"સચ્ચી બાત, લેકીન લાલાજી, રાજાબી નહી મરેગા જબ તેરી કમબખ્તી આવેગી કે નહીં?"

"ઇસ્તફર અલ્લા—બોહત કચ્ચા! મેરે યાર! રાજા નહીં મરેગા તો ગધ્ધા મરનેકા તો મેરે હાથમે હએ?"

હવે દોસ્તની સુધ ઠેકાણે આવી કે બેહસ્તી તો રૂપયા હજારનું ખાઇ જઈ અગીઆરમે મહીને પંદર રૂપીઆના ગધેડાને પોહોતો કરી મુકશે એટલે કાસર પતી.



## ઘરડે ઘડપણ.

એક બુઢો ખખ પુરૂષ એક ઘણીજ નાહાની છોકરી સાથ પરણવા માટે અંધીઆરૂને બોલાવી લાવ્યો. નાશારીદાર લગાર રમુજી હોવાથી તુરત ભેદ સમજી તો ગયા પણ જાણીજોઇને ઢોંગ કરવા પેલી છોડીને કહ્યું "શા તો બા તારો આ બપાવો કોણુની સાથ દાના પારવાનો? શું તેને કહઇએ કે કશતી કરીને આવો."

## ઇશ્વરી અવતાર.

એક લુચ્ચા બ્રાહામણે ઠગાઇ કરી કરી કાંઇક દૈવત એકઠું કરયું હતું પણ રખે કોઇ લઇ જાય તેની બીકે રાતના પુરો પાધરો ઉંઘેબી નહીં. એકવાર ઘણો વીચાર કરી ઠરાવ્યું કે પઇસાને એક મુર્તીની પેઠીમાં ભરૂં અને ત્યાં આગળ દીવો મુકી છાનું કે પવીત્ર જાણી કોઇ હાથ લગાડેજ નહીં. આ પ્રમાણે કરી તેણે મુર્તી ઉપર કાગજ વળગાડીયું કે "આ પેટીમાં રામકૃષણજીની મુર્તી છે, માટે કોઇએ હાથ અડાડવો નહીં." આ લખ્યું એક બહુ પોહોંચેલા ચોરના વાંચવામાં આવ્યું ત્યારે તે સમજી ગયો કે આમાં કાંઇ ભર્મ છે એટલે પેટીમાંથી રૂપીઆ કાહાડી લઇ માંહે એક મુંએલો ઉંદર નાખયો અને મુર્તીને દેવાલની ભણી ફેરવી મુકીને ઉપર લખ્યું—"રામકૃષણજી તારા ઉપર કોપાયમાન થવાથી ઉઠી ચાલતા થયા છે અને પોતાને બદલે તારો પોતાનો બીજો અવતાર મેલી ગયા છે."



## બટ ને પોકલ.

સોલુ—બચ્ચા દોલુ, મારા માથામાં ધું ધું ધું આખો દાહાડો થાયછ તે સાથી હશે?

દોલુ—ગધેડા, એટલુંબી નહીં સમજતો? તારા માથામાં ભેજાંને બદલે ખાલી જગા છે તેથી માહે પવન ભરાઇને બોલે છે.

સોલ્લુ—ઉંકે વાર તારા માથામાં ધું ધું ધું નહીં થતું કે?

ડાહ્યુ—નહીંજ તો.

સોલ્લુ—ત્યારે તેનું કારણ એ કે તારા ભેજાંમાં તરેલ પડેલી છે તેથી સઘળો પવન નીકળી જાય છે.



## નફ્ફોહના ગાલ્લાં!

બાળક—(પડોસીને) જી બાવાએ કેહવારીઉંચ કે જો તમે બાહાર નહીં જવાના હોવ તો આપણે સાથે જમસું.

પડોસી—(ખુશીમાં ઉલટથી) કેટલે વાગે આવવાનું તે કાંઇ કેહવારીઉંછ બા?

બાળક—તે તો કોણ જાણે, પણ આજે બમનદાર આવાતા લેવણ કે જે તમે તો લગનમાં જમવા જવાના છેઓ તેથી બાવાએ માએને કહયું કે પડોસી રોજ ધકેલા ખાયચ તેને એક દાહારો નામનું તેરૂં કરોની કે પછી બરબર નહીં કરે.

પડોસી—પછી બા?

બાળક—તેથી માએ મોસમેન તેરૂં કરવા મોકલીઓચ. તમે કાંઈ ખરેખર આવતા બાવતા નાજો.

પડોસી—વારૂં બા, બાવાને ને માએને સલામ કેહજે.

(અલબતાં પડોસી પોંચેલા હતા તેથી બરાબર સાનને ટકોરે પોતાના મેજબાનને ઘર જઇને ઉભા.)

## ભરૂચમાં બનેલો બનાવ—હું કે તું.

નીચલો હસવા સરખો બનાવ ભરૂચમાં પ્રદર્શનની વખતે એક ગ્રહસ્થના ઘરમાં બન્યો હતો.

કાઉ અને પેસી નામના બે પારસી જવાનો પ્રદર્શન જોવા માટે ભરૂચ ગયા અને એક પારસી ગ્રહસ્થને ત્યાં ઉતર્યા. તેઓ બેહુના બીછાના એકજ ઓરડામાં હતાં. રાતના તેઓ બાહારથી જમીને આવ્યા ત્યારે બેહુ જન 'તૈયાર' યાને પીધેલા હોવાથી હાથમાં હાથ ઘાલીને પોતાના ઓરડામાં ગયા અને અંધારૂં હોવાથી બેહુ જન પેસીના બીછાના ઉપર ભુલમાં સુતા. પેસીના ઘોલીઆ આગળ બેહુ બાજુથી ખોલ્લી જગા હતી તેથી કાઉ એક બાજુથી ઘોલાઆપર ગયો અને પેસી બીજી બાજુએથી ચહડયો. બેહુ મનમા સમજ્યા કે તેઓ પોતપોતાના બીછાના ઉપર સુતા છે. કલાકેક સુતા પછી પેસીનો હાથ કાઉના પગ ઉપર લાગયાથી પેસી ચોંકીને ઉઠયો અને બોલ્યો—"બચ્ચા કાઉ, કાઉ, મારા ઘોલીઆ પર મારી સાથે કોઇ આવી સુતુંછ." કાઉ કેહ "સાચ્ચે? મારા ઘોલીઆ પરબી મારી સાથે કોઇ પહરાણો લાગુ પડયોછ" પેસી બોલ્યો "મારા નાહાલાને લાત મારીને નીચે નાખી દની." કાઉ કેહ "ઠીક." એમ કહી બેઉ મીત્રો દારૂની ઝુમમાં તથા અંધારામાં એક બીજાને લાતો ઝીલાવવા લાગ્યા. આખરે પેસીએ કાઉને ઘોલીઆ પરથી નીચે નાખી દીધો અને બોલી ઉઠયો "કાઉ કાઉ."

કાઉએ રડતે સાદે જવાબ દીધો "કેમ પેસી?"

પેસી કેહ "મેં તો મારા હરીફને મારી કાહાડયો હંકે!"

કાઉ કેહ "તારે તું નસીબવાન દોસ્ત—મનેતો મારા હરીફે નીચે નાખી દીધો."

---

## કાજીજી દુબળા કીયું?

કેટલાકોને કાંઇબી વાતમાં માથું ઘાલવાની ઘણી ટેવ હોય છે. દાખલો:—એક દાહાડે બે ગ્રહસ્થો પવનચકી જતાં રસ્તામાં સાથે મળ્યા. બેહુ એકકને ઓળખે નહીં તોયે એકે પુછયું "સાહેબ મેહેરબાન. ગરમી ઘણી પડે છે."

બીજાએ જેયું કે આ તો 'કાળાંમાએ ઠાહેલું', છે તો એ બોલ્યો "હાજી, લગાર ગરમી પડે છે ખરી."

પેહેલો બોલ્યો "આ ગામમાં નવાજ આવેલા લાગોછો સાહેબ."

બીજાએ ટુકામાંજ જવાબ દીધો "હા એમજ છે."

પેહલો કેહ "કાંહ આલ્યા?"

બીજાએ જેયું કે આ જળોને ખેરવવી જોઇએ તેથી બાહરો બાહાર પતાવ્યું કે "કામ છે" અને સઘળા સવાલોના હા—ના—થી જવાબ આપવા માંડયા.

પેહલાએ પુછયું "માફ કરજો સાહેબ—તમે પરણેલા છો કે?"

"ના."

"આંહ—ત્યારે કુંવારા હશો?"

"ના—ના."

"તોબાહ—હવે હું સમજ્યો. હું ખરેખર દલગીર છું. તમારા શોકાતુર ચેહરાપરથીજ મારે સમજવું હતું કે તમે રંડાયલા છો."

"એ શું બોલોછ સાહેબ—પરણેલાબી નહીં ને કુંવારાબી નહીં ને રંડાયલાબી નહીં—એમ કંઇ બને સાહેબ?"

આથી બીજાનું ઘણુંજ પાણી આવ્યું તેથી બોલી ઉઠ્યો—"તો ભાઇ, કાજીજી કુબળા કીયું તો કેહ સારે આંવકી બંઆત. અમસ્થો કાંય તારૂં ને મારૂં માથું ફોડેછ—મારા છુટા છેડા થયલા છે—જા બાપુ તારે રસ્તે ચાલીઓ જા."



## આંખે ઉંદરડાં.

ઘરડાં બપાઇ—(લગાર આંખના ઉંચાં છે તે ફફડીને) જાહાનમમાં જાયરે આએ સીપના બટન! ઓજીબા બેનના ખતોરા! જેવી સોય પોવા જાઉંછ કે ભાંગી ને બે કટકા થઇ જાયચ. મરેરે એક મીનીટમાં દસ બાર ભાગી ગીઆં. જુઓની!

દીકરાનો દીકરો—(પેટ પકડીને હસતો) અરે બપાઇ—જુઓરે બપાઇ શું કરેછે. આવા પેપરમીટની સીસી લાયા તેમાંથી બપાઇ એક કાહાડીને સોવ ભાંગીને ખાંઇ નાંખેછે!

બપાઇ—તો માંસ્ખાગા ! તેઆરને પેબાઓ કેવી.

---

## વાહવાહરે મીઆં બાંકે, દેખો ડગલીમે સોસો ટાંકે.

વડોદરામાં બાજે મીઆં સાહેબો ઘરમાં તો ભુખે મરતા હોય તોબી પતરાજીનો ઠાગ નહીં એટલે પોતાને ત્યાં મોલાકાત કરવા આવનારાઓને દેખાડવા માંગે કે પોતાની પાસે નફર ચાકરોનો દુકાળ નથી. દાખલા તરીકે એક ઘણાજ પાતલા ને નાહાના મીઆં જેઓનું નામ' ઝબરદસ્તખાં' કરી હતું તેઓને ત્યાં એક રસોઇઆ શીવાય બીજું કોઇ ન હતું તોબી જયારે કોઇ બાહારનું મળવા આવે ત્યારે મીઆં સાહેબ હાંક પાડે—

"કોઇ હય?

ત્યારે માહેથી રસોઇઓ બુમ પાડે—"હાઝર ખોદાવંદ" વળી મીઆં દમામમાંજ પુછે—"દુશરા સબ કહાં ગયે?"

બબરચી માંહેથી બુમ પાડે "એક મર ગયે, ચાર જલાવન ગયે, એક રૂઠ ગયે, દો મનાવન ગયે, સરદારસીંગ બજાર ગયા, બંદા હાઝર હય." (તેમાંથી નવાનું ટકા બાદ હો.])

## તેરી ભેંસાંને મેરી ખોચાં પાડી.

ભાણીઓ સુતાર એક દહાડે સાંજના પીઠાંમાં જઇ પોતાના આખ્ખા રોજનો દારૂ પી ગયો અને ખાલી હાથે ઘર જતાં કોઇની સાથ છીટાં શોધવાનો ઘણો શોક થઇ આવ્યો તેથી વીચાર કરેછે—'મારી રાંડ જો હજરીની જાગતી હોહે તો રાંડનો આટો લહન કરી લાખું કે એવડી રાત જાગવાનું તારૂં કામ હું ? ને મારૂં તેલ કેમ બારી લાખ્યું. ને જો રાંડ ઉંઘેલી હોહે તો રાંડનો તોટો પીહું કે મારા આવવા પેહલાં હુતીજ કેમ કરી? હું ખીતો ખરો કે આજે એ રાંડને મારવાનો ને ફર મારવાનો."



## કયાં ગાંગા શાહ ને કયાં ગાંગા તેલી.

દરદી—અરે અરે ડાકટર સાહેબ—દાંત તો એવો દુખેછ જાણે હવડાં મારો જીવ જશે. અ-હ-હ-હ જરા તપાસીને કાહાડજો હો કે ડાકટર.

ડાકટર—તમે કાંઇ ફકર ન કરો હું એક પલમાં કાહાડી નાખીશ. (ડાકટરે સેહલાઇથી દાંત કાહાડવા પછી.)

દરદી—ઘણી મેહરબાની થઇ સાહેબ—તમારી શું ફી થઇ ?

ડાકટર—હું હંમેશ દસ રૂપીઆ લઉંછ.



હુંની તો ખરો કે એ રાંડને મારવાનો.—૧૩૯

દરદી—૧૦ રૂપીઆ! એક મીનીટ કામ કીધું તેના ૧૦ રૂપીઆ! જાઓરે મારા સાહેબ! બે વરસની વાત ઉપર એક ડાકટરે મારો કોહેલો દાંત તોડી પાડયો તેણે બચારાએ બે કલાક મેહનત કીધી અને મારા દાંત ચીમટામાં પકડી મને આખે ઓરડે દોડાવ્યો અને કાંઇ ડજન વખત તો પકડ છટકી ગઇ અને બચારો પસીને પસીનો થઇ ગયો તેણે મારી પાસે મજુરીના ૭ આના લીધા અને તમુને ૧૦/ રૂપીઆ શાના જોઇએછ! તમે કાંઇ મારી મશકરી બશકરી કરોછ કે? તેની મેહનત કાંઇ ને તમારી મેહનત કાંઇ!!"



## મેરી અધેલી મત ભુલીઓ.

કપતાન હાબસન નામના એક અમલદારને લીપઝીકની લડાઇમાં પગમાં ગોળી લાગી. તેને તુરત તેના શેહરમાં ઇંગલાંડ લાવ્યા પછી ડાકટરોએ મસલહત કરી તેનો પગ કાપી કાહાડયો. કામ ખલાસ થવા પછી સઘળા દલગીર ચેહરે બેઠા હતા પણ કપતાનનો "બલાક બોય" યાને બુટોને બલાકીંગ મારનારો છોકરો ખુશીમાં એમથી તેમ ફરતો જણાયો. આ ઉપરથી બીજા નોકરોએ તેને પુછયું "કેમ ટામ, આપણા શેઠને આવી મોટી અડચણ થઇ તેથી અમે બધા દલગીર છઇએ અને તું એમ લેહેરી કેમ?"

ટામ જવાબ દીધો—"મારી જીંદગીનું અરધું અરધ કામ ઓછું થઈ ગયું. હવેથી મને બે બુટને બદલે ફકત એકજ બુટને બલાકીંગ મારવું પડશે?"



## એનો જવાબ શું?

માણેકજી માસ્તર એક દહાડે પોતાની સ્કુલના છોકરાઓને સરઘસના આકારમાં લઈ લોકોને દેખાડવા સારૂ આતશબેહરામ જતા હતા. આ ઉપરથી એક મશકેરા દોસ્તે પુછયું કે "કાંહ જાઓછ?"

"વરસાદને સારૂં બંદગી કરવા."

"તે તો ખરૂં પણ સાથે છોકરાઓને લઈ જવાની મકસદ શું?"

"એ બીચારા બેગુનાહ છે માટે એઓની દોઆ હંમેશ ખોદા કબુલ રાખેછ."

મશકેરો બોલ્યો "નહીં ભાઈ તારી ભુલ છે. જો છોકરાઓની સઘળી દોઆ કબુલ થતી હોત તો સ્કુલમાં આખું વરષ રજા હોત અને સઘળા માસ્તરો મરી ગીઆ હોત—તમે સુધાં?"

## આંધળે બેહરૂં.

એક સોદાગરનો કોઇ બેહરો દોસ્ત હશે. એતેફાક એવો બન્યો કે એકવાર સોદાગર ઘણો આજારી પડયો તેને જોવા જવા બેહરો નીકળ્યો. રસ્તે જતાં બેહરો મનથી વમાસે છે કે "જાતાંને વાર પેહલાં સલામ કરીશ ને પુછીશ કે-"કેમ ભાઇ તબીયત કેવી?" ત્યારે દોસ્ત જવાબ દેશે કે "ઠીક" ત્યારે હું બોલીશ કે "શોકરાનાં-શોકરાના." ફરીથી પુછીશ કે "ખાવા પીવાનું શું લઓ છો?" તે ઉત્તર દેશે કે "દાળ ભાત" ત્યારે હું કહીશ "ભલે—ભલે—વળી હું પુછીશ કે "ડાકટર કોણ છે?" ત્યારે કેહેશે કે "ફલાણો ફલાણો" હું કહીશ કે ઇશ્વર તમારી તેને હાથે ખલાસી કરે."

આ સઘળું નક્કી કરી બેહરો દોસ્તને ત્યાં આવ્યો અને સલામ કરી બેઠા પછી પુછયું—

"કેમ ભાઇ કેવી ખબર?"

બીમાર જે તાવથી બળતો હતો તે બોલ્યો—"પુછ ના યાર, હું તો તાવથી બળીને ખાક થઇ જાઉં છું."

બેહરો ડોળા ઉંચે ચહડાવી બોલ્યો—"શોકરાના શોકરાના! ખાવા પીવાનું શું લઓ છો?"

એકતો બીમાર તાવથી પીડાતો તેમાં પેલાના જવાબથી કચવાઇને બોલ્યો—"ખાવાનું વાલકેશ્વરના પથરા."

બેહરો બોલ્યો—"ભલે ભલે, ડાકટર કોણ છે ને શું કેહે છે?"

દારૂ કોર મરડીને બોલ્યો "ડાકટરને બદલે હવડાં તો મોહત છે."

બેહેરો બોલ્યો "ખોદા તેને હાથે તમુને ખલાસી કરે!"



## અગંમ બુધ્ધી વાણીયો ને પચ્છમ બુદ્ધી બ્રહ્મ, તરક વગરનું તરકડું તે મુકી મેલે ધ્ધમ.

એક વાણીઓ અને એક બ્રાહમણ બન્ને જણુ મુસાફરી કરતે રસ્તામાં એક પઠાણની સોબત થઇ. વાતો કરતાં બ્રાહમણુને કમબખ્તીએ ઘેરીઓ તેથી બોલ્યો "અલ્યા મીઆં, તમે પીરને માનો છો તે કરતાં જો અમારા માહદેવને માનો તો તમારી દાઢીના વાળ નીકળી જાય ને માથાં ઉપર ચોટલી ઉગે." આ વાત સાંભળી મીઆં તો છીકી પડયા અને બ્રાહમણને બરડા ઉપર ધ્ધમ દેતી મુકી લગાવી ને બોલ્યા "મેરે રાંડકા બંમન, તેરી આલ અઉલાદકા સત્યાનાશ જાવે. તું જમાદારકું પએછાનતે નહી? અબી ગળા કાટકે તેરે માહદેવ ફાડેવકુ જહાનુમમે ડાલુંગા." આ ટાંકણે વાણીએ વાણીઆ ગત લગાવી અને મીઆંને ઠંડા પાડયા પણ મનમાં વીચાર કીધો કે આ તરકડે અમારા બ્રાહમણનું અથાણુ કરયું તો એમને સુક્કા જવા દેવા નહીં.

આગળ ચાલતાં એક તુલસીનું ઝાડ આવ્યું તેને જોઇ વાણીઓ બે હાથ જોડી બોલ્યો "હે ટરસી માતા, હારે

કરજે" ને બ્રાહમણ પણ પગે લાગ્યો. આ જોઇ મીઆંભાઇ પુછવા લાગ્યો "કયુંબે બનીએ! એ કાયકો આહાર હય, ઓર ઇનકુ કાયકુ પાંઉ પડતે હો?"

વાણીએ ઉત્તર દીધો "જમાડાડ સાહેબ એ તો અમારી માટા સે, તેથી અમે પગે રાગીએ સીએ."

મીઆંએ કહ્યું "અબે બદબખ્ત, માતા કયા?"

"માટા ટે અમારી મા!"

આ સાંભળી મીઆંએ તુળસીનું ઝાડ તોડી પોતાના પગ તળે કચડયું અને કેહવા લાગ્યો "અબે દેખ તેરી માતાકુ કએસે મેં નચાતા હું" એમ કહી તુળસીના ઝાડને પોતાના અંગ સાથ મરડી મચડીને ઘસવા લાગ્યો. વાણીઓ બોલ્યો—"જમાડાડ સાહેબ, ટમે મોટાં માણસ છો ટે જે કરો ટે ખડું."

હવે ત્રણે જણ આગળ ચાલવા માંડયા. રસ્તે કૌવચના વેલાનું વન આવ્યું તે જોઇ વાણીઓ લાંબો થઇ પગે લાગવા મંડયો ને બ્રાહમણ પણ તેમજ કરવા લાગ્યો. આ જોઇ મીઆં અજબ થઇ વળી પાછો પુછવા લાગ્યો—"અબે હએવાન—અબી કયા કર રહા હે?"

વાણીઓ કેહ 'જમાડાડ શાહેબ એટો અમારા પીટા સે.'

મીઆં બોલ્યા "જબતો તેરે પીતાકુબી મેં વએસા હાલ હવાલ કરુંગા" એમ કહી કૌવચના વેલામાં આંખ

વીચીને પડયો ને તેના ફાફડા લઇ પોતાના દીલ સાથ ખુબ ઘસવા લાગ્યો. થોડીવાર થઇ કે પછી શું કેહવું! વીતી હોય તે જાણે. મીઆં ભાઇતો ઉંચા નીચા થઈ આખે અંગે ખરર ખરર ઘવડવા મંડી પડયા અને વેદના સમેત આમથી તેમ કુદવા લાગ્યા. જયારે નજ ખમાયું ત્યારે બોલ્યો "અરે શેઠ એ શેઠ! એ તુમારે બાવાકુ કુચ સમજાવજી, મેરે તન બદનમે આગકા સોલ ચલ રહા હએ– અરે હા! તોબાહ એલાહી! અબ મેં કભુ તુમારે બાવાકુ નહીં સતાઉં, તુમારે કસમ! મેરી કયા કમબખ્તી કે મુજે એ સુઝા. હીંદુકી અમ્માતો અસરાફ લેકીન બાવાતો બુરા રે બુરા! તોબાહ તોબાહ! ઇસ્સેતો મરના બેહતર."

આ ટાંકણે વાણીઓ ને બ્રાહમણ પોબારા ગણી ગયા અને મીઆંભાઇ તલ પાપડ થઇ રહયા હતા તેવામાં એક ગોવાલીઓ આવ્યો અને મીઆંથી સઘળો હેવાલ સાંભળી સમજી ગયો કે મીઆં ભાઇનો ઘાટતો ઠીક ઘડાયો છે. ખરી વાત છે કે:—

આગંમ બુદ્ધી વાણીઓ.<br>
પચ્છંમ બુદ્ધી બ્રાંહમ,<br>
તરક વગરનું તરકડું,<br>
તે મુકકી મેલ દધમ.

પછી દયા લાવી મીઆંના કપડાં કહડાવી આંગે સઘળું છાંણ ચોળી ખુબ નહવાડીઓ અને ઘી ચોળી સાસરે વળાવ્યો.

વીપ્ર વગર વીચારથી, બોલ્યો બોલ અધાંમ,
તુરત સુની તરફડે મુકશી મેલી દધામ.
વણીક વીચારી કોચને કર્યાં પડી પ્રમાણ,
તે તર્કે અંગે ધશી, દુઃખ પામ્યો તે ઠામ.



## મારા બાપ!

ડાક્ટર જાનસનને ખુશામતની ઘણીજ છીટ હતી. એક-વાર એક મંડળીમાં તે બેસીને વાતો કરેછે તેને રાજી રાખવા અને ખુશામત કરવા એક પુરૂષ, ડાકટર જાનસન કાંઇપણ બોલે તે સાંભળી ઘણોજ હસે અને ડોકાં વાંકાં ટીકાં કરે. થોડોક વાર સુધીતો જાનસન ખામોસ કરી ગયો પણ પછી દર મીનીટે "હા—હા—હા—હી—હી—હી" નહીં ખમાયું એટલે પેલા તરફ ફરીને બોલ્યો—"સાહેબ શું છે? મારેથી કાંઇ એવું તો નથી બોલાયું કે જે તમારા ભેજાંમાં ઉતરયું હોય?"

## પાદશાહ ને ગોલામ.

પાદશાહ આલમગીરની દરબારમાં એકવાર એક મશકેરો આવ્યો. ઘણીકવાર વાતચીત કરવા પછી પાદશાહે તેને ધીરજ આપી કે તું કાંઈબી મશકેરી કરશે તેની ચીંતા નહીં. હું તને વચન આપુંછું કે તને કોઇ વાતની અલવલ આવવા દેનાર નથી, થોડેકવાર પછી પાદશાહે પુછ્યું— "અએ લહુઆ. તને પાના રમતાં આવડેછ કે?"

મશકેરાએ હાથ જોડી જવાબ દીધો—"નહીં જેહાંપનાહ–"

પાદશાહે પુછ્યું "કાંય વારૂં—તેમાં શું મુશકેલ છે?"

લહુઓ બોલ્યો—"સાહેબ પાદશાહ અને ગોલામ વચે કસો ફરક મને તો લાગતો નથી!"



## આટો બાકીએ.

ગણદેવીથી ફકીરજી ફટાકીઆ એકવાર મુંબઇ આવ્યા અને પોતાના મીત્ર પેસ્તનજીને ઘર મળવા ગયા. પેસ્તનજી કપડાં બદલતા હતા તેથી ફકીરજીને કેહવાડયું કે "હાલ"માં બેસો હું અબઘડી આવુંછું. ફકીરજી વાંચવાની ટેબલ આગળ બેઠા, અને કકાથી ખખો પારખતાં આવડતો ન હતો તોએ ઠાલી ભપકો દેખાડવા ટેબલ ઉપર ગુજરાતી ડીક્ષનરી પડેલી હતી તે લઈ આમથી તેમ પાણા ઉકલાવવા લાગ્યા. એવામાં પેસ્તનજી આવ્યા તેઓએ ફકીરજીને આ પ્રમાણે ગુતાયલા જોઇ પુછ્યું—"કેમ ફકીરજી એ ચોપડી કેવી છે?"

ફકીરજીની બલા જાણે કે ચોપડી અરબી છે કે લાટીન છે તોબી દમામમાંજ બોલ્યા "સારી છે, માહે કોઇ કોઇ વાતો ઘણી વાંચવા લાએક છે!"



## એક નવો ફીલસુફ.

જાંહાંગીરજી પોચીઆ પેહેલાં સુતાર હતા તે ઉપરથી કનટરાકટર થયા અને અચબુચ હાથમાં મોટો છાંદો આવી ગયો તેથી વાલકેશ્વરમાં બંગલો લઇ ભપકામાં રેહવા લાગ્યા. એકવાર તેમના એક મીત્રે સુચના કીધી કે "તમે એક લાઇબ્રેરી રાખો તો સારૂં લાગશે."

આ વાત જાહાંગીરજીને ઘણી પસંદ આવી અને તેજ મીત્રને સોંપ્યું કે તમે પોતેજ સારી સારી ચોપડીઓ ખરીદ કરી મોકલજો. ચોપડીઓ આવી અને ગોઠવાઇ પછી જાંહાંગીરજીએ પોતાના દોસ્તને નીચે મુજબ પોંહચ લખી મોકલી "ભાઇજી, ટમોએ ચોપરીઓ પસન કરીને મોકરી ટેથી ટમારી ગની મેહરબાની થઇ—એમો કોઇ શીરડોસીને નામે લખનારની ચે પરી છે ટેનાં મેં બે ચાર પાહાના વાંચેઆંટે મજાના છે. વરી રામાયણ કરીનેબી છે ટેબી વાંચવા લાએકછે ટેથીને એ બે સાહેબો અવે પછી બીજી ચોપરીઓ છપાવે ટેબી મારેવરે લેઇને મોકરજો."



## બે ધારની તરવાર.

નસલુ નસુગ હમેશ ઘણા મેલાં કપડાં પેહડતો તે ઉપરથી એકવાર તેના દોસ્ત અરદેશરે તેને ઠપકો આપયો—"દોસ્ત નસલુ, તું હમેશ ઘણો મેલો રેહછ તે ઠીક નહીં"

નસલુ બોલ્યો—"પણ મને બાહાર કોણ ઓળખેછ કે એ કોણ છે—પછી મેલા ને સોજ્જા તેમાં ફરક શું?"

"પણ અભાગીઆ; તું ઘેરમાંબી મેલો રેહછની?"

"હા ખરૂં! પણ ઘેરમાં તો મને સઉ કોઇ ઓળખેછ એટલે પછી ફકર શું?"



## ફક્ત સમજણમાં ફેર.

છોકરો—(અજાણી અગીઆરીમાં જઈ) મોબેદ સાહેબ મારે ઘેર મારા ભાઇની ઘેહે સારવા સારૂં તમુને બોલાવેછ.

મોબેદ બાદશાહ—(ખુશી થઇને) હું! ચાલ આયો—તારો ભઇ કાંહ રેહતોથો બા?

છોકરો—રેહતોતો કાંહ વરી? કુથેબી નહીં.

મોબેદ—પણ તારે મરી કાંહ ગીઓ?

છોકરો—દસ્તુરજી, તે મરી નહીં ગીઓ.

મોબેદ—ઓ બેટ્રીબાપ એમ શું બોલેશ. તારે ઘેશારવા શું કામ તેરવા આયો?

છોકરો—તે રવાન ઘેરમાં પરી રહયું છ તે.

મોબેદ—અવાખશ પશેમાન! (જોડાની ચાંચને હાથ લગાડી) એ આએ પંશાટ કેમ જોવાય. અરે બાપુ તારા ભઇને શું થયું તું?

છોકરો—કંઇ થયુંતું નહીં સાહેબ.

મોબેદ—અરે પણ બેઠીબાપ ગાંડા—બોલની શું શે તે.

છોકરો—દસ્તુરજી, પણ તમે બરાબર પુછો તારે કેહું કેની—મારાં માય હવરાંજ વીઆયાં ને મુવેલો છોકરો જનયો?"

---

## નીરદોષ મોહોકાન.

એક દહાડે હું તથા મારી સ્ત્રી કરી વાતે બેઠાં છૈએ તેટલાં પેસતનજી કારામાએ મળવા આવ્યા. તેવણે મને જોયો નહીં એટલે હું બાહાર ગયલો છું એવું અડાની તેવણને ટુંકેથી પતાવવાનું મારી બાયડીને સોંપી હું ઓરડામાં ભરાઇ ગયો અને મનમાં ધાર્યું કે તે ન જોય તેમ બાહાર વટી જઇશું. પેસતનજી આવ્યા અને મારી સ્ત્રી સાથ લંબાણ વાત ચલાવ છે તેટલાં મેં મારા નાહાના દીકરા સાવકને કાનમાં કહ્યું કે "જો મારી પાઘરી તાંહાં પેલા ઓરડામાં હશે તે મુગો મુગો હરસે લઇ આવ."

સાવક પેલાં બે જન બેઠાં છે તે ઓરડામાં ગયો અને ગુપચુપ પાઘરી શોધવા માંડી. મારી સ્ત્રીએ નીર્દોષપણે પુછયું "દીકરા શું શોધેછ?"

સાવકે તેટલાંજ નીર્દોષપણાથી ઉત્તર દીધો "પાપા પાસેના ઓરડામાં ભરાયલા છે કેની તેવણુ હલ્લુસે બાહાર જવા પોતાની પાઘરી માંગેછ!!"



## બે વાલમમાં સમાપ્ત.

ફ્રાંસ દેશનો એક પાદશાહ પોતાની દરબારનાં એક ઉમરાવ ઉપર ઘણો મેહરબાન હતો. એકવાર પાદશાહે પોતાની સાલગ્રેહને દહાડે સઘળા ઉમરાવોને ભર દરબારમાં બક્ષીસો આપી પણ ઉપલા માનીતાને એક મોઠી કેતાબ ભેટ આપી. આ જોઇ સઘળાઓ ઘણા આશ્ચર્ય પામ્યા. ઘર જઇ ઉમરાવ કેતાબ ઉંઘાડી જોય છે તો માહે પાના હતાં નહી પણ પાનાની જગ્યો કોતરી કાહાડી માહે સોનાની મોહરો છલાછલ ભરી હતી. બીજે દીને દરબારમાં શાહે ઉમરાવને પુછયું—"કેમ મારી બક્ષેસ આપેલી કેતાબ તને પસંદ આવી?"

ઉમરાવે જવાબ દીધો—"હા, ગરીબ પરવર તમારી કેતાબ ઘણીજ ઓત્તમ ચીજોથી ભરેલીછે પણ ગ્રંથકર્તાએ તે પુરી કીધી નથી તેથી જયારેબી એનું બીજું વાલમ તયાર થાય ત્યારે એનાયત કરશોતો તમારો જાવેદાન સુધીનો ઉપકારી થઇ રહીશ."

આલબતે પાદશાહ આ અરજનો ભેદ સમજી જઇ મનમાં અષન થયો અને બીજે પ્રસંગે બીજી તેવીજ કેતાબ પોતાના માનીતા ઉમરાવ ઉપર અસરફીઓ ભરીને મોકલી. પણ આ વેળા કેતાબ ઉપર સોનેરી મોટા હરફે લખ્યું હતું :—

બે વાલમમાં સમાપ્ત.



## અગુ પીછુ સંભાળીઓ.

એક ચીબાવલો ફ્રેંચ અમલદાર સાધારણ સોલજરના દરજ્જા ઉપરથી ખુશામત કરતે કર્નલ થવા પામ્યો હતો— એકવાર એવું બન્યું કે કર્નેલ સાહેબ કવાયદ લેતા હતા તેમાં એક સોલજરના કપડાં ઘણાં મેલાં જોયાં. આ ઉપ-રથી ખુબ મીજાજમાં આવી તુંદાઇથી સોલજરને કહયું "બેશરમ, કવાયદ ઉપર આવાં મેલાં કપડાં સાથે કેમ આવ્યો? હું જયારે સોલજર ઉપર હતો ત્યારે મને તું એ કોઇ દહાડેબી મેલાં કપડાં સાથે જોયો હતો?"

સોલજરે નીચું જોઇ ઉત્તર દીધો "નહીં સાહેબ, પણ તે વખત તમારી મા ધોભણનો ધંધો કરતાં હતાં!"



## ભર ઉંઘ.

મારા બાપના બપાઇની ઉંઘ ઘણીજ સરસ હતી—ઘણીજ સરસ—એટલી તો સરસ કે એકવાર તેવણ ટેબલ ઉપર બેઠાં બેઠાં ઝોંકા ખાઇને સુઈ ગયાં તે એવાં તો ભર ઉંઘમાં

પડયાં કે ટેબલ ઉપર પડેલી બાટલી તથા વાટકો અને બપા-
ઇનાં નાકના ટીચકાં સાથ એક કરોળીઆએ પોતાનું જાળું
બાંધ્યું તોએ બપાઈ જાગ્રત થયાં નહીં.



## ઘોડામાં કાંઇ મના નહીં.

એક ગ્રહસ્થે એક ઘોડો ખરીદ કીધો. સાટું નક્કી થયા
પછી તથા રોકડ હાથમાં આવ્યા પછી ખરીદદાર ઘોડાના
ધણીને પુછેછે "જો ભાઇ, તારો ઘોડો તો મેં લીધો અને હવે
તો કાંઇ બાકી નથી, ખરેખરૂં કેહ એનામાં શી ખામીઓ છે?"

અસલ ધણીએ ઉત્તર દીધો "એને કાંઇજ ખામીઓ નથી.
ફકત બેજ વાતે પાધરો નથી."

"તે શું?"

"એકતો એ કે એને છુટો મુકયા પછી પકડવો ઘણો
મુશકેલ પડેછે."

"અંહ! તેમાં કાંઇ દમ નહીં. બીજું કાંઇ છે?"

"ને બીજું એ કે પકડાયા પછી એ કોડાને કામનો નથી".



## અક્કલ બડી કે ભેસ.

અમરતલાલ લખેસરી એકવાર આજારી પડયા ત્યારે ડાક-
ટરે જે દવાઇ લખી આપી હતી તે રંગે કાળી હતી. બપોરના
દવાઇ આપતાં ભાણો ચુકયો અને ભુલમાં ખરી. શીશીને



☞ કરોળીઆએ નાક સાથ જાળું બાંધ્યું.—૧૫૨

ઠેકાણું શાહીની શીશીમાંથી એક ગ્લાસ ભરી અમરતલાલને પાઇ દીધું. જેવી શાહી પેટમાં ગઇ કે શેઠતો ઓ—ઓ કરી ગળાં તાણવા લાગ્યા અને ભાણાને ગાળો ભાંડવા પડયા. ભાણો ગભરાઇતો ગયો પણ જીવ ઠેકાણે રાખી શેઠના લખવાની મેજ ઉપરથી શાહી ચુસવાનું કાગળ ઉંચકી લાવ્યો અને કરગરીને અમરતલાલને કહયું "આ લો હેઠ, થોડાંક આ કાગરીઆં ચાવીને ખાઇ જાઓ કે બધી હાઇ ચુહાઇ જહે."



## મરી ગયેલી મત ભુતીઓ.

અમેરીકાના એક પત્રમાં નીચલી જાહેર ખબર આવેલી હતી.

"જણાવવાને ઘણાજ દલગીર છૈએ કે અમારા એક ઘરાકના કુટુંબમાં ઘણોજ દુઃખદાયક બનાવ બન્યોછે. એમ બન્યું કે ગયા અઠવાડયામાં ઉપલા અમારા મીત્રે અમારૂં ન્યુસપેપર કોઇ પડોસીને ત્યાંથી વાંચવા મંગાવ્યું. હવે તે પડોસીને ત્યાં કોઇને શીતળા આવેલા હશે તેથી તે ન્યુસપેપરને રસી લાગી અને અમારા મીત્રના કુટુંબમાં આ રોગ દાખલ થયો. પરીણામ એ નીપજયું કે બીજે દીને આખ્ખાં ઘરમાં સર્વને શીતળા આવ્યા અને ચાર દીવસમાં બાપ મરી ગયો, છોકરા મરી ગયા, મા મરી ગઇ, બે વહુ મરી ગઈ અને બાકી રહેલી સાસુ તથા સાળી મરી ગઇ અને આ દુખી હેવાલ જાહેર કરવાનેબી કોઇ જીવતું રહયું નથી—માટે અમારી એલતેમાસછે કે કોઇએ એકબીજાના ઘરમાંથી ન્યુસપેપર વાંચવા મંગાવવું નહીં કેમકે એમ કરવું ઘણું જોખમ ભરેલુંછે?"

## ચોરને ઘેર ચોર પરોણા.

"આ શેહેરમાં દારૂ વેચવાનો હુકમ નથી સાહેબ, તમુને જોઇએ તો એકાદ ગલાસ પીઓ અને પછી મોહોડું સમારવાની બીસકોટના આના ત્રણ પડશે."

આ પ્રમાણે એક દારૂનો દુકાનદાર બોલ્યો કેમકે તે ગામમાં દારૂ વેચવાની મનાઇ હતી પણ તે બીસકીતને બાહાણે દારૂ વેચતો હતો. જે ધણીનું નાક સુકાયું હતું તે મશકેરો હોવાથી ગલાસ ભરાવી ઓતી ગયો, પછી દારૂવાળાએ બીસકીટ આગળ ધરી જે જોઇ પીનાર બોલ્યો "નહીં ઠેંકયું--તમારી બીસકીટ ઘણી મોંઘી છે. બજારમાં આનાની ત્રણ મળે છે, સાહેબ મેહેરબાન".



## કરેગા સો પાવેગા.

એકવાર એક વકીલ પોતાની ચતુરાઇ દેખાડવા એક શાક્ષીને ઘણો ધમકાવીને ઉલટ પાલટ તપાસતો હતો. શાક્ષીને ઘભરાવીને તે બોલ્યો "તારા ચેહેરા ઉપરજ તું લુચ્ચો માણસ દેખાય છે" આ ઉપરથી શાક્ષી બોલ્યો "હશે, પણ મેં આજેજ જાણ્યું કે મારો ચેહેરો આરશી છે."



## ટાઢ જાય રૂએ.

એક પાદશાહને વાત સાંભળતાં "પીછે પીછે" કરી તાપસી પુરવાની ઘણી ટેવ હતી. એ નઠારી ટેવ ભાંજવાનો લહુઆએ ઠરાવ કર્યો અને લાગ જોઇ વાત કરવા બેઠો.

"જેહાંપનાહ, એક કુવા થા."

પાદશાહ—પીછે.

લહુઆ—ઉસમે પાનસે કબુતર ડાળા.

પાદશાહ—પીછે.

લહુઆ—ઉસકી ઉપર એક ચદર ઢાંપી.

પાદશાહ—પીછે.

લહુઆ—પીછે ઉસમેસે એક કબુતર નીકાલકર ફુરૂર કીઆ.

પાદશાહ—પીછે.

લહુઆ—પીછે દુશરા નીકાલકે ફુરૂર કીઆ.

પાદશાહ—પીછે.

લહુઆ—પીછે તીસરા નીકાલકે ફુરૂર કીઆ.

પાદશાહ—પીછે.

લહુઆ—પીછે ચઉથા નીકાલ કે ફુરૂર કીઆ.

પાદશાહ—(ચીરડાઇને) અબે હેમક! એ તેરા "ફુરૂર" કબ પુરા હોવેગા.

લહુઆ—ગરીબપરવર આપના "પીછે" પુરા હોવેગા તબ.

અલબત આ પછીથી પાદશાહને અકુનમ લાગી અને તે દીવસથી "પીછે" બોલતાં અચકવા લાગ્યો.

---

## ઘણો હુશીયાર.

એક મશકેરો એકવાર ઠંડા ખવાસના એક પાદરી સાથ પોતાની ચાલાકી દેખાડવા ગયો.

મશકેરો—પાદરી સાહેબ આપણા દેશમાં બે ગધેડા બાહાર ગામથી આવ્યા હતા તેમાંનો એક મેં સાંભળ્યું કે મરી ગયો—ખરી વાત?

પાદરી—હા.

મશકેરો—તે કયો મરી ગયો નર કે માદા?

પાદરી—માદા.

મશકેરો—સાહેબ, સુમારેજ ઠોકો છો કે? તમે કેમ જાણ્યું?

પાદરી—કેમકે નર ગધેડો તો મારી નજર આગળજ છે.

---

## ચીબીચાબી ધનકુબાઈ.

એક લગાર ચીબાવલી સ્ત્રી નામાંકીત ડાકટર જાનસન આગળ એકવાર ડાહી થવા ગઈ. તે બોલી "ડાકટર, હું ઘણી ખુશી છેઉં કે તમોએ તમારી 'ડીક્ષનરી'માં નઠારા શબ્દો

દાખલ કર્યા નથી. ડાકટરે કરડાઇથી ઉત્તર દીધો "અને હું ઘણો દલગીર છું કે તમે સ્ત્રી જાતી થઇને એવા શબ્દો બોલવાની તજવીજ કીધી."



## કાળાં માય ટાહેલું !

એકવાર અમરત નામની સ્ત્રી પોતાની બેહનપણી ધનકોરને મળવા આવી. અલબતે આ અમરત મોટી પીડા હતી તોય લાયકીને અર્થે તેણીને સારો આવકાર દીધો. નીચે જે વાતચીત લખી છે તેમાં સાદા અક્ષર ધનકોરબાઇએ મોટે સાદે અને કાળા અક્ષર મનમાં બોલેલા સમજવા.

### દો હ રા.

આવો બેહની અમરતી, આવ્યાં કયાંથી તમ;
ઘર મારૂં પાવન કર્યું—બેસો માગ સમ.
કયમ એવાં મોઘાં થયાં, જવા ન દઉં આજ;
**(રાંડની ચોખ્ખી આવી છે, ભોજન ખાવા કાજ !)**

જમની, નંદા દીકરી, કયમ ન લાવ્યાં સાથ,
લોકઇ ઠીક એવી નહીં, કહું છું જોડી હાથ;
અહીં સઘળી નીરાંત છે, ઉંચાં બેસો બેહન,
**(પથારી માંડી બેઠીછે, કયમ પતશે એ બેંન !)**

દેવજી આપનો દીકરો ને કયાં છે જગજીવન,
નીશાળે ગયા હશે, કેવા મનમોહન;
એવા તમના દીકરા, ભાગ્યશાળી બેહન,
**(મુઆ કાળા કાગડા, જેરા ચામાચેના!)**

ઘરમાં કુશળ ખેમ છે. કયમ છે તમના નાથ,
વીસાર્યાં અમને છેક આમ, આવ્યા કયમ ન સાથ;
આવવા તમની ભાલ નહીં, ધંજન કરતે ખાસ,
ઠીકજ છે નીકાં થતે, દુધપાકનું સત્યાનાંસ!)

કયમ અમરતી જાઓ છો, આજ ઉતાવળ કેમ,
મારા નાથ બહુ કોપશે, ઘટે નહીં તમને એમ;
દાહાડો આખો રહોની બેન, હાલતો હોશો નવડાં,
ગાહી આવી લાગેછે, પતશે પાપણી હવડાં!)

આવજો બેહની! આવજો હો! જમવા આવજો કોદી,
નાથ લાવજો દીકરા લાવજો, સાથે લાવજો છોડી;
દાદરે ઉતરતાં ઠોકડ ખાજો, ડાકી ભાંજજો સાફ,)
(મીઠાગાળો હવે મુકજો—બોલ્યું ચાલ્યું માફ.)

---

## સુધો ઇનસાફ.

એક ભાખારી બાપડો ભઠીયારાની દુકાન આગળ ઉભો રહી પકવાનનો વસ લઇ દીલમાં સંતોષ પામતો હતો, એટલાંમાં ભઠીયારાની નજર તેનાપર પડી તેથી બે ચાર ગાળો દઇ દામ માંગવા લાગ્યો કે મારાં પકવાનનો તું એ વાસ લીધો તે ખાધા બરાબર થયું માટે પૈસા લીધા વના નહીં છોડું."

ગરબડ સાંભળી લોક ભેગું મળ્યું અને સઘળો અહેવાલ સાંભળી એનો કયમ ચુકાદો કરવો તેનો વીચાર કરવા લાગ્યું. એવામાં એક ચતુર પુરૂષ નીકળી આવ્યો તેણે ઇનસાફ કરવાનું માથે લીધું અને ભીખારી પાસેથી થોડા પૈસા લઇ એક વાસણમાં નાખ્યા અને ભઠીયારાના કાન આગળ વાસણું લઇ જઇ ખુબ ખણખણાટ કર્યો અને બોલ્યો "આ પૈસાનો સાધ સાંભળી લે, એટલે તારા પકવાનના વાસનું દામ તને મળી ચુકયું."

---

## સાહુ ચોર.

જાણીતી વાત છે કે આગળા જમાનાના ચોરો કરતાં હવડાંના ચીલ ઝપટીઆઓ પોતાના કામમાં વધારે પુરા છે. આ નીચલો બનેલો બનાવ ખરો કહેવાયછે.

એકવાર એક પંચી એકાદ ઘરનું બારણું ઉઘાડું જોઇ માંહે પેઠો અને આણીમેર પેલીમેર હાથ મારી જે મળ્યું તે બીછાના ઉપર પડેલાં ગોદડાંમાં વીટાળી ગોદડું માથે ચહડાવ્યું અને જાણે કસામાં હોય નહીં તેમ દાદરા ઉપરથી ધીમે ધીમે ઉતરવા માંડયું. ચોમ્રડીયું એવું બન્યું કે દાદરા ઉપરથી પગ છટક્યો અને માથાં ઉપરથી બોજો પડી જઇ ગરબડાટ કરી મુક્યો. આ સાંભળી ઘરનો ધણી બાહાર નીકળી આવ્યો અને પેલાને હડસેલો મારી પુછે છે—"તું

કોણ છે રે, અને આ શું લઇ જાય છે?" ચોરે ધીરજથી સમયસુચકતા રાખી ઉતર દીધો 'સાહેબ કાલે લીલાંઉમાંથી તમે ગોદડું વેચાતું લીધું તે પોંચાડવા આવ્યો છું. સાહેબ આ લ્યો ને એના રૂપીઆ બાવીસ આળો.

ધણી બોલ્યો "ગોદડું! ગોદડું સાનું? મેં કાંઇ લીધું નથી ને હું કાંઇ રૂપીઆની વાત જાણતો નથી?"

ચોર બોલ્યો "સાહેબ મને તો મારા શેઠે બરાબર ઘધાણી આપી હતી પણ કોણ જાણે ભુલો હોઇશ. માફ કરજો હો શેઠ, તસ્દી પડી."

એમ કહી ઘરધણીની મદદથીજ ગોદડું માથે ચડાવી ભપકામાં ત્યાંથી ચાલ્યા ગયા. શેઠ માળા ઉપર જઇ જોયછે તો સઘળી સમજ પડી અને પોતાની મુર્ખાઈ ઉપર કપાળ કુટીને રહ્યા.



## બાઇલર ફાટું.

"ભાઇ ખલાસી, કરનાટીક આગબોટનું બાઇલર ફાટું ત્યારે તું તો ઘભરાઇ ગયો હશે કેમ?"

ખલાસી—"ઘભરાઇ કેમ જતોથો? મારે ઘેરે મારી રાંડ કોઇ કોઇ વાર એવી ફાટે કે બાઇલર તો તેનાં આગર હા ખીહાદમાં."



## નાળીયું.

સુનતાખીદીવાના નામના શેહેરમાં મારતોપ નામનો એક પુરૂષ રહે છે તે એટલો તો લાંબો છે કે તેની દાહાડી મુંઢવા માટે હજામને સીડા ઉપર ચહડવું પડે છે અને તે રાત્રીએ જ્યારે બાહારથી જમીને આવે છે ત્યારે ત્રીજે માળની બારી-એથી હાથ ઘાલી ભોંયતળીએની સાંકળ ઉંઘાડે છે!



## ઉપલાંથી સરસ.

અલબતાં નાળીઉં મારવામાં અમેરીકનોથી ચઢતા તો શું પણ બરાબરીઆખી કોઇજ હશે. એકવાર બે ચાર મીત્રો પોત પોતામાં અજાયબીની વાતો કરતા હતા તેટલાં એક અમેરીકન બોલી ઉઠયો "અરે યારો, મારો એક મીત્ર એક વાર સોલમે માળની બારીએથી પડી ગયો, આ વેળા સઘળા માળાના ભાડુતો બારીએથી જોવા દોડી આવ્યાં. પેલો બારીએથી ઉઠલાઇ ગયલો અમેરીકન જેવો સાતમે માળા સુધી આવ્યો કે તેને પકડી લેવા સારૂં સાતમા માળાવાળાએ હાથ લાંબા કર્યા. પડનાર ધણી સમજયો કે તે શેકહાંડ કરવા આવે છે, પણ હવામાં પડતાં કાંઇ શેકહૅંડ થાય, તેથી રડતે સાદે બોલ્યો "ભાઇ બોલ્યું ચાલ્યું માફ કરજે હો."



## અકકલના ઓઠમીર.

એક દાહાડે એક દુકાનદારે પોતાની દુકાનમાં લોહોડાંના સલીઆ જડવા સારૂ સુથાર મોકલ્યો, સાંજ પડવા આવી હવી એટલે સુતારે સઘળા સલીઆ જડીઆ અને સેવટના બે જડતી વખતે બે સલીઆની વચમાં પોતાનું માથું હતું તેની યાદ રહી નહીં. હવે બનાવ એવો બનયો કે સઘળા સલીઆ જડયા પછી હાથમાંથી 'ડીસપીસ' પડી ગઇ અને પછી ડોકું કાહાડવા જાયછે તો નીકળે નહીં. રસ્તો ઘણો નવરો હતો તેથી બચારાએ આ હાલતમાં આખી રાત કાહાડી. સવારમાં લોક ભેગું મળ્યું અને પેહલાંતો શું બનાવ બન્યો છે તે સમજયું નહીં, આખરે છટકાંમાં ઉંદર આવી ગયલો જોઇ બરડા ઉપર થોડાક સપાટા ઝાડીને પેલા કમબખ્તનો ખોલાસો કીધો.



## છાંટો પાણી.

મારા ઘરમાં એકવાર એક પરોણો આવ્યો તેને રાતના તેના ઓરડામાં સુવાડીઆ પછી કાંઇ ગરમી પડી હશે તેથી હવા આવવા સારૂં બારી ઉંઘાડવા ઉઠયો પણ બારી કઇ દસાએછે તે ખબર ન હોવાથી અંધારામાં સામાણ મુકવાની કબટનું બારણું ઉંઘાડીયું અને માહે માથું ઘાલીયું તો સુક્કા

બુમલાનો વાસ આવવા લાગ્યો, આ જોઇ ઘણો અજબ થયો અને એક ખબર પત્ર પોતાના ગામના વર્તમાન પત્ર ઉપર લખ્યો કે મુંબઇમાં કોઇ કારણથી હવા વીસરી બુમલા જેવી વાસ મારેછે. વર્તમાન પત્રમાં વાંચી વીદવાનોએ મત આપયું કે એક જાતની માખો કોઇ ઠેકાણેથી બુમલા ઉપર બેસીને આવતી હશે તેથી આ પ્રમાણે હવામાં વાસ નીકળતો હોવો જોઇએ.



## બુર્ત દાન ને માહા પુન્ય.

એક આબરૂદાર સ્ત્રીએ એક દીવસ પૃશીયાના શાહનશાહ ફ્રેદ્રીક આગળ ફર્યાદ કરી કે "મારો ધણી મારી સાથ ઘણી ખરાબ વર્તણુક ચલાવે છે તેનો સાહેબ કાંઇબી ઉપાય કરો."

શાહે ટુકમાં ઉત્તર દીધો "એમાં મારૂં કાંઇ કામ નહીં."

પણ સ્ત્રી બોલી "અરે શાહ તું એ શું બોલછે? તે તારે વીશેબી બાહાર બહુ બદ બોલે છે."

શાહે ઉત્તર દીધો "એમાં તારૂં કાંઇ કામ નહી."



## કેહરે માહોડાં શું શું ભાવેછ!

ડયુ શેયલુ નામનો એક ફરેંચ મુસાફર એકવાર પોતાની આફ્રીકાની મુસાફરીમાં ઓવેનગા નદીના કીનારા ઉપર આવેલા એક મુલકમાં જઇ ચઢયો. ત્યાંના હબસી રાજા ઓખીનડીનીએ તેની ઘણી આગ્તા સ્વાગતા કરી અને તેને માટે મોટું ખાનું આપવાનો ઠરાવ કીધો. બીજે દીને સઘળાઓ ખાના ઉપર બીરાજીઆ ત્યારે શું શું નાજુક વાનીઓ સુફરા ઉપર આવી તેનું વર્ણન નીચે આપ્યું છેઃ—

ઢોલ તાસાના અવાજ થતાજ રાજાની ૨૦ રાણીઓ હાથમાં ખાનાના ખુમચા લઇ આવી અને ચટાઇ ઉપર મુકયા. સરૂઆતમાં તો એક બાફેલો હાથી હતો! આ પકવાન સારીપેઠે ચેરવવાને માટે આગળે દાહડેથી ભઠ્ઠી ઉપર ચઢાવ્યું હતું! એ પછી ખાસ્સું ભુંજેલું સોસવાટ હતું તેની સાથે લીબુ, મરી વગેરેનું અચાર ઠીક હતું! એ પછી એક આખોને આખો રોસ્ટ કીધેલો વાંદરો હતો જે માણસના બાલકને રોસ્ટ કીધેલું હોય તેવો આબેહુબ લાગતો હતો! એ પછી એક રીંછ પકાવેલું હતું પણ તે એવું તો ગંધાતું હતું કે જાણે મુંવેલો ઉંદર! આ સઘળી મુખ્ય વાનીઓ હતી. બાકી પરચુટણ વાણીઓમાં તમારે સાંપના કટલેસ, પાડાના કવાબ વગેરે બીરાજી રહયા હતા!

આ ખાનાની લેહજત કેવી હતી તે બાપે ડયુ શેયલુ શું કેહેછે તે આપણે જોઇએ. હાથીતો ઇંડાઆ રબર જેવો

ચીમટ તે ચવાયબી નહી ને કપાયબી નહી. સોસવાતનોબી વાસ એવો કે ગળાંમાં ગચ્ચકડાં આવે. રીંછતો ઉપર કહ્યું તેમ નરખ્ખ જેવું ગંધાય પણ રાજાના પરોણાઓ તો તે હરખાઈ હરખાઇને ખાતા હતા. ખાધામાં ખાધાલાયક વાંદરો હતો! આ નાસતાનું બ્યાન વાંચી કદાચ કોઇના મોહોડાંમાં પાણી છુટે બાકી હમારા તો પેટમાં આંકડાં આવે છે!!

ડયુ શેયલુ કહેછે કે ત્યાંના લોકો આ ખાઇનેજ ધરાતા નથી. પોપટ ઘરડા થયા એટલે તેમને ખાઇ જવામાં આવેછે. ગધેહાના ગોસ્તની તો ત્યાં હુકમાઇછે. હીના, વાઘ, ચીતો, સાબર, સઘળું લંબાવી નાખવામાં આવેછે. આ જંગલીઓ વાઘના ગોસ્તની તો ઘણી વખાણ કરેછે અને કેહેછે કે તે ખાધાથી ઘણાક દરદો દફે થાયછે.



## ભલા કર ભલા હોગા.

નામાંકીત ડાકટર જાનસન અને બાઝવેલ એ બેહુ મોટા મીત્રો હતા. તેઓ એકવાર સ્કાટલાંડમાં મુસાફરી કરત એક પોંહચ્યખાંનામાં મળી ગયા–ડાકટર જાનસને એક ગોસ્તને ભુંજેલો કકડો ખાનાને માટે મંગાવ્યો અને બાઝવેલ પુડીંગ માગયું. ટેબલ ઉપર ખાંનું આવ્યા પછી બાઝવેલ બોલ્યો "વાહ જાનસન તારે માટે આવેલું ગોસત કેવું સરસ

પમરેછ!" આ પછી જાનસન બોલ્યો "એમછે ત્યારે તો તારે માટે આવેલું પુડીંગ મને ઘણું ભાવી આવ્યું છે અને આજે મને ગોસ્ત ઉપર શોક નથી માટે આપણે અદલબદલ કરયે." આ વાત બેહુએ કબુલ કીધી. ખાનું ખાઇ રેહવા પછી બાઝવેલ અજાયબીથી બોલ્યો "દોસ્ત, આજે તું એ ગોસ્ત ખાવા ના પાડી એ નવાઇ જેવી વાત થઇ!" જાનસન બોલ્યો "બીરાદર, સાચું કહું? જોની ગોસ્ત ભુંજાતું હતું તે વખતે આએ ભુંજનાર છોકરો આગળ ઉભો રહી માથું ખવડતો હતો અને માથાં ઉપરના પોપડા ગોસ્ત ઉપર પડતા મેં જોયા તેથી મને સુગ લાગી." બાઝવેલ નાખુશ થઇ બોલ્યો "દોસ્ત તને એમ કરવું ઘટે નહી, તારી વાત સાંભળી મને અવે કંપારી છુટેછે. અગાઉથીજ મને એમ કહ્યું કેમ નહી?" જાનસન કહે "ત્યારે તો આ વાતની લેહઝત જતી રેહ." બાઝવેલ ગુસ્સે થઇ બોલ્યો—"એ છોકરાને બોલાવી શીક્ષા કરી જોઇએ—હઇઆં આવ રે નાપાક દુકતા—આ તારા આવાં સડેલાં માથાં ઉપર ટોપી કેમ પેહડતો નથી?" છોકરો બચારો ઘભરાઇને બોલ્યો "સાહેબ મારો કાંઇ કસુર નથી, હું ટોપી તો પેહડું છું પણ આજે તમારે સારૂં પુડીંગ બનાવવાનો આટો ભરવા સારૂં મારી માએ મારી ટોપી લીધી હતી!!" આ સાંભળતાંજ બારીએથી કોઇ ઉલટી કરતું હોય એવો સાધ આવીઓ. બાઝવેલ ફરીને જોયછે સો તેનો મીત્ર જાનસન સઘળું પુડીંગ પાછું કાહાડતો હતો!

→※←

## કૃત્રીમ ઘતી.

એકવાર મારે ત્યાં એક સ્ત્રી પુરૂષોની નાહાની ભેગી 'પાર્ટી' હતી. ખાનું ખલાસ થવા પછી દેવાનખાનામાં સ્ત્રી પુરૂષો અવારનવાર ભારઅપરાસી કરી કરી કાંઇ ગીતો ગાયેછે અને વજનતર વગાડે છે એટલે કાવસજી નામનો એક એસ્કો લલકારીને 'લાલે રૂખા સમનબરા' ની ગઝલ ગાવા બેઠો. આ વેળાએ લખપતી શેઠ બમનશા મીજલસમાં હાજર હતા તેવણુને જેમ તેમ ખુશી રાખવાની કાવસજીની મતલબ હતી. ગઝલ ખલાસ થવા પછી કાવસજી ઉઠીને બમનસા શેઠની પાસે કાંઇ બાહાને જઇને બેઠા અને વાંકાં ટીકાં ડાકાં કરી પુછયું "કેમ સાહેબને આ મારી ગઝલ ગાયલી કેવી લાગી ?"

બમનશા શેઠ જેવણે એક શબ્દ'બી સાંભળ્યો ન હતો અને જેવણનું ધ્યાન તે વેળાએ બીજા સાથ વાત કરવામાં રોકાયલું હતું તેવણે ટોપ મારી કે " હા—ઠેંકયુ—ઘણી મજેની ગાઇ—ઘની મજેની—તમે પેલી ગઝલ લાલે રૂખાની જારે તારે ગાઓછની તે જરા મેહરબાની કરી ગાઓની!"



## તકદુબર.

એક ડાકટર લગાર ટચાક હોવાથી સર્વે સાથ ઘણી તું'દાઇથી વાત ચલાવતા હતા. એક દાહાડે એક સ્ત્રી કાંઇ કામ સારૂં આવી અને ડાકટરને ઓળખતી ન હોવાથી તેઓને કાંઇ

સવાલ પુછયો. ડાકટરે ઉત્તર દીધો "મને શું કહોછ? મારા બબરચીને પુછો." સ્ત્રીએ ઘણી નમનતાઈથી જવાબ દીધો "માફ કરજોજી, હું તો તમુને તમારા બબરચીજ સમજી."



## તોબાહ એલાહી.

નાહાનો બુચો ભોંય ઉપર ફસડાઈને બેઠોછે—ખોળામાં નાહાનું કુતબીઉં ટામીને પકડયું છે અને એક હાથમાં પોતાના 'પાપા' (બાપ)નો દાતેણનો બ્રશ ધરેલો છે.

બાપ—દીકરા એ શું કરેછ?

બુચો—પાપા, એતો ટામીના દાંત ઘણા ખરાબ થઈ ગીઆછ કેની તે તમારા દાતણના બરસે સાફ કરૂંછ.

બાપ—હટ, છીટ, નસુંગ રાસકલ! હવે એ બ્રશ તો રદ થયો, કુતરાના મોહડામાં ગયલો બ્રશ કાંઇ હવે કામ લાગે!

બુચો—નહીં કાંય કામ લાગે? એ બરસે તો હું એક મહીનો થયો રોજ ટામીના દાંત સાફ કરૂંછ ને તોબી બરસ રદતો નથી થયો?

( પાપાના પેટમાં ઉબાક. )



## મેલ કરવત માચીના માચી.

અસલના વખતમાં કાશી શેહેરમાં જાણીબુજીને આદમી ઉપર કરવત મુકીને વેહેરવાનું મોટું કારખાનું હતું અને ત્યાં જાત્રા કરવા દેશદેશથી લોકો આવે, તેમાંથી બે ચાર આદમી પોતાની ખુશીથી સ્વરગ લોકમાં જવાની આશાએ બીચારા કરવત મુકાવે. એક દીવસ કોઈ ગેંમલા નામનો મોચી કરવત મુકાવવા આવ્યો, તેને કરવત મુકનારે પુછયું કે "ભાઇ, તું દેવ પાસે માંગ કે આવતે જન્મે તારે કઈ નાતમાં જનમ લેવો છે."

મોચી મનમાં વીચાર કરવા લાગયો કે જો બ્રાહમણ થાઉં તો હમેશાં લાડુ મારવા મળે ખરા પણ શીયાળાની કકડતી તાહાડમાં નાહાવું પડશે ને ઉંચે ચોટલી બાંધી સંધ્યા શીખવી પડશે ત્યારે મારી શી વલે થશે? અને વળી મેશ મૈથુન વરત કરતાં ન આવડે તો લોકોનું કાસદપણું કરીને ટાંટીઆમાં તોડ થશે તે કાંઇ ભટાંણી ચાંપનાર નથી માટે બ્રાહમણપણું પર્યું રહયું. હવે જો વાણીયો થાઉં તો નીતનીત નાતમાં વાલ ખાઈ પાલીઆ જેવું પેટ તો થાય ખરૂં પણ નામું ઠામું તથા હીસાબ કીતાબ ના આવડે તો બાપની પુંજી દાદાને સોંપવી પડે અને ગુમાસ્તી કરતે શેઠની ગાળો ખાવી પડે તેથી વાણીયો થવાનું પડતું મુકીને જો દક્ષણી થાઉં તો ઇકડમ વીકડમ કસુંના ઉખડમ, જે જે ઈઠુબા રૂખમાઈ, તુકારામ, સખારામ દોનભાઈ, વાહાડાહો કાંદા ચટણી મીઠાઇ, ચલાહો જેવાયચી વળ ઝાલી." એવું આવડે નહી ત્યારે દક્ષીણી થઈને શું કરમ કુટું? જો રજપુત થાઉં તો લડાઈમાં ચઢવું

પડે ત્યારે ઝાડો આવી જાય માટે તે પણ ઠીક નહીં અને પટેલથાઉં તો ચોરે બેસીને હુકકો ટૈડકાવતા જઇએ ને પટલઇ કરતા જઇએ, ને ગામના લોક બાપા, બાપા, કરી બોલાવે પણ ખરા, પણ જયારે ચોમાસું આવે ત્યારે હાથમાં હળ જોડેલા બળદના અછોડા ને માથે ઘાસનો ભારો ને મોહોડેથી ડચ ડચ કરતાં ખેતરમાં કામ કરવું પડે ને ન જવાય તો પટલાંણી પીખી નાખે તેથી એબી રહયું."

એવી રીતે સઘળી વરણ તપાશી પણ કોઇ નાતમાં અવતાર લેવો એમ ફાવયું નહી પછી ઘણો વીચાર કરીને ગેમલો મોચી બોલ્યો કે, "ભાઇ મોચી જેવી મજયા કોઇ નાતમાં નથી, માટે મેલ કરવત મોચીના મોચી.

## દો હો રા.

મોચી કરવત મુકતાં, બોલ્યો મુખથી એમ;<br>
સઉ જાતીમાં દુઃખ છે, હવે કરૂં હું કેમ.<br>
વીપ્રે વણીક કે અન્યમાં, નથી લેવો અવતાર;<br>
મેલ કરવત મોચી થઉ, ચુથું ચરમ અપાર,



## બોલતાં સંભાળજો.

એક અકડફુસ વકીલ એક આંખે કાંણો હતો અને પોતાની એબ છુપાવવા ચશ્મો પેહડતો હતો. એક દાહાડે ભાષણ

કરતાં તે બોલ્યો કે "આ પૃથ્વીની કાયા મીથ્યા છે. જે ચીજની જરૂર નહીં તે વાપરવી ન જોઇએ." આ સાંભળી તમાસગીરોમાંથી એક જણુ મોટે સાદે પોકારી ઉઠયું "ત્યારે કાણી આંખવાળો ચસ્માનો કાચ કાહાડી નાખ."



## ગામડીયાનુ ગણીત શાસ્ત્ર.

ભાઠેથી આવેલા ચાર ગામડીયાઓ કાફરેડ મારકીટ જોવા ગયા. પાછા ઘરે આવતાં તેમાંનો એક જન એક મીત્રને પોતે જોયલો હેવાલ કેહુવા લાગ્યો. "અમે કાલે ચાર જન મોટી મારકીટ જોવા ગયલા, હું ને મારો ભાય એક, કાશીઓ બે, સાંવળીઓ ત્રણ ને ચોથો કોણુ હતો રે! હુજુર, ફરી ગણી જાઉં. સાંવળીઓ એક, હું ને મારો ભાય બે, કાશીઓ ત્રણ, ઓ ચોથો કોણુ—એ એમ હું થાય?—હમે ખાહહા ચાર જન હતા. કાશીઓ એક, સાંવળીઓ બે—હું ને મારો ભાય ત્રણ—ઓ તારી! તારે તો ત્રણુજ હોઇશું—મને ચારની ફીમ રહી ગયલી."



## સત્યાનાશની પાટલી!

દામોદરદાસને પારસીઓમાં ફરતાં લગાર ચમપીન ચુંસને ચહડયો હતો. એક દહાડે ૭ બાટલી ચમપીનની ઘરમાં લાવી પોતાના ખાટલા તળે સંતાડી એટલામાં નાતનાં બે

શેઠીઆ આવી ચઢયા અને રામરામ કરી તેજ ખાટલા ઉપર બેઠા. વાતો ચાલેછે, એવામાં એક બાટલીનો બુચ 'પોપ' કરતો ઉડયો. વાણીઓ બાપડો ગભરાવા લાગ્યો. પણ સમયસુચકતા રાખી બોલ્યો—"માંડની ખાટલાની પાટી હારી નહીં ઝપાઝપ તુટી જાય—કાલેબી એમજ તુટેલી."

થોડોવાર વાત કીધા પછી વળી બીજી બાટલી ફુટી અને થુરરર કરતો ચમપીન ઉભાવાનો આવાજ આવવા લાગ્યો. વાણીઓ માંહેથી તો શીવ શીવ કરવા લાગ્યો, પણ હઘડે હાથ ધરી બોલ્યો—"એહ! હહરીની બલાડીછે—બહુ મહવીમાં આવેલી—હા હટ હુસ."

બેએક પલ ગઇ કે ત્રીજી બાટલી 'ડોપ' કરતી ઉડી અને ચમપીનનો રેલો ખાટલા તળેથી બાહાર નીકળી આવ્યો. હે પ્રભુ—માએરા ઠાર હવે કયમ થશે! આમ મનમાં વીચાર કરી હીમ્મતથી બોલ્યો—મારૂં, એ ધ્યાન કયાં ચગાશી ગયું છે—પુરીઓ બનાવવા હારૂં ખાટી છાહ લાવેલાની તે મારી ઓલી ઉભાઇ જાય તેનીતો મને યાદજ રહી નહીં.



## કાકીના કૌતક.

બીહાકણ કાકી—જો ચરી ગીઆ રુસ્તમ, તુંને ચીરી નાખસ, મુઆને એને કાંહાથી લાયો—કાહાર, બાહાર કાહારની—(એમ કેહતાં કાકી કુતરાને જોઇ ઘોલીઆ ઉપર ચહડી ઉભાં અને ચીસાચીસ પાડવા લાગ્યાં.)



જો મરેરે—ફાઢાગની—જો મારસજો.—૧૭૩

**ભત્રીજો રૂસ્તમ**—કાકી એ કંઇ કરડે નહીરે—એતો-ઘણો ગરીબછે. (કુતરો કાકીના ઉઘાડા પગના અંગોઠા સુંઘવા ચાહ્યો તે જોઇ કાકી કુદકા મારવા લાગ્યાં.)

**કાકી**—જો મરેરે—કાહારની—જો મારસજો—એ કુત્રા નું નામ શું?

**રૂસ્તમ**—પારખ!

**કાકી**—શું પારખું તારૂં તોડકું? એો મને કડશે—તુતુ—ટીપુ—ટામ—શું એનું નામ શું?

**ભત્રીજો**—પારખ કાકી.

**કાકી**—હંહંહં! જાણે હમણા ઉતરીને આએ કુકતાને બીખી નાખું—બોલી મરેચ કેની એનું નામ શું?

**રૂસ્તમ**—પણ પારખની.

**કાકી**—(ગુસ્સે થઇને) મરી ગીઆ! તારા બાપને આવવા દે—તારૂં આંથરૂંજ કરાંઉંચ—ગરંધીઓ મારૂં ઘણુંજ પાકવેછ!

**રૂસ્તમ**—કાકી અમથાં શું કામ ચીરડાઓછ? હું તો કયારનો કેહુંછ કે એનું નામ "પારખ" છે, એ અસલ સુરતના એક વાણીઆનો હતો તેથી એના શેઠે 'પારખ' નામ રાખેલું છે.

## નસીબનું ચક્કર.

એક ઉમરાવની બાનુ મરી ગઇ ત્યારે તેણે બીજી સાથ નેકાહ કીધા તે તેનાં ઘરની અસલ ચાકરડી હતી. જ્યારે તે પણ મરી ગઇ ત્યારે ત્રીજી બાયડી કરી લાવ્યો તેબી દૈવયોગે તેની ચાકરડીજ હતી. એક દીવસ ઉમરાવ રસ્તેથી ચાલી જતો હતો તેને એક ભીખારી ઓરત મળી જેણે વાંકી વળી ઉમરાવને સલામ કીધી અને બોલી "સાહેબ તમે જુગ જુગ જીવ્યાજ કરજો, કેમકે હાલના તમારા નીયમ પ્રમાણે જો તમે લાંબા જીવ્યા તો તમારી બાનુ થવાની મારીબી વારી કદાચ આવે."



## શેઠ કાચું સોનું છે.

મેં એક ઘોડો એકવાર ખરીદ કીધો। તેના વેચનાર સાથ એવી બોલી કીધી હતી કે બધી વાતે 'સાઉનડ' યાને ખામી વગરનો જોઇએ. રૂપીઆ આપ્યા પછી મેં વેચનારને પુછ્યું કે કાંઇખી હોય તે ખરેખરૂં કહી દે. તેણે ઉત્તર દીધો કે "જો ભાઇ, તું સારૂં માણસછે અને વળી મને ખતીને પુછેછે તો કહુંછું કે ઘોડો બધી રીતે તો કાચું સોનુંછે પણ એનામાં ફકત એકજ એબછે."

"હેં, શું વારૂ?"

"એટલીજ કે સુરતની અદાલતના દરવાજામાં દાખલ થતાં બીહેછ ને મસ્તી કરેછ."

"બસ! એમાં બીસાદ શું? ત્યાં કોણ જાયછે! એમ બનયું કે થોડાક દહાડામાં ખરેખર મને ત્યાં જવુંજ પડયું મારા મનમાં આવ્યું કે ઘોડો કેમ કરેછે તે જરા જોઉ તો ખરો. દરવાજા આગળ આવતાં મેં લગામ ખડી રાખી અને જીનમાં મજબુત બેશી જાણે કેવીક લડાઈમાં જતો હોઉં તેમ ઘોડાને ડપકાવ્યો. પણ શું મારી અજાયબી. તે તો બચારો ચું કે ચાં કરવા વગર ચાલ્યો ગયો. પણ હવે શું થયું તે જુઓ. અદાલતનો કારકુન બાહાર આવી ઘોડાને પસવારવા લાગ્યો અને બોલ્યો વાહ! વાહ! મોતી! તું કયાં ગુમ થઈ ગયો હતો—શેઠ સાહેબ આ મારો ઘોડો બે માસ થયાં ચોરાઈ ગયો હતો તે આજે પાછો હાથ આવ્યોછે માટે ચાલો માજીસ્ત્રેટની પાસે અને તમે કયાંથી લાવ્યા તેનો ખોલાસો કરો."

મેં પેલાને ઘણુંએ સમજાવ્યું પણ ફોકટ. આખરે માજીસ્ત્રેટ પાસે ગયા તેઓએ સઘળી હકીકત સાંભળી ઘોડો અસલ ધણીને સ્વાધીન કીધો. શું કરીએ કરમના ભોગ કમબખ્ત ઘોડાએ અદાલતના દરવાજામાં ખરેખરી મોહકાંન વાળી ખરી!



## સુખલાજી સલામત.

હરમાન ગલીમાં સુખલાજી સેરડીવાળા અને તેમના સહી નાજાં ગોરાણી રેહતાં. અલબતાં બેહુને રાત પડી બુમ પાડવાની ટેવ હતી. જે પૂલીઆમાંથી તેઓ પીતાં તેનાં તળીઆંમાં કંસારાએ 'દાદાર હોરમઝદ' એવા હરફો કોતરેલા હતા. આંઠનો ટકોરો થાય નહીં એવામાં સુખલાજી આખું કોપટું ખલાસ કરી જાય અને નાજાં જીવ પછાડે. એક દહાડે આ બાબદસર તેઓ ખુબ લડયાં ત્યારે સુખલાજીએ ખોલાસો કીધો કે "ઉં હું કરૂં, દાદાર હારમજનું નામ જોવા વગર કાંઇ ચાલે—ને બધું મોવરૂં પી જાઉં તારે નામ દેખાય કની?"

આ સાંભળી નાજાં ડોસાં તે વખત તો કાંઇ બોલ્યાં નહીં પણ બીજે દહાડે ગુપચુપ પૂલીઉં કનસારાને ત્યાં લઇ જઈ "દાદાર હોરમજદ" અક્ષર કહડાવી નાખી "નાપાક શેહતાન પર લેઆનત" એવા અક્ષર પડાવ્યા. રાતના સુખલાજી વળી પાછું સઘળું મોવરૂં પી ગયા જે ઉપરથી નાજાં મરાઇને બોલી "કાય સુઆ, હવેતો ખોદાજીએવું નામ નથી, હવે શું કરશે?"

સુખલાજી "શેહતાન" નું નામ જોઈ બોલ્યા "અરે રે અવાખશે પસેમાન, બે બીલાડાના પાંચ કાન, શેહતાનનું નામછે તારેતો શેહતાનનેવરે એક ટીપુંબી દારૂ પૂલીઆમાં રખાય કે?"





ક્યાંય સુવાણ! હવે તો ખોદાયજીનું નામ નથી.—૧૭૬

## ભથારનું અચાર.

સોનાબાઇ ગોરાણીએ નીચલો નુસખો અમારા ઉપર મોકલ્યો છે :—

ભથારનું અચાર કરવા માટે તેને ગળમાં પકડવો. ઘણીક સ્ત્રીઓ પોતાના ભરથારોને રાંધતી વેળાએ પોતાના તાપથી બાળી નાખે છે. વળી ઘણીક પોતાના ગરમ શબ્દોથી આંથી નાખે છે અને કેટલીકો આડી વર્તણુકથી તેને ખાટો કરી મુકે છે. માટે સર્વેથી સરસ એઘાજ એ છે કે 'સંભાળ' નામની બરણી લઇ તેમાં ભથારને ભરવો અને તેને 'મીઠાસ' ના આતશ ઉપર હળવેથી ગરમ કરવો અને પ્યારમાં તેને સારી પેઠે ભુંજાવા દેવો પછી ઉપર મમતાના આટાનું પડ કરવું અને તે ઉપર લાયકી તોલા ૨), સભયતા તોલા ૪) અને ખુશ મીજાજ મણ ૧) નો ભુકો ભભરાવવો. જોઇએ તો દાહાપણની બદામ દરાખ થોડીક ઉપર નાખવી અને સઘળું તે ૨ થવા પછી રાંધેલા ભથાર ઉપર નરમાસની રકાબી ઘાંકી અભરાઇ ઉપર મેલી છાણવો."



## મકરે મકરાની.

છોકરો—મા, હું એટલો તીખો કેમ?

મા—દીકરા, તુને છોડવ્યો ત્યારે અચાર ઉપર જીવાડયો હતો.



## દેખાવ ઉપર ભુલશો ના.

મગરૂર—અય દેહકાની ક્યાં ચાલ્યો?

ડેહકાની—તારા બાપનું હું જાય?

મગરૂર—મારે તાંહ એક લહુઆની ચાકરી છે—રેહછ?

ડેહકાની—હાવે! પણ બે લહુઆઓને ખવાડવાને તારી પાહ પૈહા છે?



## ભાઇ ક્યાં તો કે જયાંના ત્યાં.

૧ લો—ઓહો દોસ્ત? ઘણે દહાડે ક્યાંથી દેખાયો—કેમ છે? ખુશતો ખરો.

૨ જો—અરે યાર, ખરીઆ ખડખડના ખારમાં ખુઆર બની, નેહાલ થઇ, પાર પડી આખરે જયાંનો ત્યાં.

૧ લો—અંહહ? શું થયું તે જરા કહેતો ખરો.

૨ જો—અરે બીરાદર હું પરણ્યો.

૧ લો—આફરીન, સાબાશ તેમાં શું? એતો વળી ઠીકજ!

૨ જો—એ ઠીક સાનું યાર, બાયડી બડી કમજાત મળી.

૧ લો—તોબાહ એલાહી!

૨ જો—પણ તે ૨૦ હજાર રૂપીઆ લાવીતી હો!

૧ લો—હેં કે! લે જા તારેતો બેહરો પાર થઇ ગયો

૨ જો—અરે બેહરો પાર પણ મારીઆ કારની. તે રૂપીઆના મેં મેઢાં લીધાં તે સઘળાં મરી ગયાં.

૧ લો—ઇસ્તફર આટલા !

૨ જો—નહીં નહીં—પણ તેના ચામડાં વેચ્યાં તે સામી કમાઇ થઇ !

૧ લો—વાહ! વાહ!

૨ જો—અરે બળી ગયું તારૂં વાહ વાહ. જે ઘરમાં રૂપીઆ મુકયા હતા તે ઘેર રૂપીઆ સુધાં બળી ગયું.

૧ લો—છટ ! છટ !

૨ જો—ના ભાઇ ના. એતો ઠીકજ થયું.

૧ લો—તે કેમ ?

૨ જો—તો ઘરના બળવા સાથ બાયડીબી બળી મુઇની.

૧ લો—ઓહોહો ! ભાઇ કયાં ?

૨ જો—તો કે જયાંના ત્યાં !



## એક ગામમે દો નકતે બસે.

સ્ત્રી—(લગનની સરટીફીકેટ દેખાડીને) વાહાલા ધણી, જો આ કાગળીઉં લઇને હું કેથે બેમાલમ થઇ જાઉં તો તું મેટ્રીમોનીયલ કોરટમાં શું લઇને જાય ?

ધણી—હસ્તો ચેહરો—માઇ ડીઅર.

## પાકી યાદદાસ્ત.

**પેહેલી બેહન**—(ઉમ્મર વર્ષ ૧૩) વારૂં જોઇએ આપણામાંથી યાદદાસ્ત શકતી કોણની ઘણી સારી છે. હું જ્યારે નાહની હતી ત્યારે મારી એક ઢીંગલી બે આંખ વીચતી હતી તે મને યાદ છે.

**બીજી બેહન**—(ઉમ્મર વર્ષ નવ) બસ એટલુંજ ! હું જારે ધાવતીતી ત્યારે આયા મારા પગને ગીલી ઘાલતીતી તે મને યાદ છે.

**ભાઈ નાહનો**—(ઉમ્મર વર્ષ પાંચ) બસ ! હોહો બશીરે તમારી યાદદાસ્ત ! હું માએના પેટમાં ઉતો ત્યારે રરતોતો કે રખેને હું છોકરી આંઉં તેબી મને યાદ છે !



## નવ્વાનું ટકા બાદ.

**મીત્ર**—ભાઇ, કાલે આપણે સાથે જમીશું.

**પરૌણો**—વારૂં ભાઈ, મોટી ખુશીથી.

**મીત્ર**—પણ જો બા આપણું ખાવાનું તો સાદું માદું જો—કાંઇ ધામધુમની વકી રાખતો ના.

**પરૌણો**—અરે વારૂં રે યાર ! પણ શું ખવાડશે તેતો કેહ.

**મીત્ર**—વળી શું ? ગોરત, ઇંડાં, પટેટા, તરકારી, રોતલી, ને અચાર.

પરોણો—અરે તારૂં ભલું થાય! એતો આબાદ મારૂં રોજનું ખાવાનું. ફકત અંદરથી, ગોસ્ત, ઇંડા, પપીટા ને તરકારી બાદ!



## ઉજ્જમનો ઉકરડો.

મીત્ર—(ઉંઘાયલા દોસ્તને) દોસ્ત, હું ખરેખર દલગીર છું કે તારી બાયડી મરણ પામી.

ઉંઘરેટો—(માંથાં ઉપર સારી પેઠે ઓઢી) સાચ્ચે કે? તોબાહ! હવડાં તો મને ઉંઘ ચઢેલી છે પણ સવારનાં હું ઉઠશ તારે કેવો રડશ!



## અક્કલનો સમુદ્ર.

ઘોડાનો ડાકટર—(પરીક્ષા આપવા આવેલા વીદ્યાર્થીને) જો ઘોડાને ખાંસી ઘણી જોરમાં થઇ હોય તેને શો એલાજ કરવો?

વીદ્યાર્થી—કોઇ લીલાંઉમાં ગુપચુપ વેચી નાખવો!

ડાકટર—(હસીને) જા બચ્ચા—પાસ



## નમુનો ૨ જો.

એકવાર વેલાત મધે એક મેજબાનીમાં સઘળાં જમવાને બેઠાં ત્યાં એક અક્કલના આદમીએ ભમરડો ઘુમાવ્યો કે આ સાલ ઇંગલંડમાં પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે પરણી છે!



## બપાઇનું સાધારણ વીષય જ્ઞાન.

એકવાર મારાં ઘરડાં બપાઇ અને મારો નાહનો પીલુસ એક બીજાં સાથ બેસી ગમત કરતાં હતાં. તે મેં છુપાઇને નીચે મુજબ સાંભળી.

પીલુસ—બપાઇ, દુન્યા તે શું હોસે?

બપાઇ—(હસીને)—અહ—અહ—ઓંઇઓ! દુનીઆં તે વરી દુનીઆં, બીજું શું હોય? આપરે રહીએછ તે મમબઇ, સુરત, દમણ, ભરૂચ તે જાણે બધી દુનીઆં!

પીલુસ—પણ બપાઇ, એ દુનીઆંની એઠે શું હોસે?

બપાઇ—વરી શું હોય—ગટર!

પીલુસ—અરે તેમ નહીરે—છેક એથે શું હોસે?

બપાઇ—તે તો બા હું શું જાણું—પણ લોક એમ તો કેહછ કે એક કાચબો છે તેના બડડા ઉપર દુનીઆ મુકેલી છે.

પીલુસ—હં—તારે તે કાચબો સા પર ઉભો હોસે.

બપાઇ—એક હાથીના બડડા પર.

પીલુસ—હું—પણ હાથી સા પર ઉભો હોસે ?

બપાઇ—ઓવાય ! આમ્મે ફુકતો તો માથું ખાઇ ગીઓ—હાથી પાહાર પર ઉભો હોશે.

પીલુસ—પણ પાહાર સા ઉપર ઉભો હોસે ?

બપાઇ—(ચીરડાઇને) તારાં તોડડાં ઉપર—વરી સા ઉપર ઉભો રેહ—ભોંયપર ! બસ પાહારની એથે ખીજું કઇ નહીં—પાહાર, પાહાર ને પાહાર ખીજું કંઇ નહીં. ચાલ હવે માથું દુખેછ.



## એનો જવાબ શું?

એક દહાડે પાલણજી પોતાના બે છોકરા કેખશરૂ અને દીનશાને લઇ ફરતા ફરતા રૈલવે સ્ટેશન ઉપર જઇ લાગ્યા. ત્યાં જોખવાના કાંટા પર સઘળાઓ વારાફરતી તોલાયા, તો દીનશા જે નાહાનો હતો તે કેખશરૂ કરતાં બે રતલ ભારી થયો. આ ઉપરથી પાલણજી હસીને બોલ્યા "ફુકતા દીના, તું નાહાનો ને સામો બે રતલ ભારી ! બચ્ચા જરા ખાવાનું ઓછું કર.' દીનશાએ જવાબ દીધો "અરે કોણે કહયું—ભારી સાનો—અમે બે સરખાજ છેએ."

પાલણજી કેહ "પણ તેં તારી આંખે જોયું કની, કાંટામાં તું ભારી થયો તે ?"

દીનશા કેહ "પણ ઉભા રેહો. આપરે ઘેરથી નીકળયા તારે મેં કળશીઓ ભરી પાણી પીધું અને કેઅશઈ તો ઉલટો પછવારે જઇ આવ્યો એટલે એનામાંથી ઓછું થયું ને મારામાં તો ઉલટું વધ્યું."

આ સાંભળી પાલણજી લાઇલાજ થઇ ગયા.



## ગરજ મારી બાપડી.

### ચીત્ર પેહલું.

છેલ્લી કારપોરેશનની ચુંટણીની વેલાએ મેહરનોશજી શેઠ ઘરેઘર "વોટ" માંગવા જતા હતા. એકવાર તેઓ મનચેરજી નામના દોસ્તને ઘર ગયા ત્યાં દોસ્તની કાળી મસોટાં જેવી છોકરી આંગમાં ઇંગ્રેજી 'બાબા' નો પોસાગ પેહેડી રમતી હતી. આ છોકરી આંખે બાળી, પગે પેંગી, અને નાખે ચીબી હતી અને ઇંગ્રેજી 'બાબા' નો ડ્રેસ પેહેડયાથી 'અગલી હેલ' જેવી લાગતી હતી તોએ તેના માબાપને રાજી રાખવાની મતલબથી મેહરનોશજી આ 'બાહુ' ને રમાડવા અને પસવારવા લાગ્યા અને તેની ખુબશુરતીની તો તારીફ નહીં થઇ શકી ત્યારે તાણી તોડી ને બોલ્યા "ગમે તે કેહો બીરાદર, પણ આ બુચી ચંચલ કેવી છે?

આથી ખુશી થઇને બુચીના બાવાએ મત આપ્યું તો ખરૂં અને મેહરનોશજી મેમબર થયા પછી—



આ ખુચી કેવી ચચળ છે!—૧૮૪

## ગરજ સરી મરી તો સુરત બાર તેરી.

### ચીત્ર બીજું.

એક વાર મનચેરજીવાળા મોહોલામાં ગટરની બદબોથી બીમારી ઘણી ફેલાવા લાગી. મનચેરજી મોટા વરા થઇ પોતાના મીત્ર મેહરનોશજીને ઘર ફર્યાદ કરવા લાગ્યા. સલામ અકરામ થવા પછી મનચેરજી બોલ્યા "ભાઇ, આએ શું જુલમ છે—તમો અમારા તરફથી કારપોરેશનમાં ગયા તેનો હમાને ફાયદો શું?—હમે આ વાસથી મરી જઇએછ."

મેહરનોશજી ભવાં ચહડાવી કવડું ઝેર જેવું મોહોડું કરી બોલ્યા "બાપુ એ બધી વાત તો ખરી પણ કાંઇ તમારા પગાર બગાર આઇએછ? કાઇ કામ ધંધો અમુનેખી છે કે તમારી ફર્યાદજ સાંભળયા કર્યે—જાણે એક વોટ આપ્યું તે અમારી ઉપર મોટો પાર કીધો! બા હવડાં મને ફરસુદ નથી."



## કાફી બનાવવાની નવી રીત.

મારી જાણમાં બનેલા નીચલા એક ખરા બનાવની હકી-કત ટપકાવી લેવાનો લોભ મારેથી થોભાતો નથી. એક વાર હું વીરમગામ ગયો અને ત્યાં મારા મીત્ર માણેકજીને ત્યાં ઉતરેલો હતો. એક દીવસે નગરશેઠ નાગરદાસને ત્યાંથી

આમંત્રણ આવ્યું કે મોટા પોલીટીકાલ સાહેબ કરનલ બ્યાલી-ફોટ આવ્યાછે તેમના માનને કાજે બેઠક બોલાવીછે તેમાં આપે કૃપા કરી પધારવું. રાત્રીએ નવ વાગ્યા એટલે હું તથા મારા મેહમાન માણેકજી શેઠ કરી નગરશેઠને ત્યાં ગયા. જોઇએ છૈએ તો બેઠક ખુબ બીરાજેલીછે અને પાંચ છ ઇંગ્રેજ ગ્રહસ્થો, તથા તેમની બાનુઓ અને હમે બે પારસી તથા બાકી ગુજરાતી હીંદુઓ ભેગા મળ્યા છે. બાહાર અગાશીમાં ગરબડ સરબડ ચાલતી હતી જે ઉપરથી મારા મીત્ર માણેકજી જેઓ બહુ રંગીલા હતા તેઓએ મારા કાનમાં પડી કહ્યું "બચ્ચા કાફી બાફી આવે તો પીતો ના હોકે, નાતો માર્યો જશે."

મેં પુછ્યું "કેમ?"

"હાલ મુગો બેસ પછી ઘર જતાં કહીશ."

ખરેજ થોડા વારમાં કાફી આવી અને "ટ્રે" માંથી એક કપ નવા આવેલા કરનલ સાહેબે ઉંચક્યું તે પછી જડજ સાહેબે લીધું અને અમોએબી લીધું. કરનલ સાહેબે અજાણમાં એક સહરકો લીધો અને પછી ડોળા ફાડીને અચરતીથી જડજ સાહેબ તરફ જોવા લાગ્યા. જડજ સાહેબ જેઓ પુરાના પાકા હતા તેઓએ પીવાનું ડોળ ઘાલીને ફક્ત કપ મોહોડે લગાડી ભોંય ઉપર મુકી દીધું અને તે જોઇ મોટા પોલીટીકલ સાહેબે પણ તેમજ કર્યું. માણેકજીએ બાળે ડોળે જોયું કે નગરશેઠ જોતા નથી એટલે તેઓએબી "કાફીનું કપ" ભોંય ઉપર મુકી દીધું—પણ નગરશેઠનું ચીત્ત અમારી ભણીજ હતું. અડધોક કલાક જવા કેડે તેઓ

અમારી પાસે આવ્યા અને ખેમકુશળની વાતો પુછવા પછી બોલ્યા "કેમ માણેકજી શેઠ અમારે ત્યાંની કાફી કેવી હતી?"

"સારી હતી--ઠીક હતી."

"ત્યારે ભાઈ શેઠ, આપે ને આપના મીત્રે તો મોઢેએ ન અડાડી!

"નારે સાહેબ, પીધી ને શું? એ તમારે ત્યાં કાફી કોણ બનાવે છે?"

"ભાઇ શેઠ આપણે તો કાફી બારીની વાત શીદને જોઇયે! એતો જે પીએ તે જાણે. કયમ કાંઈ ભુલ હતી?"

"અરે નારે—ઘણી સારી બનાવી હતી તેથી જાણવા માગુંછ કે એ કેમ બનાવેછ."

"એતો શેઠ, સુરતથી એક મુસલમાન આવેલો તે કેહ મોટા મોટા સાબ લોકને ઘેર ચાકરી કીધેલી તેને કાફી બનાવા આજે રોજ આપીને બોલાવેલો, આપ કહો તો તેને તેડાવું— પુછી જુઓ."

"માણેકજી શેઠે હા પાડવાથી મુસલમાનને બોલાવ્યો તેને માણેકજીએ પુછ્યું "ક્યું બુતલેર સાહેબ, આ કાફી બનાનેકુ કોણ સીકાયા?

"સાબ, હમ બોહત જગે પર બનાતેથે."

"હં! એ કેસા બનાતા હએ!"

"બજારમેંસે આખી કાફી લાતે ઔર ઉસકુ ખુબ તરે-હસે પાણીમેં ધોતે હય્મે ઔર ઉસકુ પાણીમે આધા કલાક ઉકાલકર અંદર લવંગ, એલચી, કથા, કેસર ડાલતે ઔર પીછે દુધ, સક્કર મીલાકે સાબ લોકકુ દેતે હય્મે.

"વાહ! વાહ! બોહત અછા!"

"સલામ સાબ."

શાહ બુતલર ખુશી થતા ગયા અને પછી "કાફી"નું ઉકળતું બધાણું લાવીને અગાશી ઉપર મુક્યું કે સઘળા વાણીઆ ભાઇઓ અકરૂ બેસી સવાદ લઇને કાચી વગર ભુંજેલી આખી કાફીનું ઉકાળેલું પાણી દસ મીનીટમાં સફાઇ કરી ગયા!



## નકટે સે નકટે મીલે.

ભાવનગરમાં એક વાર એપ્રીલ માસમાં ઘણીજ ગરમી પડતી હતી. પારો છેક ૧૦૮ ડીગરી ચહડેલો અને તડકો તો કેહુ મારૂં કામ. એવા સમયમાં સોરાબજી પોતાના મીત્ર શાપુરજીને પુછે છે "કેમ દોસ્ત, આ ફરમાસુ ગરમી તુંને કેવી પસંદ આવેછ?"

"ઘણીજ સરસ યાર—એક વાતે એવી ગરમી ઘણી કામની છે."

"તે શી વાતો?"

"તો જોની—તારી ને મારી કરની પ્રમાણે આપણે બેહેસ્તના દરવાજા તો આગમચથીજ આપણે સારૂં બંધ કરાવ્યાછ—ત્યારે આપરો ઠાગ નીચલાં બેહેસ્તમાં થવાનો ત્યારે ત્યાંના આગના ભભુકાનો થોડો થોડો આસરમ અત્યારથીજ પડેતો સારૂં કેની?"



## અકકલ બડી કે ભેંસ.

એક વાર માજીસ્ત્રેટની પાસે એક શખ્સને ટેલીગરાફ ખાતાંનો તારનો એક કકડો ચોરવાના વાંક માટે લાવી ઉભો કરવામાં આવ્યો.

તપાસ ચાલે છે એવામાં ચોરાયલા તારનો કકડો હાથમાં લઇ માજીસ્ત્રેટનો પરભુ કલારક બોલી ઉઠયો "સાહેબ, આ મુકરદમો ખોટો ઉભો કીલેલો હોવો જોઇએ."

માજીસ્ત્રેટે પુછયું "કેમ વારૂં?"

"તો સાહેબ, આ કાંઇ ટેલીગરાફનો તાર નથી?"

"કાંય નથી? હું ધારૂ છ કે ટેલીગરાફનોજ છે."

"તારે સાહેબ, સંધેસાની ચીઠી પસાર કરવાનું માંહે આંધરૂં કાંહાં છે?"



## ખીદમતગારનો ખુઆબ.

મી૦ બ્રાઉન સાહેબનો મીજાજ ઘણો આકળો હતો. એક સમયે તેવણ મોહોબતમાં ગીરફતાર થઈ ગયા અને કાનુ બોલવું, ચાલવું, ખાવું પીવું મુકી દીધું. આથી તેનો ખીદમતગાર ઇમામબક્ષ બ્રાઉનના મીત્ર ટામકીનસ આગળ જઈ ઘણો કરગરીને કેહવા લાગ્યો—"સાહેબ, આપકો માલુમ હુયે કે બંદેકે સાહેબકા મીજાજ કીસ બાસતે ખરાબ હો ગયા, તીન રોજસે બંદેકુ નહીં મારા હુએ!"



## ડીક્ષનરીનો ઉપયોગ.

એક નાહાના છોકરાના બુટ એક વાર ખોવાઇ ગયાં. કબાટ તળે, ખાટલા આગળ સઘળે જોઇ ઠાકયો એટલે કંટાળીને એક ખુરસી ઉપર ચઢી બેઠો અને પોતાના બાપાની મોટી ઇંગ્રેજી ડીક્ષનરી લઈ પાના ઉઠલાવવા લાગ્યો. આ સઘળું તેની મા સાંમી બેઠી બેઠી જોયા કરતી હતી તેણીએ પુછ્યુ "બાપુ, તું આ ચોપડીમાં શું શોધે છે?"

છોકરે જવાબ દીધો "માજી, એ તો બાપાની ડીક્ષનરી છે. જયારે બાપાને બીજે કેથે કાંઇ જડતુ નથી ત્યારે ડીક્ષનરીમાં જોય છે માટે હું જોઉં છું કે એમાંથી મારાં બુટ કયાં મેલાયાં છે તે જડે."



## ચોરની મા થંડાલે જાય ને પાપી હાથ ઘસ્તા જાય.

આ નીચલો હેવાલ જો કે કથા જેવો લાગે છે તોએ ખરેખરો બનેલો છે.

કુમાગાયા શેહેરમાં એક જાપાનીઝ ડોસો અને ડોસી રેહતાં હતાં. આ ગરીબ જોડાંએ આખી જીંદગી સુધી મેહેનત કરી ૨૦૦ ડાલર ભેગા કર્યા હતા. એક વાર તેઓ સાંજને છેડે બેઠાં વાતો ચલાવે છે એવામાં ડોસો બોલ્યો કે "હવે આપણે તો છેક ખખડી ગયાં અને આજ કાલ ખપી જઇશું ત્યારે આ ડાલરનું શું થશે?"

ડોસી બોલી "હા ખરૂં. આપણા પરસેવાથી બચાવેલા પૈસા બીજો હરામખાઉ ખાઇ જાય એતો ઠીક નહીં"

આ પછી તેઓ બન્નેએ સમજુતીથી ઠરાવ્યું કે બેમાંથી જે પેહેલું મરણ પામે તેના કફનમાં બીજાએ ઉપલા ડાલર મુકવા કે સ્વર્ગનો રસ્તો કાપવા કામ લાગે. આ વાત થવા પછી ડોસાજી ખપી ગયા અને તેમને ડોસીએ કફનમાં તો મુક્યા પણ પેલા ડાલર સાથે મુકવાનો જીવ ચાલ્યો નહીં. તેણીએ વીચાર કીધો કે મુંઆ ઘરડાના ખોખાં સાથે એ ડાલર શું કામ લાગવાના છે. એ મુઆને બેહેસ્તમાં જવાનો માર્ગ ખોલ્લો કરી આપું તો પછી હું મરી જાઉં ત્યારે મારી શી વળે? તે કરતાં એ ડાલરનું હવડાંથીજ મારે કાજે ધર્મ ધ્યાન ને ભણુતર કરાવી લઉંની.

આવો ક્યાસ કરી પોતાના ગામનાં પાદરીને તેડાવી મંગાવ્યો અને તેને પેલા ડાલર સોંપી પોતાને માટે ધર્મની ક્રીયા કરવાનું ફરમાવ્યું. પાદરી બાપાએ જોયું કે આતો ઘર બેઠાં લક્ષમી માતા ચાંલ્લો કરવા આવી એટલે પૈસા ગજવામાં મારી ઘરે ગયા. આણીમેર ક્રીયા થાય છે કે નહીં તે જોવા ડોસી પાદરીને ઘેર રોજ જાય તેથી પાદરી કંટાળીને ડોસીને પોંહતી થઇ જવાની રાહ જુએ. પણ ડોસી તો સામી દહાડા જતે તટણખાર થતી જાય. આથી પાદરીનું પાકી આવ્યું અને મનથી ઠરાવ કીધો કે એ રાંડનું કાટલું ઘડી કાઢવું અને આ પાપી દુનીયાંમાંથી સવાબી જાહાંનમાં મોક-લાવી દેવી. આવો નીશ્ચય કરી ધર્મગુરૂએ થોડાંક કેકમાં ઝેર ભરી પારકે હાથે ડોસીને સારૂં મોકલ્યાં. ડોસીએ વીચાર કીધો કે કેક ખાધામાંથી ક્યાં જવાના છે—પારકે પૈસે ધર્મતો કરી લઉં. એમ ધારી મરનાર ધણીના કબર ઉપર કેક મુકી લુબાન ધુપાવા ઉભી. અચબુચ ત્યાં લાલ ચેહેરાનો—માથાંપર સીંગડાંવાળો ખવીસ નીકળી આવ્યો. ડોસી તો બીકની મારી અધમુઇ થઇ ગઇ. પેલો ખવીસ બોલ્યો "એ બુઢી, હું દોજખનો નીયાયધીશ યમન દેવ છું. તુંએ તારા ધણીના કફનમાં કબુલેલા ૨૦૦ ડાલર ન મુક્યા તેથી તે હેરાન થાય છે અને તે મને લેવા મોકલ્યો છે."

ડોસી અકળાઇને બોલી, "ખરૂં છે. મારો ગુનાહ હું કબુલ કરૂં છું—મેં એ રકમ પાદરીને ધર્મના કામ સારૂં જ આપી છે માટે જો જરા થોભો તો હું માગી લાઉં."



અચસૂચ ત્યાં માથાંપર શાંગડાંવાળો ખવીસ
નીકળી આવ્યો.—૧૯૨

ખવીસ બોલ્યો, "હું દોજખનો રેહનાર છું તે માનવીની નજરે પડવો ન જોઇએ. પણ જા તારે ખાતર હું થોભું છું જલદી આવજે—નહીં તો તારી આલઓલાદનું સત્યાનાશ થશે."

ડોસી તાબદતોબ પાદરી પાસે ગઈ અને ધ્રભરાઇને સઘળો હેવાલ તેને કહી સંભળાવી ડાલર માંગવા લાગી. પાદરી કાકા પોંહોચેલા હતા તેવણ સમજી ગયા કે આ કોઇ મઉલા પીર બાજી રમવા માગે છે તેથી ડોસીને ધીરજ આપી બોલ્યા. "હું મારી નજરે દોજખના ન્યાયધીશને જોઉં તો માનું." આ પ્રમાણે ગોઠવી બેહુ જન કબર આગળ જઇ જોયછ તો ઇસતફર અલ્લા! દોજખના કાજીજી સાહેબ ચતાપાટ ભોંય ઉપર પડેલા, નાકમાંથી લોહીની ધારા ચાલે છે અને આંગ સઘળું કાળું ઠણક થઇ ગયલું છે. કફન આગળ જઇને જોય છે તો કેક સઘળાં ગેબ!

પાદરી તો સઘળો ભેદ સમજી જઇ મનમાં હરખાવા લાગ્યા. ન્યાયધીશ કોઇજ નહીં પણ પડોસમાં રેહનાર એક ચોટે ખુસાલ હતા, જેઓએ ઉપલા ડાલરની વાત બાહારથી સાંભળી હતી, અને લાલ ભભુત લગાડી માથે ખોટાં શીંગડાં બાંધી, ડોસીને દમ ભરાવી રકમ હજમ કરી જવાની તેવણની નીશટા હતી. કેથી પોતાનીજ કમબખતી આવેલી એટલે ડોસીની ગેરહાજરીમાં કેકનો વાસ ખમાયો નહીં અને આસતે આસતે બધાં પાર કરી ગયા અને તતકાળ ઝેર ચડી જવાથી દોજખ મુકામે પોંચી ગયા!



## બાપ લાખ ચાળીસનો છોકરો.

એક પારસી શેઠ નામે ધનજીશાહ "કરકા બાલુ" હતા તેમને ત્યાં કાસમ નામે ચપરખંધો મુસલમાન ચાકરીએ રહ્યો. એક દહાડે શેઠ ઘણાજ લાહાતમાં હતા તેથી બોલ્યા—'બચ્ચા કાસમ, જા, આજે તારી ઉપર હું ઘણો ખુશી થઇ ગીઓછ—તારો પગાર આજથી ૧૦ નો વધારીને ૧૫ નો કીધોછ."

કાસમ આંખ મારીને બોલ્યો "નહીં સાહેબ, મને વધારે પગાર નથી જોઇતો."

શેઠ બોલ્યા "કેમ વારૂ? લે—જાણે બાપ લાખ ચાળીસનો છોકરો! તે વળી વધારે પગાર નથી જોઇતો."

કાસમ બોલ્યો, "સાહેબ તે ખરૂં, પણ એકતો દસ રૂપ્યા આપવાની તમારામાં તાકાત નથી, બીજું તો દસ રૂપ્યાથી વધારે પગાર મને ઘટતો નથી અને ત્રીજું તો દર માસે રૂપ્યા દસ તમારી પાસેથી કહડાડવતાં મારૂં પારસ તેલ નીકળેછ તો પંદર કહડાવતાં તો હું લેવાઇને દાંડા જેવો થઇ જાઉં."



## મુફતકા લુમકા, ખાઓ મેરે લાલ.

એક શેઠને ત્યાં બે ચાર ગામડીઆઓ ઉજાનીએ આવ્યા. શેઠે આ ગામડીઆ મીત્રોને ખાતર મોટી મજલસ બોલાવી

હતી અને ખાવાનુંએ મેજ ઉપર ટસટસાવીને મેલ્યું હતું. હવે પરોણામાં એક જવાન ગામડીઓ હતો તેને ખાધાની રૂચી ભારી એટલે નવી નવી વાનીઓ જે આવે તે ઉપર હાથ લંબાવવા પડયો. જે આવે તે ખાય, જે આવે તે ખાય, એમ કરતે સઘળી વાનીઓ સાફ કરી એટલે સરકામાં રાઇ મેલાવીને ચટાકો બનાવી મેલ્યો હતો તે ઉપર બાળે બાળે ડોળે જોવા લાગ્યો. આખરે નજ રેહવાયું એટલે રકાબી આગળ તાણી અને ખાસ્સો મોટો ચમચો ભરી રાઇ મોહોડાંમાં મારી અને ગળી ગયો. પણ તાજી ચહડાવેલી રાઇ એટલે આંખ્યોમાંથી તડતડ પાણીની ધારા ચાલી રહી. આ સઘળું એક ઘરડો ગામડીઓ સામે બેસી જોયા કરતો હતો તેણે આ જવાનને રડતો જોઇ હળવેથી વાકું વળી પુછ્યું "કેમ ભાઇ રડે છે શા સારૂં? જવાને ઉત્તર દીધો "મારો પીતા થોડુંક ઉપર મરણ પામ્યો તેની યાદ આવ્યાથી આંખમાં પાણી આવી ગયાં." આ પછી ઘરડાએ અજાણપણે પેલી રાઇની રકાબી પોતાની ભણી તાણી અને ચમચો ભરીને રાઇ ગટાવી ગયો. અડધી પલમાં આખમાં પાણી ભરાઇ આવ્યાં અને તેનો દમ ઉપર આવી ગયો. આ જોઇ જવાને પુછ્યું "કયમ બાપા રડોછો" બુઢાએ ઉત્તર દીધો "સત્યાનાશ ગયા, તારો બાપ મરી ગયો ત્યારે તું બી કયમ નખ્ખોદ ગયો સાથે લાગો ન મરી ગયો તે માટે રડુ છુ."



## ના કે જી ભ.

ઘરમી શેઠ બેહેરામજી બાવાએ કલ્યાનીમાં એક રસ્તે બંધાવ્યો. એક દહાડે મજુરોને કામ કરતા જોતા શેઠ ઉભા છે તેવામાં બેહેરામજીનો મીત્ર દાદાભાઇ આવીને ટકોર કરવા લાગ્યો—"બેહરામજી, તમોએ રૂપ્યા તો ખરચ્યા પણ એ કાંઇ બેહેસ્તમાં જવાનો રસ્તો નથી જો."

બેહેરામજીએ હાથ જોડી જવાબ આપ્યો, "નહીંજ તો બા—બેહેસ્તમાં જવાનો એ રસ્તો હતે તો તું હઇ કાંહાં આવવા પામતે બા ?



## કા કા ભ ત્રી જા.

એક મખ્ખીચુસ શખ્સ પોતાના ભાઇના નાહાના નાવારેસ દીકરાને પાલતો હતો અને તેના ઉપર જે ખરચ થતો તે માટે હરઘડી બરબડતો. કાકાના હાથ તળે બચારો ભત્રીજો અડધો ભુખ્યો ઠોકાતો હતો.

એક વાર કાકા ભત્રીજા રસ્તેથી ચાલ્યા જાય છે તેવામાં એક મુડદાળ કુતરાને તડકાંમાં બેઠેલો જોઇ કાકો બોલ્યો "બચારાના હાડકે હાડકાં નીકળી આવ્યાં છે. એને શું હશે?"

ભત્રીજો બોલ્યો "બચારો પોતાના કાકાની સાથે રેહતો હશે!"



## હેતના કટકા!

બે મીત્રો એક બીજા સાથ વાતોની ગમત ચલાવે છે:—

મકકુ—દોસ્ત અદી—જાણે સમજ કે સરકાર હવડાં હોકમ કાહાડે કે આપરે બેમાંથી જે લફંગો હોય તેને હંઇને હુંઇ ફાંસી લટકાવવો તો હવડાં તું કેવી હાલતમાં હોય?

અદી—કેવી હાલતમાં? તુ ફાંસી લટકેલો હોય અને હું તારી યાદદાસતમાં પોકેપોક રડતો હોઉં—બીજું શું?



## નાક કે ખુંપરો!

એક વાર બે ગૃહસ્થો સેત્રંજ રમતા હતા તેમની પાસે બીજો બેસીને રમત જોયા કરતો હતો. આ બીજા ધણીનું નાક ઘણુંજ લાંબું કોહોવાડા જેવડું હતું અને વળી આંખે "સાટાઇ" એટલે બાજી જોવાને કાજે પોતાનું કડછા જેવું નાક સોકઠાંના પાટીઆં ઉપર ઘાલીઆ કરે. આથી રમનારામાંથી એકનું ઘણું પાકી આવ્યું. પછી ઘણો વાર વીચાર કરી એકાએક ચડપ કરતું પેલાનું નાક પોતાનાં આંગળાંમાં પકડી જોરમાં ધવડવા પડી ગયો. પેલાએ પોતાનું ડોકું તાણી લીધું અને રીસાઇને સામા તરફ જોવા લાગ્યો. પેલો બોલ્યો "માફ કરજો હો સાહેબ, રમતની ધુણમાં હું એને મારૂં પોતાનું નાક સમજ્યો!"



## ભાગલાગનો મુકરદમો.

એક કઠીઆરો અને એક પીંજારો એ બે જને મળીને એક બકરો વેચાતો લીધો. જ્યારે કાપીને વેહેંચી લેવાનો વખત આવ્યો ત્યારે કઠીઆરાની ઘણી મરજી કે ટાંગનો માંસથી ભરેલો ભાગ પોતે લે. એમ ધારી તે બચારા પીંજારાને અદ્દમપદ્દમ સમજાવવા લાગ્યો કે આપણે વચ્ચોવચમાંથી એના બે કકડા કરી નાખ્યે અને પછી વેહેંચી લઇએ. પીંજારો કહે "ઠીક, પણ આપણે આંખ્યો વીંચ્યે અને પછી જે કકડો ગમે તે પારખી લઇએ."

આ સમજુતી કરી કઠીઆરાએ ભોલા પીંજારાની આંખે પાટા બાંધ્યા અને બોલ્યો "લે બોલ, તને પુંછડી વાળો ભાગ જોઇએછે કે વગર પુછડીનો?"

પીંજારો ઝડપથી બોલી ઉઠયો "પુછડી વાળો."

"તારે તો ઠીક ભાઇ, લે આ." પીંજારો પાટા છોડી જોયછ તો કઠીઆરાએ બકરાની પુછડી કાપીને તેનાજ મોહોડાંમાં ખોસેલી. સરત પ્રમાણે પીંજારાને સીના વાળો ભાગ લઇ જવું પડયું.



## મયાળુ શેઠ.

**એદલજી**—(મયાળુ શેઠ) માધુ આને પેલું બરાંનડીનનુ પીપ બાટલીમાં ભરવાનું છે તે વખારમાં જઇને ભરજેની.

**માધુ**—હાજી.

**એદલજી**—પણ માધુ, વખતે દારૂની ઝેણબેણ લાગશે વાસ્તે એકુ ગલાસ અગાઉથી લેજે કે ખુમારી ઉતરે.

**માધુ**—વાઆરૂ સાહેબ!

**એદલજી**—(કલાક બેએક પછી વખારમાં જઇ જોયછ તો માધુ ચતોપાટ પડેલો છે) અરે તારૂં ભલું થાયરે તારૂં માધુ! મેં એને અગાઉથી કહયું તું કે ઝેણ ચહડશે તે સારૂં એકુ ગલાસ પીજે—પણ અભાગ્યો બોહોસીલોજ ઘણો છે તે! માધ્યા, માધ્યા ઉઠ—બચ્ચા, આએ ગલાસ બરાંડી પી કે હુશીયારી આવી જશે.

**માધુ**—(ગલાસ દારૂ પી. મોહોડું નુછતો રડતો ચેહેરો કરીને) અરે સાહેબ મારી તબીયતજ હવડાં એવી અભાગણી થઇ ગેઇછ. આએ ઓગણીસમું ગલાસ પીધું તોબી ખુમારી તો જેવીને તેવીજ ચહડી ગઇ.

આ સાંભળી મયાળુ શેઠે માધ્યાને ટપલો મારી હસીને બાહાર કાહાડયો અને બોલ્યો "જો માધુ હવેથી એમ કરશે તો ધમકાવસ જો."



## ઘેલા ઘાંચીનું કુટુંબ.

એક શેહેરનો પાદશાહ હાથીના હોદા ઉપર બેસીને સ્વારી નિકળ્યો તેને જોઈ સઘળા લોક નમીને સલામ કરવા લાગ્યા પણ ત્યાં રસ્તે ઉભેલો એક પાટીદારનો છોકરો પાદશાહને સલામ કરવાને બદલે ઉલટો પોતાના બે હાથ કમ્મરે ટેકવી ઉભો. આથી પાદશાહને ખીજ લાગી અને સીપાહીઓને હુકમ કરી છોકરાને કેદખાને મોકલાવી દીધો.

આ વાતની ખબર છોકરાના વડા ભાઈને થતાંજ તે હાંફતો કાંપતો પાદશાની હજુરમાં આવ્યો, "ઓ માહારાજ ફર્યાદ ફર્યાદ—મારા ભાઈને શા સારૂં કેદ કર્યો?"

પાદશાહે ઉત્તર દીધો "તારો ભાઈ હેમક છે. મને સલામ નહીં કરી અને કમ્મરે હાથ ઘાલી ઉભો."

"અરે બાપજી એ બચ્ચું સલામમાં તે શું સમજે. લ્યો હું એની બદલી સલામ કરૂં છું અને સાથે વધારામાં તમારી દુમનેબી સલામ કરૂં છું."

પાટીદારના આ ભોલા પોરીઆના બોલવાથી પાદશાહને બેવડી રીસ ચઢી અને તેનેબી કેદખાને મોકલાવી દીધો. આ વાતની ખબર બન્ને છોકરાના બાપને થઈ તેથી તે બચારો દોડતો દોડતો પાદશાહના હાથીની આગળ ફરી વળીને સ્વાસ ભર્યો કેહવા લાગ્યો કે "ઓ પાદશા—ઓ પાદશા—મારા બંધે દીકરાઓને વગર વાંચે ચ્યંમ બંધીખાણે નાંછ્યા બાપજી?"

પાદશાહે ખોલાસો કીધાથી પાટીદાર જેનું નામ લાલદાસ પટેલ હતું તે બોલ્યો કે "માહારાજ મારો નોઘડીઓ તો બાપડો બાળકસે. એ સલામ કરવામાં શું સમઝે, મોટો તો રાંડે જણયો ઘેલસ્પપોસે. ચ્યમ જે પાદશા તો ધણીસે તેને સલામ કરવી એતો ઠીકજસે પણ પાદશાહુની મુમને શું આગ લગાડવાનીસે?"

આવું સાંભળતાં પાદશાહ એક દમ ચીઢમાં આવી જઇ પાટીદારનેખી તેના બે છોકરાઓની સાથેજ બંધ કરાવ્યો.

"હવે આ સઘળી ખબર પાટીદારના બે દુધભાઇઓને થઇ તેઓ પણ બીચારા પાદશાહ પાસે આવીને કેહવા લાગ્યા "ઓ પ્રથ્વીનાથ, આ અમારા સગાઓને બંધીખાને નખાવ્યા છે તેને મેહરબાની કરીને છોડી મેલવા જોઇએ કારણ કે એ બેવકુફ બોલવાની કળવકળ સમજતા નથી."

પાદશાહે પુછયું "અલ્યા તમે એમના શા સગા થાઓ?"

જવાબ દીધો "બાપજી અમે એ બે છોકરાના દુધભાઇ થઇએ."

વળી પાછું પાદશાહે પુછયું "અલ્યા દુધભાઇ એટલે શું?"

પેલા બોલ્યા "જાણે કે પાદશાહનો બાપ મરી જાય ને તારી મા બીજે ઘર નાતરે જાય અને ત્યાં બીજાં છૈયાં જણે તે તારાં દુધભાઇ કેહવાય. એવી રીતે અમે દુધભાઇ છૈએ."

આ સાંભળી પાદશાહને તો માથાંથી તે પગ સુધી ઝાળ લાગી અને દેવાનો જેવો થઇ જઇ પેલા બેને ફાંસી ચઢાવવાનો

હુકમ કરયો. આ જોઇ વજીરે પાદશાહને સમજાવ્યું કે આ પાટીદાર લોકતો ગાવદી છે માટે એમને મારી નાખવામાં કાંઇ સાર નહીં. આ સાંભળી પાદશાહે હુમલો કીધો કે તુર્ત તો એમને કેદમાં નાખો પછી વાત. હવે એક કુટુંબના પાંચ માણસો કેદ પડેલાં સાંભળી આખી પાટીદારની નાત જમા થઇ અને પાદશાહ પાસ જઇ કરગરીને કેહવા લાગી કે "માબાપ તમે અમારા ધણી છો માટે અમારો ગુનાહ માફ કરો." પણ બાદશાહ ઘણા ગુસ્સામાં હતા તેથી કાંઇ સાંભ- ળ્યું નહીં અને ત્યાંથી હાંકી કાહાડયા. આ ઉપરથી નાત વજીરને કાલાવાલા કરી કેહવા લાગી. વજીરે તેમને કહ્યું કે "પાદશાહ હવડાં તો ઘણા ગુસ્સામાં છે તેથી તમારૂં કાંઇ સાંભળશે નહીં માટે તમે બેગમ સાહેબની પાસે જઇ આજીજી કરશો તો તમારૂં કામ થશે. પણ મારા રાંડના ક્ષેડાઓ, પાદશાહ આગળ જેમ છબરડો કરી નાખ્યો તેમ બેગમ સાહેબ આગળ કરશો નહીં હો નહીંતો ડોકાં તડોતડ ઉડી જશે."

હવે બોલવું તે બહુજ ધારીને બોલવું એવું નકી કરીને નાત બેગમ સાહેબની હજુરમાં ગઇ અને પોતામાંથી જે સર્વેથી ફીલસુફ હતો તેને અરજ ગુજારવાનું કામ સોંપયું. હાથ જોડી બોલ્યો—ઓ બેગમ મા—આપને અમારી એક અરજ છે તે અરજ અમે એ પાદશાહ સાહેબને કહી— પાદશાહ તો અમારો ધણી થાય તેણે અમારૂં કાંઇ સાંભળ્યું નહીં પણ તું અમારી ધણીયાણી છે (!) તેથી જો કાંઇ સારૂં સુઝે તો સાંભળ. આથી બેગમ સાહેબ જે દાનાવ

હતાં તેઓ સમજી ગયાં કે આ લોક બચારા મુર્ખ છે તેથી પાદશાહને સમજાવ્યું કે એ પાટીદાર લોકની બોલીજ એવી પથ્થરમાર હોય. એ લોક કેહવા જાય પાંસરૂ ને બોલી જવાય અવળું માટે તેની આપે પરવાહ કરવી ન જોઇએ. આ પછી પાદશાહે સર્વેને છોડી દીધા, જતાં જતાં તેઓ મેહેલ આગળ બુમ પાડવા લાગ્યા—"અમારાં ધણીયાણી બેગમ સાહેબની જેએએ!"



## ટુંકું ને ટચ.

એક કુંજરા માણસની વાત કેહ છે કે તે એટલું તો થોડું બોલતો કે ઘણાજ અગત્યના કામ સારૂં એક બે શબ્દથી વધારે બોલવાની તસ્દી લેતો નહીં. આ તેની આદત તેના નીમકહલાલ નોકરને સારી રીતે માલમ હતી એટલા માટે નોકરભી એકજ શબ્દમાં જવાબ આપી પતાવતો. એક દહાડે શેઠ અને વાનોતર બન્ને જન એક પુલ ઉપરથી ચાલીને જતા હતા તેટલાં અચબુચ શેઠે ફરીને નોકરને પુછ્યું "ઇંડાં ગમેછ?"

ચાકરે ટુંકમાંજ જવાબ દીધો "હા સાહેબ."

આ પછી વાત બંધ પડી તે એક વરસ સુધી શેઠ ચાકર એક બોલ બોલ્યા નહીં પણ તે મુદત બાદ તેઓ પાછા તેજ પુલ ઉપરથી જતા હતો તેટલાં શેઠે ડોકું ફેરવી પુછ્યું "કેવાં?"

ચાકરે ટુંકમાંજ જવાબ દીધો "બાફેલાં સાહેબ,"

## દુખ ને વળી ડાહામ.

તમારી બાયડી સાથ કોઇ દહાડેબી મરાતા ના. કેમકે તમારો વાંક નહીં હશે તોયે પાછી દોસ્તી કરવા સારૂં એકાદ નવી સારી અથવા નવો પોલકો અથવા 'કાનમાનું' કરાવી આપવાની સામી સેસ ઉઠશે.



## હાજર જવાબ.

પાપા—જો જર તું તો ઇસ્કોલમાંથી એકબી ઇનામ નથી લાવી.

**મમા**—ને આએ પાસેના બચુંબાઇની ગુલાં તો કેટલાં બધાં ઇનામ લાવી.

જર—(નીરદોશપણાથી) હા. પણ ગુલાંના માએ ને બાપ કેવાં હોશીયાર છે!



## નમુનો ૨ જો.

બાપ—(પોતાના નાહાના પાંચ વરસના છોકરાને) રૂસ્તમ તું ખરેખર નાહાનું ધુવડ છે.

**રૂસ્તમ**—હા પાપા.

**બાપ**—તારે બોલ, ઘુવડ એટલે શું?

**રૂસ્તમ**—ઘરડાં ઘુવડનું બચ્ચું—વળી બીજું શું!



## બે પૈસાના ડોસાંજીને ગાડીએ શું જાવું, કરમમાં લખ્યાં દીવેલ હોયતો ઘી શાંનું ખાવું?

મારી ઓળખાણના એક ડોસાં અસલતો સુવાવડનો ધંધો કરતાં અને ઘણી ગરીબ સ્થીતીમાં હતાં પણ સુભાગ્યે તેમની દીકરી સારે ઠેકાણે પરણી એટલે ડોસાંને 'બેલ' ની ગાડીમાં બેસવાની શરમ લાગવા માંડી. એક વાર એવું બન્યું કે ડોસાંને બાહેરકોટ કોઇને "જોવા" જવું હતું તેથી પોતાની જીંદગીમાં પેહેલીજવાર ભાડેની શીગરામ મંગાવી ઘરથી અડધોક માઇલ ગયા પછી શીગરામનું પાટીયું પગ આગળનું સડેલું હશે તે આચકા સમેત ભાગી ગયું અને ડોસાં ખાડામાંથી રસ્તા પર સરી પડયાં. સપાટ ભોંય ઉપર પડી ગઇ, માથું બાનું છુટી ગયું અને રસ્તાની વચમાં બચારાંને બરડે પાણી ઉતરયું. આ બનાવ જોઇ તેમની ઓળખાણનાં એક ચાહવાળા વાણીઆએ ઉપલા દોહરા બોલી સંભળાવ્યા.

## છોકરાંની બરખત.

એક બુઝર્ગ ભલા માણસને ત્યાં છોકરાંની બરખત ઘણી હતી અને દર થોડી મુદતે એકકું નવું પેદા થતું હતું. એક દહાડે તેના અગીઆરમાં છોકરાને કોઇએ પુછયું "બા, તારાં બધાં મળીને કેટલાં ભાઇ બેહન છે?"

છોકરે જવાબ દીધો "કોણ જાણે આજે સહવાર પછીનો હું ઘર ગયો નથી!"

## તેરીબી ચુપ મેરીબી ચુપ.

એક ગાંધીએ પોતાને ત્યાં એક છોકરાને ચાકરીએ રાખ્યો. આ છોકરો બુદ્ધીનો ઘણો તીક્ષણ ન હતો તેથી તેનો શેઠ તેને વારે ઘડીએ ધમકાવતો. એક દહાડે છોકરાની કાંઇ કસુરને લીધે ગાંધી બુમ પાડી કેહવા લાગ્યો "અજ્યા મુઢ — તારા જેવો અન્નાડી તો મેં કોઇ દી જોયો નથી હું તને હવે કાહાડી મુકીશ. તું છ—છ—મહીના થયા શું શીખ્યો?"

છોકરો રડીને બોલ્યો "સાહેબ, ઘણુંબી શીખ્યો. તમારા હાથ તળે એટલું તો જોયું કે પાંચ શેર તોલવું હોય ત્યારે જોખ સાહાડા ચારશેર મુકવા."

## હમ તો કહેનેકા કુછ કરનેકા નહીં.

એક વાર મુસલમાન અને ખ્રીસ્તી વચ્ચે જરૂસલામમાં લડાઇ ચાલતી હતી ત્યારે મુસલમાની લસ્કરને ઉલટ આપવા માટે એક મુલ્લાં બાપોકાર વાયજી કરવા લાગ્યા કે, "મારાં બચ્ચાંઓ, આજની લડાઇમાં જે કોઇ સાચ્ચો મુસલમાન પોતાના જીવથી જશે તે રાતના બેહેસ્તમાં પોતાનું ભોજન ખાશે.'

આ પછી લડાઈ ચાલુ થઇ અને મુસલમાનો હારીને પાછા હઠતા હતા તે વેળા મુલ્લાંજી સાહેબ ઉભી પુછડીએ નાહાસવા લાગ્યા જે જોઇ બે ચાર સીપાઇઓ ટકોર કરી બોલ્યા "ઓ મુલ્લાંજી સાહેબ, નાહાસો છો શું કરવા પેલું બેહસ્તનું રાતનું ખાનું ભુલી ગયા કે?"

મલ્લાંજી નાહાસ્તા નાહાસ્તા બોલ્યા "તે ખરૂં બેટાઓ, પણ મને રાતનું ભોનું ખાવાની આદત નથી."

---

## ચોરને શી ચીંતા?

માજીસ્ત્રેટ—શોરાબજી સીકંદર, તારા ઉપર આ પેસ્તનજી ફકીરજી અપરાધ મુકે છે કે તેં તેનો બકરો ચોરીઓ. કેમ તું અપરાધ કબુલ કરે છે?

સોહોરાબજી—હા સાહેબ, ખરી વાત છે.

માજીસ્ત્રેટ—તેં તે બકરાનું શું કીધુ?

સોહોરાબજી—કાપીને ખાઇ ગીઓ સાહેબ.

માજીસ્ત્રેટ—અફસોસ સોહોરાબજી, કેઆમતને દહાડે તને ખુદાની હજુર વાદી પેસ્તનજી ફકીરજીને તથા તેના બકરાને તથા તુંને ઇનસાફને સારૂં ઉભા કરશે ત્યારે તું તે દાદગરની હજુરમાં શું કેહશે?

સોહોરાબજી--સાહેબ ત્યાં બકરોબી હાજર હોશે ખરો કે?

માજીસ્ત્રેટ—અલબત!

સોહોરાબજી—ત્યારે તો સાહેબ તે વખત હું વાદીને કેહવસ કે "પેસ્તનજી ફકીરજી આઓ તમારો બકરો લઓ."

---

## નફેરાઇ.

મારે ત્યાં બરજોરજી સરકારી નામે ગામડેનો પરોણો મળવા આવ્યો. મારી સ્ત્રીએ આવકાર દેવાની મતલબથી તેને પુછયું "ભાઇ બરજોરજી મોવરૂં લાઉં કે બ્રાંડી ને પાણી પીસો."

બરજોરજીએ જવાબ દીધો "તમે બરાંડી ને પાણી ભેલો તેટલાં હવડાં તો મોવરૂંજ પીવસ?"

---

## ઉજમના ઉકરડા.

મુબઇની એક વીમાની પેહડીએ નસારીમાં સાખા ઉંઘાડી અને એક માબેદ નામે શેહેરીયારજી ઓલીઆને પોતાનો એજંટ કીધો તથા તેને તાકીદ કીધી કે કોઇબી ધણી પોતાની જીંદગીનો વીમો ઉતરાવવા આવે તેની પાસેથી સવાલો પુછીને સઘળી વીગત મેળવી કાહાડીને મુંબઇની હાફીસમાં મોકલવી. આ પછી એક દેસાઇ વીમો ઉતરાવવાની મતલબથી શેહેરીયારજી પાસે ગયો તેને નીચે પ્રમાણે સવાલો પુછવામાં આવ્ય:—

તમે બઇરી છેઓ કે માટીડા અને કેટલાં વરસ થયાં તેમ છો?

તમારાં માએ અથવા બાપ ઉતાં કે અને બે માંથી કીઆં હતાં?

તમુને ફીકરૂં આવવાની ટેપ છે કે અને હોય તો બે ચાર ફીકરાં સાથે થાયછ કે?

તમારા અગાઉ બાપદાદા હતા કે અને કેટલા હતા?

તમે પરણેલા છેઓ કે નથી પરણેલા, કે કુંવારા?

અગાઉ કોઇ વાર તમોએ આપઘાત કીધેલા કે?

---

## કરેગા સો પાવેગા.

એક ગરીબ માવાના પુરૂષની બાયડી ઘણી કલાંટ હતી અને તે બચારાને રૂમ રૂમ બોલાવતી. આખરે બચાર કંટાળીને પોદા

પાસ દોઆ માંગવા લાગ્યો કે હવે તો આ કજીઆખોર સ્ત્રીને તેડી લીએ. એક દહાડે આ જોડું એક વરા વગરના કુઆ આગળ ફરતું હતું તેવામાં ભરથાર રડીને બોલ્યો—“જો વાહાલી, હવે આપણા આ ટંટાથી હું બહુ કાયર થઇ ગયોછું અને તેનું સેવટ લાવવા રાજીછું. મેં ડુબી મરવાનો ઠરાવ કીધો છે માટે મારા હાથ પછવાડેથી બાંધ કે હું કુવામાં ભુસ્કો મારૂં. અગર હાથ નહીં બાંધું તો પાણીમાં પડવા પછી વળી પસ્તાવો થાય તો તરીને બાહાર નીકળવાનું મન થાય.”

પેલી વાહાલી માશુકે બાહારથી દયામણું મોહોડું કરીને પણ અંદરખાનેથી હરખાઇને ધણીના હાથ ખુબ સીકડીને બાંધ્યા. આ પછી ભરથાર બોલ્યો “વાહલી આ કુવામાં ઝીપલાવી દેવાની હીમ્મત ચાલતી નથી માટે હું કોર આગળ ઉભો રહુંછું તું બેલાસક પછવાડેથી આંચકો માર.”

આંચકો બરાબર લાગે અને પોતાનો ધણી સાબુત કુઆમાં જાય એવી મતલબથી સ્ત્રી દસેક ડગલાં પાછી હઠી અને ધસારાબંધ ધણીને આંચકો મારવા ધસી આવી પણ આ વેલાએ બરાબર તક સાંધી તે કુવા આગળથી ખસી ગયો અને સ્ત્રી લાગલી કુઆમાં પડી. ધણી મલકાવા લાગયો અને સ્ત્રી માંહેથી બુમ પાડવા લાગી “ઓ વાહાલા ધણી—કાહાડ, મને બાહાર કાહાડ. હું ડુબી મરૂંછ.”

ભરથાર કુવા આગળ વાંકો વળી બોલ્યો. “હું મોટી ખુશીથી તેમ કરતે માહરી વાહલી, પણ મારા હાથ તેંજ

સીકડીને બાંધયાછ તેથી લાચલાજ છું. બોલ્યું ચાલ્યું માફ કરજે. આવતે જમાને આપણે પાછા એકઠા થઇશું ત્યારે કશુ મરાશુ નહી હો."

---

## મકાઇ ડોસાંની ગણત્રી.

મકાઇ ડોસાં પોતાના બીજવર વીશે હમેશ પોતાની સહીઓ આગળ ફરયાદ કરયા કરે. એકવાર તેમના જાણી દોસ્ત માનકહુ કાકીએ કહ્યું "બેહન તમે જારે તારે તમારા વરની ફરયાદ કરોછ તો પેહલો મરી ગીઓ તારે બીજો કીધો શું કામ? શું તમુને આવી ઉમરે બીજું ઘેર કરવાની જરૂર ઉતી?"

મકાઇ ડોસાં બોલ્યાં "મરેરે બીજી જરૂર શું ઉતી, પણ મારા બેહસ્તી પેહલા વરના કબરો ભરીને કપરાં ઉતાં ને એવણુ આદરજી બરાબર તેવણુનાજ કદના ઉતા તેથી એવણુ સાથ ઘેર કીધું કે બેહસ્તીના બધાં કપરાં બન બેસી જાય."

---

## ઠોટ મેહતાજી ને મરડાટ ધણા.

પરીક્ષેક—હંઇ આવ્ય છોકરા, જો મારી પાસે એક બાસુદીની તપેલી હોય અને તેમાંથી પા ભાગ તને આપું, અડધો ભાગ આ બીજા છોકરાને આપું અને અડધો ભાગ હું લઉં તો બાકી શું રેહ?

છોકરો—સાહેબ, ખાલી તપેલી!

## કેહતા તો દેવાના પણ સુણતાબી દેવાના.

એક પુરૂષને ખોટી ડીંગ મારવાની ઘણી ટેવ હતી. એક-વાર તેને ત્યાં એક ગામડીઓ બોચ સગો આવ્યો તેની આગળ તેણે હોકયું કે મારી પાસે ત્રણ ઘણીજ નવાઇની અજાયબીઓ છે જેવી આખી પૃથવીમાં કોઇ પાસ ન હોય. એક બળદ છે તે દાહાડાની ૫૦૦ કોસ મંજલ કાપે છે, એક મરઘો છે તે દર કલાકે કલાક બરાબર ઘડીયાલની પેઠે વાસે છે અને એક કુતરો છે તે ચોપડી વાંચે છે."

આ સાંભળી પરોણો ઘણો અચરત થયો અને કહયું "હું તમારે ત્યાં આવીને જરૂર આ નવાઇઓ જોઇશ."

ઘર આવ્યા પછી પુરૂષ તો ઘભરાવા લાગયો કે હવે કયમ કરીશું. તેણે સઘળી હકીકત પોતાની બાયડીને કહી, જેણીએ તેને ધીરજ આપી કે કાંઇ ફકર નહીં સઘળું બરાબર થશે.

બીજે દહાડે સગો મળવા આવયો ત્યારે સ્ત્રીએ ધણીને એક મરઘો આપીને પાસેના ઓરડામાં છુપાવયો. સગો પુછવા લાગયો "ભાઇ કયાં છે?"

સ્ત્રીએ ઉતર દીધો "તેમને તો કાલે સાંજના ચીનના શાહાનશાહનું તેડું આવયું તેથી બરી ગજજરના ઉઠીને પીકીન ગયા છે."

"હં, તે પાછા કયારે આવશે?"

"બે ત્રણ દાહાડામાં પાછા આવશે."

"બે ત્રણ દાહાડામાં! એમ કેમ બને"

"હાજી, તે અમારા બળદ ઉપર ગયા છેની તેથી સપાટામાં આવ જાવ થવાય છે."

ગામડીઓ બોલ્યો "હા ખરી વાત, પણ પેલો મરઘો તમારા ધણી કેહતા હતા તે કયાં છે?"

આ વેળાએ ઘડીયાલ વાગ્યું કે તુરત માહે સંતાયલા પુરૂષે મરઘાની પુછડી તાણી તેને બોલાવ્યો. ગામડીઓ ઘણો અચરત થઇ ગયો અને પુછવા લાગ્યો "પેલો ચોપડી વાંચેછ તે કુતરો તો દેખાડો."

સ્ત્રી બોલી "મોટી ખુશીથી દેખાડતે પણ હવડાં જરા અમારે ત્યાં રોજીની તાણ છે ને સારૂં તેને ૨૫) રૂપીઆના પગારે એક નીશાળમાં શીક્ષક તરીકે ચાકરી રાખ્યો છે."



## ભીખ તેને ભુખ શેની?

શેઠ ટેબલ ઉપર જમવા બેઠા છે એવામાં બારી આગળ એક ભીખારી કલાબકોર કરવા લાગ્યો. ચાકરે આવીને કહ્યુ "સાહેબ, બાહાર એક ગરીબ ભીખારી ઘણી આજુજી કરે છે."

શેઠે ગજવામાં હાથ ઘાલ્યો કે કાંઇ છુટાં દોહોડીઆં હાથ લાગે પણ નહીં મળવાથી ચાકરને કહયું "જા, એને જઇને કેહ કે છુટાં દોહોડીઆં હવડાં ગજવામાં નથી.'

ચાકર તુરત પાછો આવ્યો અને શેઠને કેહવા લાગ્યો— "સાહેબ એ કેહ છે કે દસ રૂપીઆની નોટ હોયતો એની પાસે પરચુટણ છે!"



## સમજે તેનો કાળ.

શીક્ષક—છોકરા તને વ્યાકરણ સારૂં આવડેછ?

નીશાળયો—હાજી.

શીક્ષક—ઇંડું, એનું વ્યાકરણ શું?

નાશાળયો—સામાન્ય નામ.

શીક્ષક—સારૂં, બહુ સારૂં. વારૂ એ નર જાતી છે કે નારી જાતી?

નીશાળયો—તેતો સાહેબ કોટલું, ભાંજીને પીલું બાહાર નીકળે ત્યારેજ જણાયતો!



## બહસ્ત મુકામની મંજલ.

હીંદુસ્તાનના એક ગામડાંમાં ફરતાં એકવાર નીચલી વાત મારા સાંભળવામાં આવી:—

એક ગરીબ બચારી ડોસી નામે ભગલીનો સત્તર વરસનો છોકરો મરી ગયો. ડોસી આથી ઘણી મુઝાઇ ત્યારે તેણીની ભીખી નામની એક ઘરડી સહી તેણીને મળવા આવી. આ બે જણ વાતો કરવા લાગ્યાં.

ભીખી બોલી "બેહેન તારો છોડો હરગે ગેયલો તે હાંભરી ઉંતો બહુ રરેલી—હાય, હાય બહુ ખોટું થયલું."

ભગલી બોલી "ઓવે બેન, મારા પોએરા વનાતો મારા હાથ ભાગી ગયલા પણ અવે જે થયલું તેને હું કરીએ—કેમ બેન તારો પગ મચવાયલો તે હમણા કેમ છે?"

"બહુ ખરાબ, ઉંતો દાહારે દાહારે બહુ લથરતી ચાલી બેન. મારોબા હરગમાં જવાનો વખત આવેલો લાગે."

ભગલી બોલી "જો બેન, હરગમાં જાયતો મારૂં એક કામ કરહે?"

"હું?"

"મારા પોએરાને હોધી કાહાડી કેહે કે તારા વના મને જરાએ ગમતું નથી?"

"લે વરી! તું મને હું કામ હોંપે? એકતો મારે પગ અરચણ તાં વરી આવડાં મોટાં હરગમાં તારા પોએરાને કાંહ હોધવા જાઉં?"



**છીજ કરે આળપંપાળ, ને ખાસડાં ખાય શીર કપાળ.**

ભુલ તો સર્વે કોઇથી થાય પણ લગાર સમયસુચકતા રાખ- વાથી કેટલું કામ સુધરી જાય છે તેનો દાખલો નીચે જુઓ.

એક મજલસમાં બે જવાન પુરૂષો પાસે પાસે બેસી વાતો કરતા હતા. એવામાં એક દુર બેઠેલા એક ડોસા તરફ આંગળી બતાવી કહયું " અરે જો જો આ ઘરડા ખખની સીકલ કેવી હસવા સરીખી છે."

આ સાંભળી બીજાએ ઘુમટો ચહડાવી કહયું " સાહેબ બેઅદબી માફ છે, એતો મારો બાપ છે."

પેલાએ જોયું કે ફસીઓ તો ખરો એટલે બોલ્યો " અરે ભલા માણસ અમથો સાનો ગુસ્સે થાયછ—જો તું મારા બાપને જોય તો એના કરતાં વીસ હીસ્સે નપેતર છે. તારા બાપને તો હજાર ભલાઈ છે."



## ઉખ્યાનું.

ગાડું ચાલે ત્યારે તેબી ચાલે, ઉભું રેહ ત્યારે તેબી ઉભુ રેહ, ગાડાંને તે કસાં કામનું નથી, પણ ગાડું ને વગર ચાલતું નથી—તે શું?—ગાડું ચાલવાનો ખખડાટ.



## ટાઢાં પાણીએ કાસર.

હું એકવાર ગામ ગયો ત્યારે મારી બાયડી રોજ બેજારી આપે કે કાગળ લખતા નહીં, કાગળ લખતા નહીં. આખરે થાકીને મેં નીચલા પત્રની પંદરેક નકલો કરી રાખી.

વાહાલી સુનાઇ,

કાંઇ કામ નથી તેથી આ કાગળ લખવા બેઠો છું અને કાંઇ લખવાનુ નહી હોવાથી સમાપત કરૂં છું.

લા૦ તારો અદી.

આમાંથી એકકી નકલ રોજ એનવીલોપમાં નાખી ટપાલમાં નાખતો. ચારેક કાગળ પુગ્યા પછી મારી બાયડીનો નીચલો જવાબ આવ્યો.

વાહાલા અદી,

તમારાં કાગળ પુગ્યાં છે, હવે વધારે લખવાની તરુદી લેશોના કેમકે તેની પચાસ નકલ મેં છપાવી મંગાવી છે અને રોજ એકેક કાહાડીને વાંચું છું, એજ અરજ.

લા૦ તમારી સુનઇ.



## આવવા જવાની ટીકીટ,

નાલી ડોસાં કોઇ વાર આગની ગાડીમાં બેઠલાં નહીં. એક વાર તેવણ નસારીના સ્ટેશન ઉપર આવી ટીકીટ કલર્કની બારીમાં પાનશેરયું ડોકું ઘાલી કેહવા લાગ્યાં “મરીજાઉં,

મંમભઇ મારા કાકાસસરાનો દીકરો માંદો છેની તેને જઇ જોઇને પાછી આવવાની તીકીટ આપો. મરીજાઉં, આવવા જવાની આપજો હોકે."

ટીકીટ કલારકે નમનતાઇથી ઉત્તર દીધો "ડોસાં ત્રીજા કલાસની આવવા જવાની ટીકીટ નહીં મળે, અમથી જવાની ટીકીટ મળશે."

ડોસાં હબતાઇને બોલ્યાં "ઓ બા, એમ શું બોલોછ! આવવા જાવાની તીકીટ નહીં તારે કંઇ મારેથી જાથુક મમભઇ રેહવાય? પછી દુકતાંને કોં નાખુ? ચાલો તારે તો માંડી વારો."



## સમજે તેનું મોહોત.

સુખાળા ગામમાં એક વાર મુંબઇથી ગયલો એક પારસી ગામડીઆઓ આગળ બેસી વાતો કરે છે. "અરે મજાહ તો એવી કે એક એક વખતમાં દસ દસ આઇસકીમના ગલાસો ખાઇ જઇએ."

આ વાત ત્યાં બેઠેલા ફકીરજીના ધ્યાનમાં કાંઇ ઉતરી નહીં તેથી તેવણુ ડોકું ધુનાવવા લાગ્યા, જે જોઇ મુંબઇગરો બોલ્યો "શું તમે મારી વાત માનતા નહીં?"

ફકીરજી બોલ્યા "આઇસકીન તો ખાતા ઓહે પણ દહ ગલાહ કાચના કેમ ખવાય તે મારા માનવામાં આવતું નથી ભાય!"

## બેહુ તરફની પીડા.

એક કુમારો શખ્સ અદેખાઇ કરી કેહવા લાગ્યો—"અરે યાર, બાયડી એક વળગતા વેલા જેવી છે, જેમ જેમ તમે વધારે ખુઆર થતા જશો તેમ તેમ તમુને વધારે પ્યારથી વળગી રેહશે."

આ સાંભળી એક પરણેલાએ જવાબ દીધો "નહિ ભાઇ તું ચુકે છે. બાયડી એક વળગતા વેલા જેવી છે, જેમ જેમ તે વધારે પ્યારથી વળગે છે તેમ તેમ તે તમુને વધારે ખુઆર કરે છે."

---

## વેહવાણ હુવે ઘર કરેની તો કેહ આવોના બા તમારીજ સાથે.

એક ખુબસુરત નામીચી નાટકી ઓરત પારીસમાં એક વાર કાએલી પડી અને ત્યાંના પંકાયલા ખુબસુરત ડાકટર જેરોમને બોલાવી મંગાવ્યો.

ડાકટરે પુછયું "તમને શું છે?"

"કોણ જાણે—કાંઇ ચેન પડતું નથી, કોઇ વાર જીવ ઉસકેરાઇ આવેછ ને કોઈ વાર એકદમ નસોસ પડી જાયછ."

થોડો વાર વીચાર કરી ડાકટરે જવાબ દીધો "હું ધારૂંછ કે તમને સાજાં થવાનો માત્ર એકજ ઉપાય છે."

પેલીએ આતુરતાથી પુછયું "તે શું?"

"તમારે શાદી કરવી જોઇએ."

સ્ત્રી બોલી "હું પણ એમજ ધારૂં છ—તમે મારી સાથ શાદી કરશો?"

ડાકટર હસીને બોલ્યો "મેં જે તમુને ફરમાવ્યું તે એક જાતની દવા છે. ડાકટરો દવા ફરમાવે પણ પણ પોતાની દવા કાંઇ પોતેજ પીએ?"



## શીખે તેને પુન્ય, નહીં તેને ધુમાડો.

થોડીક સ્ત્રીઓની હજુરમાં બાપુજી કાંઇ ફારસી કવીતા વાંચતા હતા તેવામાં બે લાઇનો એવી આવી કે

પલંગપર તો લાગી છે સોનેરી ઝુલ,
તળાઇપર બીછાવયાં છે ગોલાબના ફુલ.
ચદર પર છાંટયું છે ગુલાબી જલ,
પાસે મેજ પર પડયાં છે તરેહવાર ફલ.

આ સાંભળી જીવણાઇ ડોસાં બોલી ઉઠયાં "મરેરે તરાઇ પર ગોલાબના ફુલ પાંથરેઆં ને વરી ઉપર ગોલાબનું પાણી છાંટેઉં તે મુઆંને સરદી નહીં થઇ હોસે?"



## ચોરનારની ચાર ને જોનારની બે.

શાપુરજી ચીનવાળાને જરા જરામાં જાહેર ભાષણ આપવાને બાહેર નીકળી પડવાની ઘણી ટેવ હતી. તેવણને પોતાને કાંઇ થાકતું ન હતું માટે બીજા બીજાઓના છપાયલાં પુસ્તકોમાંથી ફકરા તફડાવી મોહોડે ચઢાવીને પોતાના ભાષણમાં ઠોકતા હતા. આ ઉપરથી સઘળાઓ તેવણને ઘણા મોટા પંડીત સમજતા. એક વાર એવું બનયું કે તેવણ ભાષાણ આપવાના હતા તે દાહાડે કેખશરૂ નામનો એક ચગરો પારસીબી ત્યાં આવી લાગ્યો. ભાષણ કરતાએ ત્રણ વાકય બોલ્યા પછી તે બોલી ઉઠયો "આએ તો જાંહાંગીર વકીલની ચોપડીમાંથી તફરામચી." ભાષાણ કરતા ડોળા કાઢવા લાગ્યા પણ કાંઇ બોલ્યા નહીં. વળી ચારએક વાકય બોલ્યા પછી કેખશરૂ બોલી ઉઠયો "આએ અરદેશર મુસની ચોપડીમાંથી તફરમચી." શાપુરજીનું આ ઉપરથી ઘણુંજ ઉભાઇ આવ્યું પણ ફજેતો થશે એમ ધારી દમ મારી ગયા. વળી બેએક મીનીટમાં કેખશરૂએ ફાંચર મારી કે "આતો કરસનદાસ મુલજીમાંથી તફરમચી."

હવે હદ થઇ એટલે શાપુરજી બોલી ઉઠયા "સાહેબ મેહેરબાની કરી મુગા રેહરો નહી તો હુંઘથી તમુને ઉઠાડી મુકવા પડશે."

કેખશરૂ ડોકું ફેરવયા વગર બોલ્યા "આ છેલ્લો વાકય ભાષણ કતાનો પોતાનો ખરો.

## મંછા ભુત ને સંકા ડાકણ.

બે ઇરાનીઓ તુરતનાજ ઇરાનથી મુંબઇ આવ્યા અને ધર્મશાળામાં ઉતારો લાધો. રાતના મચ્છર ઘણાજ દુખ દેવા લાગ્યાં એટલે બેહુ જને ચાદર કાહાડીને માથાંથી તે પગ સુધી ઓઢી. પાંચ દસેક મીનીટ ગઇ એટલે અરદેશર ઇરાનીને ઘણી ગરમી પડી આવી તેથી જરા દમ લેવા ચાદરમાંથી ડોકું બાહાર કાહાડયું ને જોયછ તો ઓરડામાં એક આગીઓ કીડો એમથી તેમ ઉડતો હતો. આથી તુરત તેણે પોતાના સોબતીને ઉઠાડયો "અરી, બીરોમ, બીરોમ, નકોમી, શું કોમ ઓઢીને ગરમીમાં મરી રઇચ-આએ મચ્છર તો ફાણુસ લઇને આપુને શોધવા ઓવીછ."



## ઘર ભાંજી ને તીર્થ કીધી.

પ્યારમાં ગેરફતાર થયલો એક આશક એક વાર એક વકીલને ત્યાં આવ્યો અને પોતાની માશુકને તેણીના બાપની રજા વગર કેમ કાહાડી લઇ જવી તે બાબે સલાહ પુછવા લાગ્યો. વકીલે સલાહ આપી "જો તું તેને કાહાડી લઇ જશે તો ધારાની ચુંગાલમાં ફસી જશે માટે એવું કરવું કે તે તુંને ઘસડી લઇ જાય. તેણીને પોતાના ઘોડા ઉપર સવાર કરજે અને તે ઘોડો હાંકે એટલે તું પછવાડેથી ચહડીને બેસી રેહજે એટલે કાયદો તુંને કાંઇ કરી શકનાર નથી."

બીજે દીને સહવારના વકીલ ઉઠયો તેવુંજ તેના ઘરના માણસોએ ખબર આપી કે "સાહેબ ગઇ કાલે જે ધણી તમુને મળવા આવ્યો હતો તેને તમારી દીકરી ઘોડા ઉપર એસાડી ધસડી ગઇછ!"



## ટાઉન કાઉનસીલને સુચના.

ઇંગલાંડનાં એક નાહાના ગામની ટાઉન કાઉનસીલને લખાઇ આવ્યું કે તે ગામના ઘાંટનું દોરડું તુટી ગયું છે માટે ઉપાય કરવો. એજ દોરડાંને સંધાવે તો ૧ રૂપીઓ થાય અને નવું લે તો ૧ા રૂપીઓ પડે માટે શું કરવું તે વીચારવાને કાઉનસીલની સભા ધારા પ્રમાણે ભરવી જોઇએ. આ વીચાર કરવાને ત્રણ વાર સભા મળી તે દરેક સભાની એકસો રૂપીઆ ફી થઇ અને ત્રીજી સભાએ ઠરાવ્યું કે કરકસર ખાતર દોરડું નવું નહીં લેવું પણ સંધાવવું. યાદીમાં સેક્રેટરીએ લખયું કે પ્રજાના નાણાની સંભાળ કરવાને તેઓની ફરજ છે માટે તેઓએ પણો વીચાર કરી આ ઠરાવ કીધો છે.



## તમે વેંહેંત નમો તો સામો હાથ નમે.

એક હેદરાબદી મીઆ સાહેબ મુંબઇ આવ્યા ત્યારે જયા જાય ત્યાં ખુબ ઠાટમાટ કરે. એક વાર એવું બન્યું કે તેવણ કમરે સોનેરી પટો અને તોરાની પાઘડી વગેરે લટકાવી મુછને તાવ દેતા એક પારસીની દુકાનમાં ગયા અને ભપકામાંજ દસ રૂપીઆની નોટ ટેબલ ઉપર ફેંકી બોલ્યા "એ કયસા શેહેર! અમીરઝાદોંકા તો હીઆં કુછ કદરભી નહીં! ભલા એક અચ્છા રૂમાલતો દે દેઓ."

પારસીએ નરમાસથી જવાબ દીધો "હા, સાબ."

"તો ચલબે જલદી કર, મુહ કયું દેખ રહા હએ—એ દસ રૂપીએકી નોટ દેખીના?"

પારસીએ પુછયું "સાહેબ કેસા રૂમાલ મંગતા?"

"કએસા? હમારી તરફ દેખો, હમ કોણ હએ વો દેખો; ઔર અમારા બમુજબે મરતબા રૂમાલ દો—ઔર કયા."

પારસીએ મીઆં તરફ જોયું પછી મુગે મોહોડે નોટ ઉંચી કરી અને કસાઇઓ વાપરે છે તેવો બે દોહોડીયાંનો લાલ સુતરાઉ રૂમાલ તથા નવ રૂપીઆ ને સાહાડાપંદર આના મીઆં સાહેબ આગળ મુકી ખુરસી ઉપર જઇને બેઠો. મીઆં સાહેબ ચાટ થઇને ત્યાંથી રૂમાલ લઇ ચાલતા થયા.



## આનો જવાબજ નથી.

ગમે એવો મજબુત દાદર હોય છે તે દીવસના કાંઇ નહીં ને રાતના સઘળું સમસાન થવા પછી કોઇબી હળવેથી ચહડવા જાયછ ત્યારે અવાજ કરેછ તેનું કારણ શું?

સાધારણ રીતે બારણું ઉંઘાડશો તો કાંઇ નહીં પણ કોઇની હળવેથી વાત સાંભળવા સારૂં જઅઅઅરા ઉંઘાડવા જશો તો ચીંઇંઇં કરી અવાજ કરશે તેનું કારણ શું?

એકાદ મેલાવડામાં એક બીજાની છત્રીઓ ભુલચુકથી અદલ-બદલ થઇ ગઇ તો જેને ભાગે વધારે જુની છત્રી આવી હશે તે ઉપલી ભુલ હંમેશ પેહલી શોધી કહાડશે તેનું કારણ શું?



## રાંડના, તને ગાળ કોણ દેછ!

અગ્રેની એક નાટક ટોલીમાં એવો કાયદો રાખેલો હતો કે નાટકીઓમાંથી કોઇએ એક બીજાને ખરાબ શબ્દ ઓચરવા નહીં અને જો ઓચરે તો જેવી ભાષા તેવો દંડ કરવામાં આવે એક દહાડે એવું બન્યું કે જમશેદ નામનો એક હસમુખો પણ પોહોંચેલો નાટકી જગ બરાંડી પાણી પીને આવ્યો અને પડદો ઉંચકાય તેની અગાઉ મોટે સાદે ઠીઠી ઠાઠા કરવા લાગ્યો જે ઉપરથી કુંપનીના માલેક મી૦ ફરામજીનું ઘણુંજ ગળી ગયું જેથી જમશેદને ખુબ ધમકાવ્યો

કે "તું નાદાન થઈને આવી ચાલ ચલાવેછ, તુંને શરમ નથી આવતી, જો ફરીથી એવાં ઘેલાં ચેડાં કાહાડયાંછ તો સ્ટેજ ઉપર પગ નહીં મુકવા દેવસ" ઇત્યાદી. આ ભાષાણથી જમશેદનું ઘણુંજ પાકી આવ્યું તેથી કમ્મરે હાથ દઈ ફરામજી માલેકને પુછવા લાગ્યો "સાહેબ, તમુને હેમક કેહું તો આપણી ટોલીના કાયદા પ્રમાણે મને કેટલો દંડ થાય?"

ફરામજી ચીરડાઇને બોલ્યા "દંડ? મને હેમક કેહ તો રૂપીઆ પચાસની અંદરથી તું જાય કે?"

જમશેદ નીસાસો નાખીને બોલ્યો "પચાસ રૂપીઆ! પચાસ રૂપીઆ તો ઘણા થયા! હાલ એટલી નાહાની મોજ મેળવવાને ખાતર પચાસ રૂપીઆ તો ભારી પડે, બાકી જો પાંચેક રૂપીઆ હતે તો જરૂર દંડ ભરીને જરૂર કેહતે કે 'સાહેબ તમે હેમક છો.' હાલ તો મારેથી તેમ કહેવાઇ શકાતું નથી!



## હમબી રાણી તુમબી રાણી, કોન ભરે આ બેડ પાણી?

નવસારીથી ગુલબાઈ મુંબઈ પરણી આવ્યાં ત્યારે તેવણે એકાદ બે લગનોમાં પારસી છોકરીઓને સફેદ "કાલર" પેહેરેલી જોઇ. આથી તેવણેબી વીચાર કીધો કે હુંબી થોડાક કાલર લાવીને પેહરું. બીજે દીને બજારમાં ફરતાં ફરતાં એક

મેમનની દુકાન ઉપર ઘણી મોટી સાઇજના "કાલર" દીઠા તેથી ત્યાં ઉભાં રહી ગુલબાઇ પુછવા લાગ્યાં—"એ મેહમાન, આએ કાલર બઇરાંના છે કે માટીડાના—મને એ કરતાં નાહાલા બઇરાંના જોઇએછ."

મેમને મુછમાં હસીને જવાબ દીધો "બાઇ, એ કાલર નથી એતો ગેઆસનાં તેલના લાંપ આવેછની તેની ઉપરના કાગજના "શેડ" (ઢાંકણુ) છે.



## એક, દો ને સાડે તીન, આધા રહયા સો લીયા છીંન, બાકી રહયા દો કે તીન?

બે ગામડીઆઓને કોઇએ કહ્યું હશે કે વલસાડથી મુંબઇ સુધી ઘણું છેટું નાહાનું છે તેથી તેઓ ચાલતા નીકળ્યા. વસાઇ આગળ આવી પોંહચતાં તેઓ બહુ થાકી ગયા હતા. ખબર કાહાડતાં માલમ પડયું કે મુંબઇ હજુ વીસ કોસ દુર છે જેથી તે માહેનો એક બોલ્યો "એહ! વીહ કોહ! આપરે બે જન છૈએ એટલે એકેકને ભાગે દહ દહ કોહ આએવું તેમાં હું જીવ! ચાલ મારા બાપ!"



## વકીલ બારીસ્ટરો અને વૈદ ડાકટરો.

ગામડાંનો એક રેહવાસી મુંબઈ જેવા શેહેરમાં પોતાનો એક સગો હશે ત્યાં આવ્યો. તે શેહેરી મ્હોટી મ્હોટી વાતો કરે અને બહુ અભિમાન બતાવે. શેહેરના સુખ આગળ ગામડાંને તો ગણેજ નહિ. ગામવાસી બધું જોયા અને સાંભળ્યા કરે તેમ તેમ પેલો નગરવાસી ફુલણજીની પેઠે ગપ્પો મારયે જાય. એક દિવસ ગામડાંની બહુ નિંદા કરી, સેહેરને સર્વે વાતે સારૂં કેહેવા માંડયું ત્યારે ગામવાસી એટલુ બોલ્યો કે, "ભાઇ? સારૂં નરસુ બધે છે." શેહેરી કેહે કે "તમારે ત્યાં શું છે, ધળ? જતાં આવતાં એકલા હઇએ તો લુંટીલે." ગામવાસી કેહે એ તો ખરૂં. પણ એટલા ઉપરથીજ તમે તોલ કરતા હો તો એક કવિ કેહે છે તે સાંભળો:—

### દુહો.

જર લુંટે છે જંગલે, અભણ એકલા ભીલ;
ભર વસ્તીમાં લુટતાં, વેશ્યા, વૈદ, વકીલ.

અમારા ગામડાંના માર્ગમાં એક ભણ્યા વગરના ભીલ એકલા હઇએ તો માત્ર ધન લુંટી લે છે, પણ તમારા શેહેરમાં તો ભર વસ્તીમાં ધોળે દિવસે ત્રણ વર્ગ—વેશ્યા, વદ (ડાકટરો) અને વકીલ બરિસ્ટરો,—ત્રણે વાનાં—મન, તન, અને ધન—લુંટી લે છે. તેનું તમને ભાને પણ નથી. આ ખરૂં છે કે ખોટું એનો વિચાર કરવા સર્વને સોંપિયે છિયે.



## કાગપદ અથવા હંસપદ.

સર્વ દેશમાં એવી રીતિ છે કે, ચાલતી લીટીમાં કંઇક લખવાનું રહી ગયું હોય તો કાકપદ—એટલે આવી નીશની∧—કરી તે બીજે ઠેકાણે લખે છે.

એક ગુરૂ ઘણા નિશાળિયાને ભણાવતો. જે વિદ્યાર્થી વાંચતાં કે લખતાં ભુલ કરે તેને તે ગુરૂ શિક્ષા કરતો. એક દિવસ ગુરૂએ કંઇક લખતાં ભુલ કરી. વિધાર્થિયોએ કહ્યું કે,—"મહારાજ! તમે પણ લખતાં ભુલ કરી કેટલાક શબ્દો મૂકી દીધા છે." ગુરૂએ કાકપદ કરી તે શબ્દો બીજે ઠેકાણે લખી કહ્યું કે,—"જે ઠેકાણે તે મૂકવાના હોય ત્યાં કાકપદ કરી બીજે ઠેકાણે મૂકેથી, જોઇયે ત્યાં મૂકયા જેટલો અર્થ સરે છે." નિશાળિયાઓએ ગુરૂની શિખામણ અંગીકાર કરી. વસંત રુતુમાં એક દિવસ તેમાંના ૧૭—૧૮ વર્ષના મ્હોટા વિધાર્થીઓ તલાવમાં નાહાવા ગયા. તેમણે એકેકું પોતિયું પેહેરેલું તે ધોયું અને રમવા માંડયું. એમ કરતાં ગુરૂને ત્યાં જવાની વેલા થઇ જવા આવી એટલે ઉતાવળ કરવા જરૂર પડી; પણ પોતિયાં ભીનાં હતાં તે પેહેરીનેજ જાય તો શરદી થાય. કંઇ માર્ગ સુજયો નહિં ત્યરે તેમાંનો એક નિશાળિયો બોલ્યો કે,—"ભાઇ! આપણા પુજ્ય ગુરૂએ શિખવ્યું છે તેમ કરો, પેટ ઉપર કાકપદની નીશાની કરો અને એક સોટી લઇ તે ઉપર પોતિયાં સુકાતાં નાંખી ચાલો," નાગા નાગા વિદ્યાર્થીઓનો વરઘોડો ગુરૂને ઘેર ગયો. ગોરાણી ઘરમાં નાશી ગયાં અને ગુરૂને બાહાર મોકલ્યા. શિષ્યો ઉપર ગુરૂ

કોપ્યા. શિષ્યો કેહે કે મહારાજ આપના શિખવ્યા પ્રમાણે કાકપદ કરી પોતિયાં સુકવવા ધજાઓ કરી છે. એટલે આ નીશાની કરી છે ત્યાં પોતીયું પેહડેલું સમજવું. ગુરૂને કોપ ઉતરી હસવું આવ્યું અને મનમાં નિશ્ચય કરયો કે 'ઉપદેશ કરતાં સાવધાની રાખવી.



## ચાકરોના પ્રકાર—કેહે એટલુંજ કરે.

એક શેઠને ચાકર જોઇતો હતો, તેણે એક મિત્રને કહ્યું કે—એક ચાકર આણિ આપો તો ઠીક. મિત્ર કેહે કે,—"ઘણા પ્રકારના ચાકર હોય છે, આપણે કેવો ચાકર જોઇયે છિયે. માલ પ્રમાણે મૂળ. સમજનો હશે તો વધારે લેશે. તેમાં ઉતરતો હશે તો તે પ્રમાણે ઓછું લેશે." શેઠ બહુ કરકસરિયા હતા તે કેહે કે—"આપણે કહિયે તેટલું કરે એવો સસ્તામાં મળે તો બસ છે." પેલા મિત્રે તેવો ચાકર શોધી કહાડી મોકલ્યો. શિયાળાના દિવસમાં શેઠને કંઇ કામ પ્રસંગે પરદેશ જવું થયું. પોતે ઘોડા ઉપર બેઠા અને ચાકરના હાથમાં પોતાનો કીમતી દુશાળો સંભાળી રાખવા આપી કહ્યું કે, પાછળ પાછળ ચાલ્યો આવજે. ગામ થોડું છેટું રહ્યું એટલે ચાકરને કહ્યું કે, હું આગળ જાઉંછું, તું ધર્મશાળા પૂછતો પૂછતો આવજે. પોતે ઘોડો દોડાવતા ચાલ્યા. ઘોડા ઉપર ઘરેણાનો ડાબડો હતો તે છુટી પડયો. ચાકરે તે દીઠો પણ તેને લઇ લેવા કંઈ કહેલું નહિં તેથી તે પડતો

મુકી ચાલ્યો ગયો. ધર્મશાળામાં ઘોડાનો સામન ઉતારતાં શેઠે જોયું તો ઘરેણાનો ડાબડો ન મલે, તેથી ત્રાસ પડયો અને ચાકરને પૂછ્યું તો તે કેહે કે—"હા એક બે ગાઉ ઉપર તે ઘોડા ઉપરથી છુટી પડયો હતો, પણ આપે કંઇ કહયું ન હોતું તેથી મેં તં તો ત્યાં પડયો મૂકયો, પણ બીજા વટેમાર્ગુ લોક જતા હતા તેમાંથી એક જણ તે ડાબળો લઇને નહાસી જતાં મેં જોયો." શેઠે ડાબળાની તો આશા મૂકી પણ પેલા ચાકરને બીજીને કહયું કે—"મૂર્ખ! ઘોડા ઉપરથી જે પડે તે લેવું એમાં કેહેવું શું હતું!" ચાકર કહે કે—"બહુ સારૂં બાવાજી, આપણી સરત પ્રમાણે હવે ભૂલ થાય તો કહેજો."

પછી બીજે દિવસે પાછા ચાલ્યા. થોડાક ગાઉ ગયા એટલે ઘોડાએ લીદ કરી. ચાકરે વિચાર્યું કે શેઠે ઘોડા ઉપરથી જે પડે તે ઉંચકી લેવા કહયું છે, તેથી શેઠનો કસબી દુશાળો હતો તે હળવેથી પોહોળો કરી તેમાં બધી લીદ ઝીલી લીધી. સાંજરે ધર્મશાળામાં ઉતરયા. શેઠે જમી પરવારી સુવાની તૈયારી વેળા દુશાળો માગયો. ચાકરે દુશાળાની ગાંઠડી લાવી પાસે મૂકી. ગંધાગંધ ઉઠી રહી છે તે જોઇ ફુંફાડા મારી શેઠે પુછ્યું કે શું બાંધ્યું છે? ચાકર કેહ કે,—આપના કેહેવા પ્રમાણે ઘોડા ઉપરથી પડયું તે બાંધી લીધું છે. શેઠે કપાલે હાથ દઇ વિચાર કીધો કે, આ મૂર્ખ સાથે જીવ જવાનો સોદો છે પણ બોલવાનું કહયું નહિં એટલે ચાકર બદલવાનો નિશ્ચય કરયો.

## બીજા પ્રકારનો ચાકર.

### બે કામ કરે અને એક બાકી રાખે.

પછી શેઠે પોતાના મિત્રને કહ્યું કે,—પેલો ચાકર તો નકામોજ. ઉલટું નુકશાન થયું. કંઈક સમજી કામ કરે એવો જોઈયે. પછી તે એક કામ ઓછું કરે તેની ચિન્તા નહિં બે કામ તે કરશે તો એક કામ વળી હાથે કરી લઈશું. પેલા મિત્રે તેવો ચાકર લાવી આપ્યો. ચોમાસાના દિવસ હતા. રાત્રે બહુ ઉકલાટ થઈ ગાજવિજ બહુ થવા માંડયાં. શેઠનું શરીર બગડી આવ્યું તેથી સુવા ગયા. ચાકર પણ નિરાંતે બારણા ઉઘાડાં રાખી સૂતો. શેઠે જાણ્યું કે ઘરમાં ચોર ફરી વળી બધું લઈ જશે, તેથી ચાકરને પૂછયું કે,—બારણાં અડકાવ્યાં છે? ચાકર સુતે સુતે કેહે કેઃ—ના સાહેબ.

શેઠ—વર્ષાદ આવે છે કે નહિ?

ચાકર—આવવા માંડયો છે.

શેઠ—શાથી જાણ્યું?

ચાકર—એક બીલાડી અહિં થઈ જતી હતી તે ભીની લાગી તે ઉપરથી.

શેઠ કેહે કે, સુતે સુતે ઉત્તર શું આપે છે. ઉઠ અને બારણા અડકાવી આવ્ય. ચાકર કેહે કેઃ—ઉપર જે ઉત્તર આપ્યા એ ત્રણ કામ મેં કરયાં. હવે ચોથું કામ જરા આપજ કરી લ્યોની.

## ત્રીજો પ્રકાર.

## એક કામ કહેતાં દોહોડ કરે એવો ચાકર.

શેઠે પેલા મિત્રને વળી કહ્યું કે, ભાઇ એ ચાકર પણ કામનો નહિ. મોઢાપર ને મોઢાપર ઉત્તર દે છે ને નરો આળસૂનો રાજા છે. બીજો ચાકર લાવો. એક કામ કહિયે તો દોહોડ કામ કરે એવો જોઇયે. પેલા મિત્રે તેવો ચાકર મોકલ્યો.

એક દિવસ શેઠનો છોકરો માદો થયો. શેઠે પેલા ચાકરને કહયું કે, જા વૈદ્યરાજ (ડાકટર) ને તેડી લાવ. ચાકરે વીચાર કરયો કે છોકરો માંદો પડયો તે મરી પણ જશે. માટે એક કામનું દોહોડ કામ કરતો આવું. પછી તે વૈદ્યને કહી આવ્યો, અને તેની સાથે અરધાં સગાં વાહાલાંને પણ કહિ આવ્યો કે શેઠનો છોકરો મરી ગયો. એ માઠી વાત સાંભળી લોકો રોતા રોતા આવવા માંડયા. શેઠે તજવીજ કરી તો જણાયું કે, ચાકર એકનું દોહોડ કરી આવ્યો છે. વૈદ્યને મા દાની અને સગાંને મરણની ખબર દઇ આવ્યો છે. ચાકરને પૂછયું તો કેહે કે,—હાજી કરાર પ્રમાણે કરયું. જો બાપુ ભાઇ મરી નહિ જાય તો લોક પાછા જશે, તેમાં શું લુટાઈ જવાનું હતું?



## પ્રકાર ચોથો.

## સમજુ ચાકર.

શેઠે પેલા મિત્રને કહયું કે, હું તો હવે કંટાલ્યો. પૈસાનો લોભ કરતાં ઉલટું નુકશાન થાય છે માટે હવે તો તમને સારૂં લાગે તેમ કરો, મિત્ર કેહે કે, સમજુ માણસ રાખો. પછી એક સમજુ માણસ આણી આપ્યું. તેણે સારી રીતે કામ કરવા માંડયું. શેઠ પણ પ્રસન્ન થયા. પણ વધારે નાણા આપવા પડતાં તેથી મનમાં કોઇકવાર એમ પણ થાય કે, આપણને અનુભવ હવે સારો થયો છે, તેથી બહુ સંભાલી કહીએ અને તે પ્રમાણે કરે એવું પ્રથમ માણસ રાખ્યું હતું તેવુંજ રાખિયે તો ચાલે ખરૂં. તે સંધિમાં તે પેહલો નોકરજ આવી ચડયો. પેલો સમજુ મનુષ્ય બાહાર ગયું હતું. એક પાછળના ઓરડામાં શેઠાણી સાથે શેઠ વાતો કરતા હતા. પોતાનો એકનો એકજ નાનો છોકરો પાસે રમતો હતો તે ઝાડે ફર્યો. ત્યાં પેલો પેહલો ચાકર આવ્યો તેને શેઠાણીએ કહયું કે જા આ છોકરાને ધોઇ લાવ. ચાકર છોકરાને લઇ ચાલ્યો. એટલામાં પેલો સમજુ ચાકર આવી પોંહોંચ્યો, અને પુછયું કે, નાનાભાઇ (શેઠનો છોકરો) કયાં ગયા. શેઠ શેઠાણી બોલી ઉઠયાં કે તેણે છી કરી હતી તેથી પેલો ચાકર આવ્યો તેને ધોવા આપ્યો છે. સમજુ ચાકરે વિચાર કરયો કે રખેને કંઇક અવળું કરી આવે. એમ ધારી તે દોડી બહાર આવ્યો તો પેલો મૂર્ખ ચાકર કુંડીમાં પાણી કાહાડી તેમાં છોકરાને ઝબકોલીને લુગડાની

પેઠે પછાડી ધોવાની તૈયારી કરતો હતો. સમજુ ચાકરે તેને અટકાવ્યો ન હોત તો એક બે ઝીક મારતાંજ તે છોકરો પુરો થાત. સમજુ ચાકરે મ્હોટે સાદે બોલી વેગલથી તેને એકદમ અટકાવ્યો. તેનો ભયભિત શબ્દ સાંભળી શેઠ શેઠાણી ધાઇ બારણે આવ્યાં અને મ્હોટી અનર્થકારક હાનિમાંથી ઉગરયાં એમ પ્રત્યક્ષ જોયું. પછી પરમેશ્વરનો પાડ માની પેલા મિત્રની શિક્ષા કેટલી હિતકારક લગી તે સમજયાં.



## અલ્પ જ્ઞાન, ને અભિમાન,
## નિશ્ચે જાણ, છે અતિહાણ.

સમજણ નહિ અને અભિમાન ભારે, તેનું—મ્હોટી હાન એજ ફળ થાય છે. કોઇ એક ગામનો માણસ એક નગરમાં જઇ ચાકરી કરતો, તેને એક નાહાનો છોકરો હતો. પોતે ચાકરી કરે અને તે છોકરાને નશાળે મૂકી ભણાવે. છોકરો ભણવામાં ઠોટ હતો પણ શેહેરના ચંચળ છોકરાની દેખાદેખી કરવા શિખ્યો. " પાડોશીનું કર્મ ન આવે પણ સોજ આવે" એમ ઉખાણો છે તે પ્રમાણે તેને થયું. થોડાં વર્ષ નિશાળે જઇ પછી ગામ ગયો. 'લાલીઆ પ્રાપર', જેવું કંઇક ઇંગ્રેજી પણ જાણતો, કેટલીક સુધારાની વાતોનાં ખોખાં પણ ગોખી રાખેલાં. પોતાના નાહાના ગાંમમાં જતાંવાર તેણે અનેક પ્રકારે વાનર વિદ્યા કરવા માંડી. કોઇને ગણકારે પણ નહિ

અને ગણે પણ નહિં. સુધારાનો સ્પર્શ ન થયલો પણ સુધારા-વાળો કેહેવરાવવા ઇચ્છે. સુધારાનાં બાહારનાં નિશાન—સ્વતંત્રતાના નામથી ઉદ્ધતાઈ, જુની વાતો અને રીતભાતો ઉપર હસવું, લોકોની નિંદા, છાનું છાનું અખાદ્ય ખાવું અને અપેય પીવું, બીજાનો તિરસ્કાર અને પોતાની મોહોટાઇ; લાકડી, કાળો કોટ, મેલાં મોજાં અને બુટ, ઇત્યાદિ, એ બધું ગજા પ્રમાણે ધારણ કરયું. એ સુધારાદાસનો બાપ ભલું માણસ હતો, તેથી સારા મનુષ્યો તેના ઉપર મમતા રાખતાં. તે મરણ પામતાં આખા કુટુંબનો આધાર પેલા સુધારાદાસ ઉપર રહ્યો. કોડી કમાતાં ન આવડે પણ ખાંડી ખર્ચ રાખે એવો તે હતો. થોડા દિવસતો તેની માએ જેમ તેમ કરી નિભાવ્યું, પણ અંતે અન્નને ને દાંતને વેર થવા વેલા આવી અને છોકરાં વધવા માંડયાં, ત્યારે ભાઇ સાહેબ સુધારાદાસને જેમ તેમ સમજાવીને પરદેશ રળવા મોકલ્યા. તેના બાપની ઉપર મમતા રાખનારે તેને નોકરી અપાવી. થોડા માસ નોકરી કરી બૈરી છોકરાંને લેવા સ્વગામ આવ્યા ત્યાં ચોમાસાનો આરંભ થયો ત્યાર પછી ચાકરીએ પાછા જવાની ઉંઘ ઉડી. ચાતુર્માસમાં સકુટુંબ પ્રવાસ ન થાય, એમ ઘરડાં મનુષ્યોએ કહ્યું. સુધારાદાસને અવલચંડી રાંડની પેઠે, આડુજ કરવું, ઘરડાંની બુદ્ધિતો ગવલીજ સમજે, એટલે તે વાત ગળે ઉતરી નહિ. સર્વના સામા થઇ કુટુંબ લઇ ચાલ્યા.

માર્ગમાં એક મ્હોટા પટની નદી હતી તેમાં પૂર આવ્યું હતું. સુધારાદાસની સ્ત્રી કેહે કે નદીએ પૂર છે માટે પાછાં વળવું સારૂં છે.

અલ્પજ્ઞાની સુધારાદાસ કેહે કે, તું સુધરેલીએ નથી અને ભણેલીએ નથી, તું શું સમજે છાનીમાની જોયા કર. સુધરેલનાં કામ કંઇ જુદાંજ હોય છે. મને આવરેજ (શરાશરી) કાહાડતાં આવડે છે તે ઉપરથી હવડે નકી કરૂં છું, એમ કહી નદીનાં પાણીમાં ગયો. નદીનો પટ મ્હોટો હતો તેના ઘણા ભાગમાં ઘુટણથી પણ ઓછું પાણી આવ્યું, પછી થોડા ભાગમાં કેડ ઉપર આવ્યું; અને વચે છેક થોડા ભાગમાં તો માથોડાથી પણ વધારે છે એમ અનુમાન કરયું. પછી પાછા કીનારે આવી કાગળ પેન લઇ સરાસરી (આવરેજ) કહાડી.

| | |
|---|---|
| ૧૦૦ ફીટમાં એક ફીટ લેખે | = ૧૦૦ |
| ૨૦ ફીટમાં બે ફીટ લેખે | = ૪૦ |
| ૧૦ ફીટમાં પાંચ ફીટ લેખે | = ૫૦ |
| ૧૩૦ | ૧૯૦ |

તેથી સરાસરી આશરે દોહોડ ફુટની થઇ.

સુધારાદાસ સ્ત્રીને કેહે છે—જો દોહોડ ફુટની આવરેજ આવે છે. તે ઘુંટણ જેટલું પાણી થયું ચાલ છોકરાંને બગલમાં મારી લે.

સ્ત્રી કેહે કે—મારી છાતી તો ચાલતી નથી. તમે અર્ધે ગયા ત્યાં કેડ ઉપરતો પાણી ફરી વળ્યું હતું, આગળ તેથી પણ વધારે છે. પાણીનો વેગ પણ ભારે છે. પૂર જોસમાં છે માટે હું તો છોકરાં લઇ નહિ આવું.

સુધારાદાસ—સુધરેલા અને ભણેલા અમે સમજીએ. એ વાતમાં તું શું સમજે. વગર સુધરેલી બાયડીઓજ ખરા- બને. ચાલ નહિં તો આ ઇસ્ટીક બરડામાં થડશે.

સ્ત્રી—તમે ગમે તેમ કોહો. હું કંઇ સમજતી નથી. હુંતો ટુકું સમજું કે પાણી વધારે છે તેમાં ડુબી જવાય માટે હુંતો નહિં આવું.

સુધારાદાસ—ચાલ રાંડ (લાકડી ઉપાડી) ચાલે છે કે બરડો હલકો કરૂં. ચાલ છોકરાં હું લઉંછું.

એમ કરી છોકરાં પોતે લીધાં. બાયડીને હાથે કપડું બાંધી પોતાની કેડે વીંટયું અને ભાઇ ચાલ્યા. આગળ જતાં કેડ ઉપર પાણી આવતાં પેલી સ્ત્રીએ પોકારી કહયું કે સર્વે બુડી જઇશું. આગળ ન જાઓ મારૂં ગરીબનું માનો. તેમ તેમ ભાઇ સાહેબને વધારે હઠ અને જોર આવે. થોડાક આગળ ન ગયા એટલામાં સર્વે તણાયાં. થોડીવારમાં પેલા નામ- ધારી સુધરેલાના અજ્ઞાન અને અભિમાનનો ભોગ, પોતે અને પોતાનું કુટુંબ થયું. સર્વે બુડી મુવાં. અલપજ્ઞાન સાથે અભિમાન સહજ જન્મે છે અને તેનાં ફળ બહુજ દુઃખદાયક થાય છે. આ સંસારમાં એવા અનેક વહીજનાર જોવામાં આવે છે. સંસાર વ્યવહાર ચલાવવો એ પણ એક નદી છે. તેમાં કેટલાંબધાં માણસો અભિમાન અને અજ્ઞાનથી વહી જઇ પોતે બુડે છે અને પોતાનાં સંબંધિયોને બુડાડે છે, એ વિચારી જોવા અમારી સર્વને ભલામણ છે.



## એક ગાળો દેનાર સાહેબ અને તેનો હુશીઆર શિપાઈ.

### (ખરો બનેલો બનાવ.)

કેટલાક સાહેબો—ઓછું પાત્ર અને અધિક અધિકારવાળા હોય છે, તેઓને ગાળો દેવાની બહુ ટેવ પડી ગઇ હોય છે. ઉપરી આગળ બકરી અને ચાકર ઉપર ચિત્તા જેવા તે હોય છે. કાઠીયાવાડમાં એક સાહેબ પોતા પાસેના શિપાઇઓને ન દેવાય એવી જીભાલી મા બેહેન સમાની ગાળો દેતો. શિપાઇઓને બહુ ખોટું લાગે પણ નિરૂપાય. ચાકરી છોડી દેવા સુધી વિચાર ઉપર આવી જાય પણ વળી ધારે કે—ઇન-શા-અલા ઇસકી બદલી હોજાયગી, તેમાનો એક શિપાઇ સારી અક્કલવાળો હતો, તેણે ઉપાય શોધી કહાડયો. બધાએ સંપ કરી એક દિવસ નક્કી કરયો અને તે દિવસે સાહેબની હજુરમાં જઇને હાથ જોડી ઉભા. સાહેબે ગાળો ચોપડી પુછયું "ક્યા હૈ?" એક લગાર હીમતી હતો તે આગળ વધી બોલ્યો:—સાહેબ! કળ અમેરા બડા તેહેવાર થા. અમ સબ મીલકર કસમ લીયા કે આજ પીછેસે આપકા ભેનકું અમેરા ભેન કરલેના. પીછે આપકા ભેનકું અમારા ભેન કર લિયા હે ઔર આપકી મા અમેરી માભી હો ચૂકી. મેહેરબાની કરકે આજ પીછેસે આપકી મા બેહનકું ગાલીયાં નહીં દેના કયું કે આપકી તો અમારીજ હૈ. સાહેબ મનમાં સમજયો કે હવે તો મ્હો બંધ કરયા વિના છુટકો નથી રહ્યો.

## મારવાડી.

લાલાલખપતિ નામે નડિયાદનો એક બારોટ કહી ગયો છે કે;—

પાપ કરતાં પાછું ન જોયું, પુણ્ય કરયાં છે થોડાં,

મરે મુલકના મારવાડી તે થાય મુંબઇનાં ઘોડાં.

આ ખરૂં છે કે ખોટું એનો નિર્ણય કરવા મારવાડિયો અને તેમના દેવાદાર ઉડાઉ લોકોને સોંપિયે છિયે.



## નહી ત્રણમાં—નહીં તેરમાં કે નહીં છપણનાં મેળમાં.

રાજપુર શેહરમાં શેખ મીયાં નામનો એક જમાદાર રેહતો હતો, તેણે ઉમરાવ જાન નામની એક સ્ત્રી સાથ નીકા કરેલા હતા, તે બાહારથીનો મીયા ઉપર જાણે પ્રાણ દેખાડતી પણ માંહેથી સારી ચાલની ન હતી. જમાદાર પોતાનો સઘળો પગાર લાવી તેણીને સ્વાધીન કરતો હતો. આવી રીતે આળસાઈમાં દીન જતાં જમાદારની ચાકરી સરકારમાંથી ગઇ અને ખરચની તંગી પડવા લાગી ત્યારે ઉમરાવને કાકલુદી કરી કેહવા લાગ્યો કે " અબતો મેરા એરાદા ઐર કોઇ શેહરમે રોજગારકે લીએ જાનેકા હુવા હૅ, ઉસલીએ મુજે મુસાફરી કે ખરચકુ દાસેં રૂપે દે; ફેર મેં જો કમા લાઉંગા સો તેરે હવાલે કરૂંગા, તેરે સેવા મેરા દુસરા કોન હે?"

હવે આ ઉમરાવના આગળા સુમારે સાહાઠ મરદ થઇ ગયા હતા અને એકને છોડીને બીજા સાથ વારેઘડીએ નીકા કરી જતી હતી, પણ બાહાર ગામથી આવેલી હેવાને લીધે શેખ મીયાંને આ વાતની ખબર ન હતી. તેણીએ જોયું કે આ પીડાતો પોતાની મેળેજ મરે છે એટલે બોલી—"મેરે જાન, મુજેભી આપકે સેવા દુસરા કોઇ નહીં હય, આપકુ ચાહીએ એતના રૂપે ખુશીસે લે જાઓ. લેકીન તુમારે બીના મુજે કીસ તરેહસે ચેન પડેગે."

મીઆં ખુશ થઇને કેહવા લાગ્યા "એ મેરી દેલજાન, હયાત હોઉંગા તો કલ ફેર મીલુંગા." આમ કહી બસેં રૂપ્યા લઇ દેશાવર ચાલ્યા.

પછી થોડેએક દીવસે એક શેહેરમાં જઇ રાજ માર્ગ ઉપર એક મેડો ભાડે રાખ્યો ને પોતાની પાસેની ખર્ચી ખુટવા આવેલી તેથી લોકોનું દળણું દળી ખાવાના વીચારથી એક ઘંટી ખરીદ કરી લાવ્યો અને બાહારથી દળણું લાવી દળવા લાગ્યો. રોજ સહવારમાં પરોઢીએ ઉઠી પોતાની પાસે એક ઇસ્કી કપડાંની જોડ હતી તે લઇ નદી ઉપર જઇ ખુબ સાબુ લગાડી ધોઇ લાવતો તે પેહેરીને માથે ટેડી પાઘડી બાંધી મુછોના આંકડા મરડી ઠાઠમાઠથી કચેરીનો વખત થાંય એટલે દરબારમાં જઇ રાજાની નજર પડે તેવે એક ઠેકાણે હમેશાં બેસતો; અને કચેરી બરખાસત થયા પછી પોતે પોતાને ઠેકાણે જઇ ચકીનું કામ ચલાવતો. એમ કરતાં કેટલાએક દીન ગયા, ને રાજા હમેશાં કચેરીમાં બેઠેલો તેને જોતો; અને જયારે રાજા હાથીના હોદા ઉપર બેશી શેહેરમાં સ્વારી કરવા

જતો, ત્યારે પણ તેને રસ્તા ઉપર મેડે ચકી ફેરવતો જોતો હતો તેથી રાજા મનમાં વીચાર કરતો જે આ પુરૂષ કોણ છે હું એને કચેરીમાં પણ મોહોટા ઠાઠમાઠથી સૈની પાછળ બેઠેલો હમેશાં જોઉં છું; અને એજ શખસને આ ઠેકાણે પણ હમેશાં ચકી ફેરવતો પણ જોઉં છું. એ એકજ જણ છે, કે એક શીકલના બે જણ છે તેના વીચારમાં રાજા હતો.

હવે બીજે દહાડે રાજાએ પાછો તેને કચેરીમાં બેઠેલો જોયો એવામાં રાજાની ને જમાદારની નજર એક થઈ. તેથી રાજાએ મનમાં વીચાર્યું કે, હું એને ઇસારતથી પુછી જોઉં કે પેલો ચકી પીસનાર તુંજ? એવું ધારી રાજાએ પોતાનો હાથ ઉંચો કરી ગોળ ફેરવ્યો, કે ઝટ પેલો ચકી ફેરવનાર ચેત્યો, તેથી લાગલો ધુટણમરડો ઉંચો થઈ પોતાની છાતી ઠોકવા લાગ્યો, (કે તે હુંજ). ત્યારે રાજાને ખાત્રી થઈ કે, પેલો ચકી ફેરવનાર એજ શખ્સ છે. પછી કચેરી બરખાસ્ત થઈ ને રાજા પોતાના મેહેલમાં ગયા, એટલે તમામ અમીર ઉમરાવો તથા વજીર કોટવાલ કાજી વીગરે વીચારમાં પડયા, અને એકદમ પેલા મીયાં શેખની આજુબાજુ વીંટઇ વળ્યા ને નમતાપુર્વક પુછવા લાગ્યા કે, "જમાદાર સાહેબ તમને રાજાએ હાથની ઇસારતથી શું સમજાવ્યું કે જેથી તમે છાતી ઠોકી કબુલ થયા, એ વાતનો ખુલાસો મેહેરબાની કરીને કહો." ત્યારે શેખ મીયાં પોતાની મુછ ઉપર હાથ ફેરવી ધીમે અવાજે કેહવા લાગયા જે "તુંમકુ કેહેનેકી હમકુ કયા મતલબહે, હમકુ તો ફકત રાજાસે કામહે, ઔર અબ રાજા-

કુછી ફકત હમારેસે કામહે," આવો વજનદાર શબ્દ સાંભળી તમામ કામદાર કારભારીઓ વીગરે મીયાંને હાથ જોડી કેહેવા લાગ્યા જે "મેહેરબાન જમાદાર સાહેબ, આપના તાબેદારોને રાજાની ઇસારત વીશે વાકેફ કરવા જોઇએ." ત્યારે મીયા બોલ્યા કે "સુનો યારો, મહેં અવલ મીરજાંપુર શેહેરકા દીવાનથા. ઉસજગે રાજાકે સંગ મેરેકુ કુચ તકરાર હુઇ, ઉસીલીએ મહેં ઉસ મુલ્કકી નોકરી છોડ દીઇ. એ સબ હકીકત તુમારા રાજાકુ ખબર હય, ઉસીલીએ ઇંનુને આજ મેરેપર પ્યાર કરકે હાથ ફીરાકે ઇસારતમેં મેરેકુ કહાકે, તુંમ મેરે સબ રાજકા કારભાર ચલાસકોગે? તબ મેંને છાતી ઠોકકે કહા કે, આપકી પરવસ્તીસે સબ કરસકુંગા. ઓર રાજાને દરબારમેસે જાતે જાતે ઇસારત કરકે કલ ફઝરમેં મુજકુ બોલાયા હય." આવું સાંભળી તમામ કામદારોએ પોતપોતાના ચાકરને પોતાને ઘર મોકલી કોઇએ બસેં, કોઇ ચારસેં, કોઇએ હજાર ને કોઇએ પાંચ હજાર એવી રીતે રૂપૈયા મંગાવીને મીયાંને નઝરાંના દાખલ આપીને કેહેવા લાગ્યા, જે "ખાં સાહેબ, હમ ગરીબો ઉપર મેહેરબાની કરી નભાવી લેજો." આવું સાંભળી ખાં સાહેબ બોલ્યા જે, "યારો તુંમ કાયકું ડરતે હો, મેં કીસીકી નોકરીમેં ખલલ નહીં કરનેકા, એ તુંમ ખસુસ યાદ રખના. અલ્લા કરેગા તો ઓર સબકી રોજી બડા દઉંગા." એમ કહી સર્વેને પોતપોતાને ઘેર જવા ફરમાવ્યું, ને પોતે બધા રૂપૈઆ એક ગાડીમાં ભરીને ભાડું ઠેરવી ગાડી હાંકવા કહ્યું. ગાડીવાન પુછવા લાગ્યો જે, "જમાદાર સાહેબ, આટલાબધા રૂપૈયા કયાંથી લાવ્યા, બોજો બહુ દેખાય

છે." મીયાંએ જવાબ દીધો કે, અચ્છા ચુપચુપ હાંક. તુંને સુના નહીં હે કે પંચકી લકડી એકકા બોજ?"

પછી તે રૂપૈયા શેહેરમાં એક મોહોટા શાહુકારને ત્યાં ભરી વીસ હજાર રૂપૈયાની હુંડી કરાવી દેશમાં પોતાના પારેખ ઉપર મોકલી અને કાગળમાં લખી જણાવ્યું કે "અપને શેહેરમાં ચકલી બજાર હે, વાં એક ઉમરાવજાન નામકી ઓરત રેહેતી હે, ઓ હમારી હે. ઓર ઉસકા ગુજરાન બાહંમસે ચલતા હે. ઉસીલીયે એ રૂપેમેંસે પાંચ હઝાર રૂપે ઉનકુ દેના, બાકીકે પંદરા હઝાર રૂપે હમારે નામસે જમા કર રખના; મેં આકે તુમારે મંગતે રૂપે ચુકાકે જો બચેંગેસો મે લે લુંગા. લેકીન ઉમરાવ જાનકુ હમારી બોત બોત કરકે સલાંમ કેહના, ઓર તુંમનેભી કબુલ કરના. લેકીન રૂપે દેનેકુ જાઓ તો પત્તા નીસાંની, નાંમ ઠાંમ બરાબર પુછકે દેના, ઓર જો કભી ગેરવલે પડેંગે તો તુમારે પાસસેં જુતી મારકે મુજરે લુંગા, એ ખાતરી રખના."

હવે આ કાગળ પહોંચતા પારેખને પોંહોચતાંજ હુંડી વટાવીને તેમાંથી પાંચ હજાર રૂપૈયાની થેલીયો ગુમાસ્તાની ખાંધે ચહડાવીને ચકલી બજારમાં ઉમરાવજાનનું ઘર ખોળતો તેને ત્યાં ગયો. રૂપૈયાની થેલીયો જોઇ ઉમરાવજાન સમજી કે કોઇ નવો માઠી થવા આવયો છે તેથી ઝટ તેને મોટા આદરમાનથી પોતાના પલંગ ઉપર બેસારી પાન સોપારી આપી ખુશીની ખબર પુછવા લાગી. ત્યારે પારેખ બોલ્યા કે "ઉમરાવ જાન તમારૂં નામ?"

જવાબ દીધો કે "હા—જી."

ફરી પુછ્યું કે તમારો "ધણી કોઇ છે? તે હોય તો તેનું નાંમ દ્યો."

તે બોલી "શેઠજી, અવલ તો ખાવીંદથે; લેકીન હાલમે નહીં હે." એમ કહી શેઠને પટાવવા લાગી. શેઠ ધીરજ રાખી પાઘડી માથે દાબીને બોલ્યા જે, "ઉમરાવજી તમે કોહોછો તે ઠીક છે, પણ તમારા એક ધણી પાસે હું રૂપૈઆ માગુંછું, તેનો પત્તો તમારે ત્યાંથી મળશે. તેથી મેહેરબાંની કરીને તમારા સઘળા આગલા ખાવીંદોનાં નામ મને લખાવો." એવી રીતે ઉલટું પુછયું.

હવે ઉમરાવજી તો રૂપૈઆની થેલીયો જોઇને લલચાયાં હતાં, તેથી પોતાના ખવીંદનાં નાંમ લખાવવા તૈયાર થયાં. અને શેઠજી હાથમાં ચોપડા તથા ખડાયો કલમ લઇને બેઠા.

ત્યારે ઉમરાવ જાન બોલ્યાં જે લીખો, "પેહેલે ટપકે મેં ચઉદા બરસકી ઉંમર અંદર તીનજન."

શેઠે ત્રણ જણાનાં નામ લખ્યાં. પછી કહયું કે "લીખો દુસરે ટપકેમે અઠારા બરસકી ઉંમર અંદર તેરાજન." શેઠે ચડપ ચડપ તેર જણાનાં નાંમ લખ્યાં.

પછી કહયું કે, "લીખો તીસરે ટપકેમ બાવીસ બરસકી ઉંમર અંદર છપનજન." શેઠે છપન જનનાં નાંમ લખ્યાં.

પણ પેલા શેખ મીયાં જમાદારનું તો નામ એકે ટપકામાં આવ્યું નહીં. શેઠે વિચાર્યું કે, હવે એને નીશાંની પત્તા વગર શી રીતે રૂપઆ આપું? હવે અહીંઆંથી રૂપૈઆ પાછા લઇ જવાની જુગતી કરવી જોઇએ એવું વિચારી," ગુમાસ્તાને કહ્યું જે "અલ્યા કોથળીઓ આંમ લાવ્યયો ગુમાસ્તાએ કોથળીઓ હાજર કરી, તે લઇ કોથળીનું મોડું છોડી બોલવા લાગ્યો જે "મારા સસરીના વાંઝરી રાંરના, આ થેરી શું કરવા લાવ્યો, મેં તને સોનાની મોહરની થેરી કહી હતી ને આ શું લાવ્યો? જા થેરીઓ પાછી લઇ જા, ને પેલી મોહરની લઇ આવ્ય."

આવું સાંભળી ગુમાસ્તો સમજયો નહીં ને કચવાયા કર્યો કે શેઠ એમ કેમ બોલે છે. મોહરની થેલી કયાંથી લાવું? શેઠે ગુમાસ્તાના ચેહેરા ઉપરથી જાણ્યું કે ગુમાસ્તો માહારા પેચને સમઝયો નહીં. ત્યારે શેઠ બોલ્યા જે "ગધેડા વીચાર શું કર્યા કરે છે, ફેરવીને પાઘરી બાંધ્ય" આવું કેહેતાં ગુમાસ્તો ચેત્યો, કે અહીંથી ટાંકણી જવાનો વીચાર થાય છે, તેથી તરત રૂપૈઆની થેલીઓ ઉઠાવી ચાલતો થયો. પછી શેઠ ધીરે ધીરે બરબરવા લાગ્યા જે—" મુર્ખા પાઘરીયે બદલતો નથી ને કંઇ અક્કલે રાખતો નથી. કહીએછીએ શું ને મુવો લાવે છે શું" પછી ઉમરાવ જાન સાથે થોડોએક વખત વાતચીતમાં કાહાડયો. અને બોલવા લાગ્યો જે, "આંધરાનો અજુએ આવ્યો નહી." એમ કહી ચોંકીને બોલ્યો જે "હાય હાય" એનો શો વાંક? કુંચીઓ તો મારી પાસે છે, ઉમરાવજી તમે જરા બેસજો હું હમણા પાછે

પગે આવુંછું." એમ કહી ચાલતા થયા, ને ઉમરાવજી વાટ જોતાં બેઠાં.

હવે એ વાતને ઘણાએક મહીના વીતી ગયા. પછી પેલા શેખમીયાં ગાંમેગાંમ રખડતા રઝળતા પોતાના વતનમાં આવ્યા. શેહેરમાં આવતાંજ એક એમના દોસ્ત સાંમા મળ્યા, તે જમાદારને જોતાંજ બોલ્યા—"સલાંમ આલેકુંમ—તકે વાલેકું સલાંમ." એમ કહી એકમેકની ખેર આફીયત પુછી. પછી તે જમાદારને પુછવા લાગ્યો કે, "કયું જનાબ, કુચ્ચ કમાલાએ? જમાદાર બોલ્યા—"આપકી બાદોલતસે ખુબ કમાકે લાયા હું." ત્યારે પેલો બોલ્યો—"મેહેરબાની કરકે દોસ્તીકે હકમે. મેરેકુ પાનસે રૂપે અંગ ઉધાર દો તો આપકુ થોડે દીનમે અલ્લા ચાહગાતો પીછે દઉંગા." તરત જમાદારે પેલા પારેખ ઉપર પાંનસેંની ચીઠી લખી આપી. ત્યાંથી આગળ ચાલ્યો તેવામાં રસ્તે જતાં એક ઘોડાનો સોદા-
મળ્યો, તેની પાસેથી એક ત્રણ હજારનો ઘોડો ખરીદીને તેને પણ ચીઠી લખી આપી. એમ રસ્તે ચાલતાં જે મળતું ગયું તે ખરીદ કરીને બમણી ત્રમણી ચીઠી લખી આપતા ગયા ને કેહેવત પ્રમાણે પૈસા જેવે મુલથી આવ્યા હતા તેવે મુલથી જવા લાગ્યા.

એમ કરતે ચકલી બજારમાં મોહોટા દમામથી ઉમરાવ જાનને ત્યાં આવી પોહોંચ્યા. આવો ઠાઠ જમાદારનો જોઈ ઉમરાવજાને જમાદારને વધાવી લીધા, અને ખેર આફીયત પુછી હાથમાં પંખો લઇ હલાવતાં બેઠાં. ઉમરાવ તો મીયાંને

વારી જાઉં, સતકે થાઉં, ખુરબાંન જાઉં, વીગરે બોલીને બે હાથથી બલઈયાં લઇને હાથની આંગળીઓના પોતાને માથે કડાકા ફોડવા લાગી. પછી શેખ મીયાં ઉમરાવને પુછવા લાગ્યો જે "ક્યું પ્યારી, મેરા પારેખ તુજે પાંચહજાર રૂપે દે ગયા?" જવાબ દીધો, "નહિંજી, મુજેતો કોઇનેભી નહિં દીએ, રૂપે કયા ને બાત કયા? મેંહે કુછ નહિં જાનતી." આવું સાંભળી મીયાંને પોતાના પારેખ ઉપર ગુસ્સો આવ્યો, અને તરત એક માણસને તેને બોલાવવા મોકલ્યો. વાણીયાને ખબર થતાંજ ઝટ પોતાનો ચોપડો બગલમાં મારી ફાટુટુટુ પોતયું પેહરી ઉમરાવજાનને ત્યાં આવ્યો કે, તેને જોતા શેખમીયાં લાલ પીલો થઇ ગાળો દેઇ કેહેવા લાગ્યો જે, "અબે હરાંમ્‌કે, ઇંનકુ રૂપે કયું ના દીએ? હમારી શાખકું બટ્ટા લગાયા!!" આવું સાંભળી વાણયો બોલ્યો જે—"જમાડાડ સાહેબ, સાંભરોતો ખડા, એમાં મારો જડાએ વાંક નથી. આ તમારો કાગર જુવો એમાં તમે સાફ લખ્યું છે જે નામ ઠાંમ, પત્તો પુછીને આપજો, તેથી હું એ બાઇને ત્યાં આવ્યો હતો, પણ એમણે તો મને તમારૂં નામ કહયું નહિં, ત્યારે ફડી મેં પુછ્યુ જે ટમાડા ધણી જેટલા થઇ ગયા હોય તેમના બધાનાં નામ મને લખાવો, પછી એમણે લખાવ્યાં." ત્યારે શેખમીઆં વચમાં બોલ્યા જે, "ગધા, ઇનકા ખાવીંદ મેરે સીવા દુસરા કોનથા?" વાણીયો, બોલ્યો—"જમાડાડ સાહેબ, એટલા આકળા શીદને થાઓછો, માડી વાટતો સાભરોટો ખડા—લ્યો આ નામનો ચોપડો તો જુઓ." એમ કહી ચોપડો આગળ મેલી પાના ઉથા-

લાવી વાંચવા લાગ્યો અને બોલ્યો—"જુઓ જમાડાડ સાબ, પેહલા ત્રણમાં તમારૂં નામ નથી. જુઓ બીજા તેરમાં પણ તમારૂં નામ નથી ને ત્રીજા છપનમાં પણ તમારૂં નામ નથી, ત્યારે જુઓ, તમે તો **નહીં ત્રણમાં, નહીં તેરમાં, કે નહીં છપનના મેલમાં.** ત્યારે હું શી રીતે રૂપૈયા આપું? હું ગરીબ વાનીઓ વચમાં માડયો જાઉં ત્યારે?"

આ હકીગત સાંભળી શેખમીયાં તો બહુ ચીઢાઇ ગયા ને ઉમરાવને ગાળો દઇ કેહવા લાગ્યો, "અબે લોંડી, હમતો તેરે લેખેમેજ નહીં કે? તું મુજેતો સમજાતીથી કે મુજ સેવા તેરા કોઇ નહીં થા, ઔર એ કયા?" પછી ખાવીંદ તથા બેગમ વચ્ચે તડાતડ જુતીયો ઉડવા માંડી વાંણીએ જોયું કે હાથીએ હાથી લડે તેમાં ઝાડનો ખો તેમ બેની વચમાં હું ગરીબ વાણીઓ મારીયો જઇશ તેથી પાઘડી પોતીઉં સંભાળી ત્યાંથી નાબારા ગણી ગયો.



## અણકસબી હજામ.

શેઠ—(ગામડીઆ નવા ચાકરને) એ જાનવરનું, પેલું મુંબઇથી આઇસ આવ્યું તેમાંથી કકડો ભાંજીને ધોઇને કયારનું લાવવા કહયું તે કયાં છે?

ચાકર—અરે હાબ, હોજજું કરવા ઉના પાણીના તપીલામાં કેઆરનું લાએખુંછ તે જડતું નથી!

## વેહવારે વાત.

એક વાર એક અમીર ઘોડેસ્વાર થઇ જતો હતો, રસ્તે જતાં એક છોકરો મલ્યો જેના બંને હાથ એક તુફાની ભેંસને પકડી રાખવામાં રોકાયલા હતા. છોકરો અમીર તરફ તગર તગર જોયા કરતો હતો તેથી તેને ખોટું લાગ્યું અને બોલ્યો "તારા બાપે તને વીવેક શીખવયો છે કે નહીં?"

"હા સાબ."

"તો પછી સલામ કેમ કરતો નથી?"

"સાહેબ તમે ઘોડા ઉપરથી નીચે ઉતરો તો કહું." અમીરને નવાઇ લાગી તેથી નીચે ઉતરયો. છોકરે કહયું "સાહેબ જરા આ ભેંસને પકડો કે મારા હાથ છુટા થાય તો હું તમને સલામ કરૂં."



## કંજુસની કાહાની.

એક માહ કંજુસ એક વાર મરવા સુતો. તેને મોટી ફકર એમ પડી કે મારા સઘળા મેહનતથી બચાવેલા પૈસાનું શું થશે. એક દાહાડે તેણે પોતાના છોકરાને પોતાની કને બોલાવયો અને હાય અફસોસ કરી કેહવા લાગયો "બેટા, જો તપાસજે, લખલુટ ખરચ કરશે તો મારા હાડ બેહસ્તમાં ધ્રુજશે."

છોકરાએ બાપને ધીરજ આપી કે "બાપા તમે બેશીકર રહો, હું તમારાંજ પગલાંપર ચાલીશ."

આ પછી બાપાને હાંફો ચાલવા લાગ્યો. સઘળાં અડોસી પડોસી આવીને બેઠા પછી ડોસાએ જરા આંખ્યો ઉઘાડી છોકરાને પાસે આવવા ઈસારત કીધી. સઘળાએ સમજ્યાં કે ડોસો મરતી વખત કાંઈ છેલ્લી વાત કહેવાનો હશે. બેટો બાપ આગળ વાંકો વળી પુછેછે "બાપા શું છે, કાંઈ કહોછ!"

બુઢો જેમ તેમ મુશકેલીથી બોલ્યો—"હા—જો—પે—લી ટેબલ—પર—હું—હું—હું—મીન—બ—તી નકામી હું—હું—હું—બળી જાયછ—તે—હું—બુજાવી નાખ!"



## વેચવાનું છે.

એક જણે એક દુકાન ઉપરથી પપેનાસ ચોરીયું પણ ભુલમાં પોતાની પાકીટ બુક જેમાં સો રૂપયાની નોટ હતી તે ત્યાં મેલી ગયો. બીજે દહાડે દુકાનદારે જાહેર ખબર છપાવી કે "ગઈ કાલે એક સખી ગ્રહસ્થ જે ભાવે અમારી દુકાન ઉપરથી પપેનાસ લઈ ગયો તે ભાવે બીજાં થોડાંક વેચવાનાં છે."



## બુધવારનાં વાંધા.

ભેજાંનું ઠેકાણું ન મળે ત્યારે કેટલાક પુરૂષો તરેહવાર કૌતક કરે છે તેના કેટલાક દાખલા અમારી પાસે નોંધી રાખેલા છે.

મારા મીત્ર દોરાબજી ઘણાજ વીસરભો હતા. એક દહાડે એક બાઇ સાથ તેઓ સોફા કોચ ઉપર બેસી વાત કરતા હતા, તેટલાં તેમનો રૂમાલ ભોંય ઉપર પડી ગયો. વાંકુ વળીને ઉંચકતાં ધ્યાનમાંને ધ્યાનમાં તેઓએ બાઇની સાડી તાણીને ડુચો કરી પોતાના ખીસાંમાં ચાંપવા માડી.

એક મારા બીજા મીત્રને તપકીર સુંઘવાની ઘણી ટેવ હતી. તેઓ એક વાર કાંઇ ઘણીજ તકરારમાં રોકાયલા હતા તેટલાં તપકીરનો ચમટો ભરવા સારૂ હાથ લાંબો કીધો પણ કોઇએ દાબડી આગળ કરી નહીં, એકલે તકરારની ધુનમાં સીહાઇના ખડીયામાં ચમઠી બોલીને નાક ખરડી મુક્યું. જ્યારે સઘળાંઓ હસી પડયાં ત્યારે લાગલો રૂમાલ કાહાડી નાક નુછતાં શું નકસો મોહડાં ઉપર પડયો હશે તે વાંચનારે વીચારી લેવું.

એક વાર એક પારસી ગૃહસ્થ બારીએ ઉભો રહી કેળું છોલતો હતો. કેળું છોલી રહયા પછી રસતામાં કસા ઉપર ધ્યાન પડયું એટલે ભુલમાં કેળું રસ્તામાં ફેંકી દીધું અને છાલ ડપ કરતી મોહોડાંમાં મારી.

## અવળચંડી સ્ત્રી

કર્કશા નામે એક કલેશી બાયડી હતી. તે ભલાભાઇ નામના તેના ધણીને અનેક પ્રકારે રંજાડતી હતી. તેના ઘરમાં કોઇને ઝંપવા દે નહિ. નિત્ય કંકાસ ચાલ્યાજ કરે. જેમ વર્ષ થતાં ગયાં તેમ તેમ તેનો સ્વભાવ એવો થયો કે તેનો ધણી જે કેહે તેથી બસ ઊલટુંજ કરવું. ભલાભાઇમાં નામ પ્રમાણેજ ગુણ હતાં. તે જે ભલી વાત કરે તેથી ઉલટું ભુડુંજ કર્કશા કરે. હવે ભલાભાઇનો એક સ્નેહી હતો તે પોતાના મિત્રને દુઃખી જોઇ મનમાં બહુ દયા લાવતો. તેણે પેલી કર્કશાને સમજાવી ઠેકાણે લાવવા બહુ પ્રયત્ન કર્યું. પણ પથ્થર ઉપર પાણી. તેની સારી અસરને ઠેકાણે ઉલટીજ અસર થઇ. ઘરનાં કાયર થયાં એટલુંજ નહિ પણ ગામના લોકો પણ કાયર થવા માંડયાં. પછી કોઇએ યુકિત શોધી કહાડી કે હવે દેવ તેવી પૂજા કરયા વિના છૂટકો નથી. પછી તેણે પેલા મિત્ર સાથે મળી ભલાભાઇને ભણાવ્યા. ભલાભાઇ કેહે તેથી ઉલટુંજ કરવાનો કર્કશાએ નિયમ કરેલો. એક વાર એવું બન્યું કે કર્કશાના પીહેરમાં કંઇક પ્રસંગ આવ્યો તેથી ત્યાંથી તેણીને તેડું આવ્યું, ભલાભાઇ કેહે કે ચોમાસું છે તેથી જવું ન જોઇયે. કર્કશા કેહે કે જઇશ ને ફર જઇશ.

ભલાભાઇએ વીચાર્યું કે નદીમાં પુર છે ને રાંડની મરવાની તો નક્કી પણ સાથે લાગ્યું ઘરેણાનો ઘાણ કાહાડી નાખશે તેથી ઉલટું બોલ્યા કે ઘરેણાં લુગડાં સાથે રાખજો.

કર્કશા કેહે કશું નહિ રાખું.

એ રીતે નકી કરી કરકશા ખાલી હાથે પીયર ભણી જવા નીસરયાં. તેને કેટલાંક જણ વલાવવા ગયાં. ગામની પાસે નદી હતી તેમાં પુર આવેલું તેથી તેને કેહવામાં આવ્યું કે જવાનો વિચાર માંડી વાલી પાછાં ફરો; તો કેહે, તમારૂં શું જાય છે હું તો જવાની. નદી પાર ઉતરવા એક માટીના ગોળાનો આધાર પકડવા ગામડામાં રીત છે. તે રીતે એક ગોળો પકડાવી કરકશાને પાર ઉતારવા એક તારાએ માથે લીધું. કરકશા નદીમાં તે ગોળાને આધારે અરધે સુધી ગઇ એટલે નદી કાંઠેથી ગેઠવણ પ્રમાણે કોઈ બોલ્યુ કે ગોળો ખુબ પકડી રાખજો. પેલી બોહોંસીલી કરકશા કહે છે કે લે આ છોડી મુકયો. એમ કહી ગોળો ઠેલી મુકયો. તેનુ પરિણામ એ થયુ કે તુરત બુડી ગઇ.



## મેઘો મુખવાસ.

આદર કાકાને ગોદીમાંથી એક વાર પગાર મલ્યો તેની રૂ ૧૦) ની નોટ વાળીને પોતાની તબાકુની ડાબલીમાં મુકી, ઘર તરફ જતાં જરા નાક સુકાયું એટલે પીઠામાં જઇ ચારેક જામલીઆં બેવડો લગાવી લપેરા ખાતા એક ગાંધીની દુકાનનાં પાટીઆં ઉપર બેઠા અને દાબડી ફંધાડી નોટનાં નાહાના ટુકડા કરી હાથમાં ચોળી તંબાકુ સમજીને ચાવવા માંડયું. ચાવતાં ચાવતાં ચાવનીયાં દુખી આવયાં તોએ રસ છુટે નહી તેથી ફફડી ચટકીને ઘર ગયા. બીજે દહાડે નોટ જોવા

જાય છે તો "ઓ તારી—" આદર કાકા કપાળ કુટી બરબ-ડીયા કે "એનુ હતીઆનાહ જાય, આખા મહીનાની કમાઇ એક લપકામાં ચાવી ગીઓ તોબી કારગત લાગું નહી—હું દુનીઆંબી છે."



## "સખાવત કરે નેકબખત અખત્યાર!

સખી—બસ મારી એવીજ મરજી છે કે તને એકદમ હજાર રૂપીઆ બક્ષીશ આપી દઉં.

પુરૂષ—કેમ ભાઇ, એટલીબધી રેહમ નજર કરવાનું કાંઇ કારણ?

સખી—તારી એક ખબસુરત છોકરી પરણવાની છે નહી?

પુરૂષ—હા.

સખી—તેને તું દસહજાર રૂપીઆ રીતમાં આપવાનો છે નહી?

પુરૂષ—હા.

સખી—ત્યારે હું તેની સાથ પરણીશ. તારા એક હજાર કાપી લેજે અને મારા નવ હજાર મોકલાવી દેજે.

પુરૂષ—મોટી મેહેરબાની થઇ હું વીચારીને જવાબ દઇશ.



## ભાંગરાની ધાક!

દાલી શેઠ મરવા સુતા ત્યારે પોતાના ૭૦ વરસના નીમક-હલાલ ચાકર ફરામ કાકાને પાસે બોલાવી બોલ્યા :—

"ફરામ તેં મારી ચાકરી ઘણી જીવ તોડીને કીધીછ તેથી મરતી વખતે તારી ઉપર હું એક મોટી નવાજેશ કરી જાઉંછ, તે એકે હમારૂં દખમું છે જેમાં અમારા કુટુંબ શીવાય બીજા કોઇને નાખવાનો કાયદો નથી તે દખમામાં તારી કજા બાદ તુંનેબી દાખલ કરવામાં આવશે."

ફરામ બચારો આ સાંભળીને રડવા લાગયો. શેઠ સમજ્યા કે પોતે મરવા સુતા છે તેનો ફરામ ગમ ખાય છે તેથી પટાવીને બોલ્યા:—ફરામ, શું કરવા રડીને તારો જીવ બાળે છે—હવે જે થવાનું હતું તે થઇ રહયું."

ફરામ ડચકાં ખાતો બોલ્યો "અરે નારે શેઠ, મને સાનું રડું આવેછ તે હોકમ આપો તો ખરેખરૂં કહું."

શેઠે હોકમ આપયાથી ફરામ બોલ્યો સાહેબ, તમારાજ દખમામાં મને નાખવાનું માંડી વાળજો, કેમકે મને બીક લાગેછ કે નાપાક શેહતાન કોઇ વાર તમુને શોધવા આવે તારે અંધારામાં તમારે બદલે મને ભુલમાં ઉંચકી જાય!"



## "હું તો ગામડેની ગોરી."

નસારીના રહેવાશી ચાંદનબાઇ ચપરખાંધા એક વાર મુંબઇ આવ્યાં અને બેફીકર હાથના લટકા કરી માહોલાઓમાં ફરતાં હતાં તેવામાં પીઠાંના માહોલામાં કેટલાક "હાંડા માસ્તરો" આખી ગલીમાં બીખરાઇને હસતા મશકરી કરતા જતા હતા. આ ચાર પાંચ જને મળીને આખી ગલી રોકી નાખી હતી અને ચાંદનબાઇને આગળ જવાનો રસ્તો મલ્યો નહી તેથી બીજાઇને તેઓમાંથી એકને પુછ્યુ "બા, આએ ઘેરની કેટલા રૂપીઆ કીમત રાખીછ?"

હાંડા માસ્તરે કહ્યું "તે હું શું જાણું?"

ચાંદનબાઇ બોલ્યાં "એ મરૂંરે—તમે રસ્તામાં પોહોરા ચોરા થઇને ચાલોછ તે પરથી હું તો એમજ સમજી કે આ આખું ગામજ તમારૂં છે."



## અગમ બુદ્ધિ.

એક ગામડિયો અમદાવાદ જોવા શેહેરમાં ગયો ત્યાંથી એક હીરકોરી ધોતીયું વેચાતું લીધું. પછી મનમાં વિચાર કરયો કે એ ધોતીયું બહુ ઉંચું છે તેને બે ચાર વરસ પેહેરીશું, એટલે વચે ચસાઇ જશે, તેને ઠીંગડું કરવું પડશે પણ ગામડાના દરજી હોશીઆર નહિ અને આ ધોતિયું છે બારે, માટે શેહેરી દરજી પાસે ઠીંગડું કરાવવું એ સારૂં.

એમ ધારી શેહેરના એક દરજી પાસે જઇ નવું ધોત્યું આપ્યું અને ઠીંગડું મારવા કહયું. દરજી કેહે કે નવું ધોતીયું બગાડીને કાંઇ ઠીંગડું ન થાય. પેલા ગામડિયાએ ધારયું કે આ દરજીને કાંતો ઠીંગડું કરતાં આવડતું નથી કે કાંતે તે ગામડિયો છે. પછી બીજા પાસે ગયો અને પેહલા દરજી વિષે પોતાના વિચાર સાથે બધી વાત કહી. આ બીજો દરજી સમજી ગયો અને નવાં ધોતીયાંને કાપી વચમાં ઠીંગડું મારી આપી પૈસા છોડાવ્યા. ગામડિયો સમજયો કે મારા જેવો અગમચેતી કોઇ નથી.



## હુશીઆરની પુછડી.

અમારા બીલીમોરાના ગામડીયા સગા ફકીરજી એક દહાડે પોતાના અગીયાર વરસના છોકરા પાહાલુને લઇ અમારી નયુંસપેપરની હાફીસમાં આવ્યા અને ચાકરીએ લગાડવા ઘણા કાલાવાલા કરવા લાગ્યા. ન્યુંસપેપરના માલેકે પુછયું. "તે ખરૂં. ફકીરજી, પણ એ કામ શું કરી જાણવાનો છે, પાંચ છ મહિના જરા મુંબઇને રાહબાટ જોવા તો દઓ."

ફકીરજી બોલ્યા "અરે નારે ભાઇ, એ તો એવો હુશીઆર છે કે નહીં બોલ્યાના ઘણા ગણ. હાલ નવોહવો છે તેટલાં તમારાં નહુપેપરનું અધીપતીનું કામ ચલાવહે ને જરા ગમ પડહે એટલે કચરો પુંજો, હાફહુફ બધુ કરહે."

## આળસુ પાડા.

એક પારસીએ એક વાર કોઇ ગામમાં કનટ્રાક્ટ લીધું. કામ ઘણુંજ હળવે ચાલે તેથી એકવાર વીચાર કીધો કે માણસો કેમ વર્તે છે તે અચખુચ આવીને જોવું. એક દહાડે બપોરના તે પોતાના રમુજી મીત્ર સાથે આવી લાગ્યો અને જોય છે તો સઘળાઓ ભોંય ઊપર ચતાપાટ પડીને બગાસાં ખાય છે. આ જોઇ રમુજી મીત્રને હસવું આવ્યું તેથી હાથમાં રૂપીઓ કાઢી બોલ્યો "વાહ આ કેવા સુખી આળસુ પાડાઓ છે. તમારામાંથી જે કોઇ સર્વેથી સરસ આળસુ હોય તેને આ રૂપીયો ઇનામ આપુ."

આ સાંભળી સઘળાઓ ઝટ ઉભા થઇ પેલા મીત્રની આસપાસ ફરી વળી હાથ એ ળવા લાગ્યા, પણ એક જન લાંબો થઇ ભોંય ઉપર પડીજ રહયો અને અમસ્થી બુમો પાડવા લાગ્યો "એ—એ—એં." મીત્રે સઘળાઓને કહયું "તમારા સઘળાનાં કરતાં આ આળસુ ખરો, માટે રૂપીયો એનો થયો. એ આળસુ પાડા, લે ઉઠ ને આ તારો રૂપીયો લે."

પેલાએ પડયા પડયાજ ઉત્તર દીધો, "ભાઈ હવડાં તો ઉઠવાની આળસ આવેછ—એમખી ને એમખી તારે હાથેજ મારાં ગજવામાં રૂપીયો મુક—તારી મેહરબાની થશે."



## એસેકુ મીલા તેસા, તેસેકુ મીલા તાઇ,

## એ તીનુને મીલકે, કયા અછી બાત બનાઈ.

અમેરીકા મધે એક પુરૂષ એક સ્ત્રી સાથ પરણ્યો. સોલ વરસ સુલેહ સંપજમાં ગયા પછી તેઓ વચ્ચે કાંઇ બોલાચાલી થઇ તેથી અકળાઇને તેઓ છુટા છેડા કરાવવા સારૂ ત્યાંના જડજ પાસે દોડી ગયાં. જડજ ઘણો ડાહાપણવાળો અને ચતુર હતો તેણે સઘળી વાત સાંભળીને પુછયું— "તમને કાંઇ છોકરાં છે?"

પુરૂષે ઉત્તર દીધો "હા સાહેબ ત્રણ છોકરાં છે, બે છોકરા અને એક છોકરી. મારી બાયડી બેહુ છોકરાઓને લઇ જવા માગે છે અને મને પણ મારા છોકરાઓજ જોઇએ છે."

જડજે કહયું "જો તમો બેહું જન મારા ચુકાદા ઉપર રાજી થવા અગાઉથી કબુલાત આપો તો હું તમુને ઉપાય બતાવું."

બેહુ જને કબુલાત આપ્યાથી જડજ બોલ્યા "હું ચુકાદો કરૂંછું કે તમોએ અત્રેથી હવડાંતો જવું અને એક વરસ સુધી સાથે રેહવું. એ મુદત પછી મારી પાસે આવજો એટલે હું રાસત વેંહચણી કરી આપીશ."

આ ચુકાદો સાંભળી બેહુ જન ત્યાંથી ગયાં. વરસેક પછી આ જોડું રસ્તામાંથી એકબીજાની પાંખડી વળગીને જતુ હતું તેટલાં જડજ સામેથી આવી પોંહોચ્યા. તેઓ આ બે જણને ઉભાં રાખી પુછવા લાગ્યા "કેમ એક વરસ થઇ ગયું ને હજી તમે મારી પાસે ચુકાદા સારૂં આવયાં નહીં?"

મરદે જવાબ દીધો "સાબ શું કરીએ? ગયા મહીના-માંજ મારી સ્ત્રી જણી તે જોડ છોકરાં આવ્યાં તેમાં એક છોકરો ને એક છોકરી છે, એટલે આવેલુંબી નકામું."

જડજે પુછ્યુ "ત્યારે શો ઉપાય—હવે તો એમબી ને એમાંબી બીજી વૃધી થાયનેજ આવજો."

"હા સાહેબ, અમારોબી તેવોજ વીચાર છે તેથી આએ વખત તમને તસ્દી આપી નથી."



## સકર્મી દીકરો!

**શીક્ષક**—ટામી તારાં બુટ છે તે શી જીનસના બનાવેલાં છે?

**ટામી**—ચામડાંના સાહેબ.

**શીક્ષક**—બરાબર છે. ચામડું સામાંથી બને છે?

**ટામી**—બળદમાંથી સાહેબ.

**શીક્ષક**—ઠીક, હવે બોલ જોઇએ, તુંને બુટ આપે છે, ખોરાકને સારૂં ગોસ્ત આપે છે તે જાનવર કયું?

**ટામી**—મારો બાપ સાહેબ!



## ટીપાંથી બગડી તે કાંઇ તળાવથી સુધરે?

એક શેહરનો રાજા મણો બખીલ હતો. તેને ત્યાં બાહેર ગામના વ્યપારીઓ તરેહવાર માલ લઇને આવે. એકવાર એક ઇરાની સોદાગર ત્યાં ઉંચાં અત્તરની ભરેલી શીશીયો લઇ આવ્યો. કચેરીમાં સઘળાઓએ અત્તર જોયું અને બહું ખુશી થયા. પણ રાજાને કીમ્મત ભારે પડી તેથી વેચાતું લીધું નહીં. સોદાગર શીશીયો પાછી બાંધતો હતો તેવામાં એક ટીપું અત્તરનું સેત્રંજી ઉપર પડયું. સોદાગરે તો અલબત તેની કાંઇ દરકાર કરી નહીં પણ રાજાએ તે ટીપાંમાં આંગળી બોળી પોતાના હાથ ચોળી મુછોને તથા અંગરખાને લગાડવા લાગ્યો. આ નીચાઇ જોઇ સોદાગરને મનમાં હસ્વું આવ્યું જેથી કારભારી વગેરે લજવાઇ ગયા. રાજાએ પણ જોયું કે આ મારી નીચાઇ સઘળા પામી ગયા તેથી ઠરાવ કીધો કે બે ચાર લાખ રૂપીયા ખરચી સર્વેને મારી ઉદારતા દેખાડું.

આ ઠરાવ પ્રમાણે તેણે જાહેર કીધું કે ફલાણે દહાડે રાજાને ખરચે મેહલના ચોકમાં રંગ રમવામાં આવશે. આ રંગ માટે રાજાએ મોટી તઇઆરીઓ કરી, અને પોતાના મેહલનો તળાવ લખો રૂપીઆ ખરચીને અત્તરથી ભરાવ્યો. ઠરાવેલ દીવસે સઘળા અમીર ઉમરાવ અને કારભારીઓ રંગ રમવાને આવ્યા અને અતરના ઘડા ભરીને એક બીજાને ખરડવા લાગ્યા. આ જોઇ એક ચતુર ભાટ ત્યાં હાજર હતો બો લ્યો "રાજા—શા સારૂં તું તારા પૈસા ગમાવે છે—

એતો મોતીના પાણી ઉતર્યાં તે ઉતર્યાં—ગમે એટલા તળાવ અત્તરથી તું ભર, પણ જે "ટીપાંથી બગડી તે તલાવથી સુધરે?"

અત્તર શીશી ઊલટી, બુંદ પડયા બે ચાર,
તે લઇ રાજે ચોળીયાં નીજ મુખડે તે વાર—૧.

સભા સમશ્યા સમજીયા, નીચ થયા છે નાથ,
અત્તર હોજ ભરાવ્યા, પણ ગઇ પળ નાવે હાથ—૨.



## ખરી નીશાન.

પરીક્ષક—છોડીઓ, હું તમારી પરીક્ષા લેવા આવ્યો છું. જોઇએ ધર્મ સંબંધી તમારી કેળવણી કેવી હાલતમાં છે.

છોડીઓ—હાજી, સવાલ પુછો.

પરીક્ષક—બોલો જોઇએ, લગનનો પવીત્ર ગાંઠ તોડે તેને શું સજા થાય?

છોડી—તોડનારને બેહેસ્તનું સુખ ન મળે.

પરીક્ષક—સાબાશ, બરાબર જવાબ આપ્યો. વારૂં, લગનના પવીત્ર ગાંઠની પેહલી સાબેતી શું?

નાહાની છોડી—બચ્ચું જણે તે! (પરીક્ષકને એકાએક હાંસો થઈ આવ્યો.)



## રંડી લડતી હુએ, જગડતી હુએ, લેકીન ઘરકી ખબર રખતી હુએ.

એક મુસલમાનની સ્ત્રી લડવામાં પુરી હતી. સર્વે સાથે જરા જરામાં લડી પડે અને પોતાના ગરીબ ધણીને તો કુતરાનો અવતાર આપ્યો હતો. એક દહાડે મીયાંને ઘરમાં આવતો જોઇ નકામુંજ છીંડું લીધું કે "મુવે પીત્યે, ઇતની દેર તક કાં ભટકતા થા? લે મુવે, છોકરેકુ ધો, જગા સાફ કર, ઔર હુક્કેમ બજર ભર," ઇત્યાદી.

મીયાં ભાઇ "યા અલ્લાહ" કરી નીસાસો નાખવા ગયા કે બીબીનો તો મીજાજ જતો રહયો અને લાગલી મીયાંના કપાલમાં ડાહામ દેવા તૈયાર થઇ. તે મોટો ઘાંટો કાહાડી બુમ પાડવા લાગી કે "મુવે મેરે પીત્યે, તેરા સત્યાનાસ જાવે તેરા, અબતો તેરા કલેજા કાટ ખાઉંગી—તેરા ઘર જલ જાએ તો મેં દુસરે કે ઘર જાઉંગી."

આવી કલાબકોર કરી બેગમ સાહેબ તો ચણીઓ ચઢાવી ઘરની બાહાર કુવામાં પડવા ચાલી. આ જોઇ આસેપાસેની અડોસણ પડોસણ બીબીઓ બાહાર નીકળી આવી અને બેગમને પકડી સામી નીરદોષ બચારા મીયાંને ગાળો દેવા લાગીઓ કે—"જલા, એ મુવેકા પડોસ, ઇનકા સર દોજખમે જાય, રોજ ઉઠકે એ ઢેર ફજેતા." આમ બોલી કુવે પડવા જનારી બીબીને સમઝાવીને ઘર લઇ આવીઓ.

હવે રાતનો વખત થયો ને ટાઢ વાતી હતી તેથી મીયાં ભાઇ તાપણું કરીને તાપવા બેઠા. બીબી પણ રીસમાં ને

ગીસમાં દુરથી આવીને બેઠી. એવામાં અંગારનો એક તણુખો ઉડીને મીયાંભાઇના જામાની એક બાજુએ પડવાથી સલગવા લાગ્યો તે મીયાંના જાણવામાં આવ્યું નહીં. પણ બીબીની નજર તે ઉપર પડવાથી વીચારવા લાગી કે મુવાનો એકનો એક જામા છે તે બળે છે તેનીએ મુવાને ખબર નથી. બળી ગયા પછી મુવો શું પેહડશે—ચુહલા! આમ જાણી બોલી "મેરી જાણે અલા; મેરી જાણે બલા, કીસીકા જામા જલતાહે" આવું સાંભળતાંજ મીયાં ભડકીને ઉઠયા અને જામાને સળગેલા જોઇ ભોંય ઉપર લેઠીને બુજાવી નાખ્યો.

હવે સહવારમાં મીયાંનો એક પડોસી દોસ્ત મળવા આવ્યો તે હળવેથી બીબીના મીજાજની ખબર પુછવા લાગ્યો, મીયાંએ મગરૂરીથી જવાબ દીધો.

રંડી લડતી હએ, જગડતી હએ,
લેકીન ઘરકી ખબર રખતી હએ.

**દોહરા.**

નારી જેની નાગણી, બીજી કરડવા ધાય,
મરે મારે કાં ડામદે, ઘડીમાં વળી મનાય.
આગળ બેસી આંગણે, કરે ઘણેરા ટોલ,
જાંમો ધણીનો જાળવ્યો, બોલી મર્મી બોલ.



## કરતા હોય સો કીજીએ, ને ઓર ન કીજીએ કગ.

તૈમુરલંગના વખતમાં એક ફીલસુફ નામે નસરઉદદીન, શાહની ખીદમતમાં જનાર હતો. તે વીચારમાં પડયો કે પાદશાહ પાસે પૈસાનીતો ખુટ નથી માટે ભેટ ધરવા સારૂં દાડેમ નહીંતો અંજીર લઇ જાઉં. આ બેમાંથી શું લઇ જવું તે માટે પોતાની સ્ત્રીની સલાહ પુછવા ગયો તો તેણીએ મત આપ્યું કે સોજાં મોખાઇ દાડેમ ઠીક પડશે.

નસરઉદદીન બોલ્યો " તે ખરૂં, પણ મને અંજીરનો ઘણો શોક છે માટે અંજીરજ લઇ જઇશ."

પાદશાહ આગળ જઇ ફીલસુફે પોતાની પાઘડી ઉતારી અને અંજીરની ટોપલી શાહના પગ આગળ મુકી. નસરઊદદીને તેજ દાહાડે હજામત કરાવેલી હતી તેથી બોડું માથું ચલક ચલક થતું હતું. શાહને આથી ઘણું હસવું આવ્યું અને રમુજને ખાતર એકકું અંજીર ઊંચકી ફીલસુફના માથાં ઉપર ટાંકીને ફેંકવા લાગ્યો. દરેક અંજીરે નસરઉદદીન ડોળા ઉંચા ચહડાવી બોલવા પડયો " યા એલાહી મુશકીલ આશાન." આ પ્રમાણે ઘણીવાર બોલવાથી શાહને નવાઇ લાગી તેથી તેનો અર્થ પુછયો. ફીલસુફ બોલ્યો " પાદશાહ હું અલ્લાહના શોકરાના કરૂંછ કે મેં મારી સ્ત્રીની શીખામણ નહીં માની. અગર માની હતે તો આ પોચાં અંજીરને બદલે કઠણ દાડેમથી મારૂં સર ફુટી જઈ હું કેઆરનો મારેઓ જતે."

⸻

## પારીસમાં ચોરોની ઝડપ.

એક દાહાડે પારીસના એક ગાંધીની દુકાન આગળ બે ફ્રેંચ ગ્રહસ્થો ઉભા રહી પોતપોતામાં ખુબ હસવા લાગયા. તેઓના શરીરપર ઘણાં સારાં કપડાં પેહરેલાં હતાં અને ઘણા આબરૂદાર દીસતા હતા. તેઓમાંથી એક બોલ્યો "જોજે હું હું તેમ કરીશ ને ફર કરીશ" બીજો બોલ્યો "હું કેહુંછ કે તું નહીં કરશે, તારે મારે પાંચ ફ્રાંકની શરત." "લાગી, લાવ તાલી" એમ કહી બેહુ જણ દુકાનમાં દાખલ થયા. પેહલાએ દુકાનદારને પુછયું "સાહેબ તમે મધ વેચો છો કે?" "હા સાહેબ."

"તારે બે રતલ મને આપો."

"શામા આપું, તમારી પાસે કાંઇ વાસણ છે?"

"ના, પણ આમા નાખો."

"તમારી ટોપીમાં? ના સાહેબ તમો મશકરી કરોછ."

"અરે નહીં નહીં, તું તારે ટોપીમાં ભર, હમારે શરત લાગી છે."

ગાંધીએ મુગે મોહડે ટોપી લીધી અને તેમાં મધ તોળીને ભરયું. ત્યારબાદ ઘરાકે પાંચ ફ્રાંક તેની કીમતના ફેંકયા. ગાંધી બાકીનો ખુરદો ગણતો હતો તેટલાં ઘરાક બોલ્યો "કેમ ભાઇ આ મધનો વાસ કાંઇ ઓર છે, એમ કેમ?"— "નારે સાહેબ મધ ઘણું ચોખ્ખું છે." "કાંઇ ભુલતા હશો, સુંઘી જુઓ." ગાંધીએ ટોપીમાં પોતાનું નાખ ઘાલ્યું કે

પેલાઓમાંથી એક જણે તોપીને આંચકો મારયો અને ગાંધી જેવો ઊપર જોવા જાય છે તેવીજ તોપી હાખીને તેના માથાં ઊપર પેહડાવી દીધી. સઘળું મધ ગાંધીના આંખ, નાખ, કાનમાં ભરાઇ ગયું અને તે ગુંગળાતો હતો તેવામાં તેઓએ ગલ્લામાં હાથ નાખી જે નાણું હાથમાં આવયું તે લઈ વહી ગયા.



## શોખ સાંભળીને ફુટયા કાન, તોયે ન આવ્યું કાંઇએ જ્ઞાન.

એક ગામડીઓ એક વાર મછવામાં બેસીને નર્મદા નદી ઉપરથી ભરૂચ ભણી જતો હતો તેવામાં વડોદરા રેલવેનો પુલ આવ્યો. મછવાવાળો બોલ્યો "જોજોરે ભાય, પુલનું ઠામણું આએવું."

આ સાંભળી ગામડીઓ બારીમાંથી ડોકું બાહાર કાહાડી જોવા લાગ્યો તેવામાં પુલનું એક ભુંગળું તેના માથાંને અથડયું, જેથી ઝડપમાં માથું માહે ખેંચી લઈ ચાંપતો ચાંપતો બોલ્યો "મારી છછરીના ઘેલછપ્પા, આમ ભુંગળું આવે તારે માથું માંહે ઘાલજોરે કરી કહીયે કે જોજોરે કહીયે. તું જોજોરે ભાય, કરી બોએલો તે હું જોવા ગએલો ને ઓય લેતેકે માથું ફુટી ગયલું"



## "મને તો ખોદાએ ટીપી ટીપીને ઘડેલો છે!"

એક દાહાડે રૂસ્તમ અને નવરોજજી વાત કરતા બેઠા છે તેવામાં રૂસ્તમને ખુબ તાડી પી બોર ખાતાં જોઇ નવલુ બોલ્યો—"કોણુ જાણે શું છે, મને આ ખાધેલું પીધેલું કાંઇ જરતું નહી ને આએ ઢેડાનો ખાધેલા સાત દેવની માફક ખાયછ તો એને કાંઇ થતું નહીં. તે કેમ હશે?" આ સાંભળી રૂસ્તમ હસીને બાંય ઉપર ગબરડી મારી બોલ્યો "જોની તારાં માબાપ જયારે તુને ખોદાયજી પાસે માંગવા ગયાં ત્યારે ખોદાજી ઘણા કામમાં હતા તેથી એક પોતાના કારભારીને હોકમ કીધો કે આ લોક માગેછ તેવણને એક છોકરો બનાવી આપ. કારભારીએ હંઇથી એક માથું, ત્યાંથી તાંટીઓ, એમ કરી તમોને જેમ તેમ ઘડો લાવડો કરી આપી દીધા. પણ મારાં મા બાપ જયારે માંગવા ગયાં ત્યારે ખોદાયજીને ઘણી ફરસુદ હતી તેથી ધીમેથી ટીપી ટાપી જોઇ તપાશીને મને પોતાને હાથે ઘડીઓ અને આખો તઇઆર થયા પછી ફાંચર ફુંચર બધી પુરીને ઠોકી ઠાકીને પછી હઇઆં મોકલીઓ તેથી હું એવો આખાં હાડકાંનો છેઉં. હવે સમજીઓ" ના બાપો શીખામણ લેજો કે જયારે છોકરૂં માંગવા જાઓ ત્યારે ખોદાયજી ફરસુદે હોય તારેજ જોઇને જજો!

→⁂←

## ગરીબ બચારો—કોણ?

એક વાર એક શખ્સ પોતાનાં મીત્ર પાસે ગંભીર ચેહેરે આવીને કેહવા લાગ્યો "દોસ્ત, તારી સ્ત્રી પેલા નસલુ સાથ નાહાસી ગઇ."

દોસ્તે જવાબ દીધો—"ગરીબ બચારો નસલુ!"



## તરકડો હજામ.

નામાંકીત ડાકટર જાનસન ઘણો તરકડો હતો એ તો સર્વને જાણીતી વાત છે. એક વાર સ્કાટલાંડ ખાતે ફરવા ગયો હતો ત્યાં પોતાની ઓળખાણની સ્ત્રીને ત્યાં જમવા ગયો. સ્ત્રીએ અલબતે તેની ઘણી આગતાસ્વાગતા કરી અને પોતાને હાથે બનાવેલું સુંદર પુડીંગ પોતાના પરોણા આગળ મુકયું. પુડીંગ ખાઇ રેહવા પછી સ્ત્રીએ હસીને પુછયું "કેમ ડાકટર સાહેબ પુડીંગ તમુને કેવું લાગ્યું?"

ડાકટરે બેમલાહજાથી ઉત્તર દીધો "એ શું કાંઇ માણુસનો ખોરાક છે? એ તો ગધેડાંનો ખોરાક છે."

સ્ત્રી સમયસુચકતા રાખી તુરત બોલી ઉઠી "હેં કે! ત્યારે તો જરા વધારે લ્યો, હું જાણુતી હવી તેથીજ મેં આજને સારૂં બનાવ્યું."



## ચુપ બેટા, મેં ખુદાકુ ફુસલાતી હું.

ખંબાતમાં મરીયમ નામની એક બુ રેહતી હતી તેના છોકરા જમાલને શીતળા આવયા. આથી બુ ઘણી ગભરાઇ અને બંને હાથ ઉંચા કરી આસમાન તરફ જોઇ બોલવા લાગી—"એ અલ્લાતાલા, એ પરવરદેગાર, જો કચ્ચુ ઇસ વખત મેરે લરકેકુ અચ્છા કરે તો તુજે એ આસમાન જીતની રોટી કરકે ચહડાઉંગી."

આવા શબ્દ સાંભળી જમાલ બોલ્યો—"અમ્માં એ તુ કયા બકવા કરતી! ઇતની બરી રોતીકે લીએ તું ઠીકરી કહાંસે લાયગી?"

મરીયમ નાક ઉપર આંગળી એસારતની કરી બોલી, "ચુપ, બેટા ચુપ, એ તો મેં ખુદાકુ ફુસલાતી હું તુજે અચ્છા હોયગા પીછે ખુદાકુ કયા કપાલ દેઉંગે—ખુદા ખુદાકે ઘરકી ખુદાઇ કરેગા—કુચ્ચ અપન થોડેઇ ઉસીકે ઓશીઆલે હે.

સાજો કરવા પુત્રને, બોલી ઉંચું જોય,
આભ જેવડો રોટલો, આપું હરીને સોય.
કેહવા લાગી સુતને, કપટ કરૂં હરી સંગ,
બેટા, મટે જો તુજને, હરીને ભાનાચંગ.

—

## અરે બીહી હાનો મરે?

હમણુની ખાડીમાં એકવાર ઘણું તુફાન થયું. આ વેળા એક ભાડેના મછવામાં એક ફરંગી પેલપાર જવા બેઠો. મછવો તો ઉપર ને તળે થાય અને ખુબ ઝોંકા ખાય એટલે "ગેપાંઉ" ઘભરાયા અને માછીને પુછવા લાગ્યા:—

"એ—આજે કેમ થાય રે?"

માછી કેહ "અરે બીહી હાનો મરે—એતો આજે જરા વાદલ થઇ આએવું."

"તો મારા નાહાલા—ગહરાઇ ગીઆ તો તારો દાદો પકરવા આવહે કે"

માછી ધીરજથી બોલ્યો "કાંઇ બીહીના—અંઇથી તણાઇ ગયલા બધા પાછા હાથ લાગે. પગારને વરહ મારો ભાય ડુબી ગયલો તે તણુ દારે તણાઇ આવેલો."

"ઓ તારૂં હતીઆ નાહ જાય—યે—એમ હું બોલે—લે મને પાછો ઉતાર. મારો ડુકરો જાણે ચાંદનીમાં ફરનો હોય તેમ વાત કરે."

માછી કેહ "અરે બીહીનારે બીહીના, જો તું ડુબી જાય ને તારૂં મડડું નહીં હાથ લાગે તો મને પુછજે!"

## ઘરપચીઆ ડાકટર.

ડાકટર—ચાલો હવે સાહેબ મેહેરબાન, હજુ તો મને ઘણે ઠેકાણે જવાનું છે.

દોસ્ત—અરે જરા બેસોરે યાર. કામ તો રોજનું છે. એક ગ્લાસ વાઇન પીને જાઓ.

ડાકટર અને દોસ્ત તથા બીજા એકાદ બે ટાહેલ બેઠા એટલે રાતના આંઠ વાગી ગયા જે ઉપરથી દોસ્તે ટકોર કરી—"કેમ ડાકટર તમને તો ઘણે ઠેકાણે જવાનું હતું તે કાંહ ઉડી ગયું?"

ડાકટર—હવે તો મોડું થયું. કાલે જે હોય તે વાત. મારી ટીપમાં આજે ૧૫ ઠેકાણે જવાનું હતું પણ તેમાં નવની તબીયત એવી ખરાબ છે કે આખા ગામના ડાકટર મળશે તોયે તેઓ બચનાર નથી; ને છની તબીયત એવી છે કે મારૂં આખ્ખું દવાખાનું પાઇ દેઇસ તોબી તેઓ મરનાર નથી. વાસ્તે આજે રાતના અખાડા કરી જઇશું તો ચાલશે.



## ઉપાય.

સ્ત્રી—ભાઈ તમને સરકમ ઘણા જોરમાં થયેલા લાગે છે?

પુરૂષ—હા, તેમ છે તો ખરૂં.

સ્ત્રી—સરકમ ઘણા જોરમાં થાયછ તારે તમે શું ઉપાય કરોછ?

પુરૂષ—નાક લુછવા સારૂ ગજવામાં બે રૂમાલ રાખુંછ!

## બાલતો ભુલે.

પુણામાં એક પારસી શેઠને ત્યાં તેમનાં છોકરાની સાલ-ગરેહ હતી. ખાનાની મોટી મજલસ બેઠેલી છે ત્યાં શેઠે છેડે બેઠેલા જમશેદદારૂને હાંક પાડી કહ્યું "લ્યો જમશેદ-દારૂ, આપરા કોલાબેવારા શેઠની સલામતી લેવડાવો."

જમશેદદારૂ જેવણના પેટમાં સખ્ત મોવડાંનો સોલેક ગલાસ ગયલાં હતાં તેવણ શેઠનું બોલેલું બરાબર સમજયા નહીં તેથી બોલ્યો "ઉં—લ્યો—શાયેબો—આએ આપરા કોલા-બાના શેરની સલામતી—લ્યો સાયેબો."



## હુંઠાની રાંડને ઠમકો ભારી.

કાવસજી મોદી લોકને દેખાડવા સારૂં પોતાના ઘર આગળ રોજ થોડાક ભીખારીઓને એકઠા કરે. આ ભીખારીઓ મુકરર કરી મુકેલા તેઓજ આવે, બાકી બીજાઓ ઉપરતો પાણીના કળશીયા ખાલી થાય. એક દાહાડે કાવસજી શેઠ રાતનાં નાટકમાં ગયા તેથી સહવારમાં મોડે સુધી સુઇ રહ્યા. વખતસર એક માનીતો ભીખારી આવી "શેઠ સાબ, શેઠ સાબ" કરી બુમો પાડવા લાગ્યો પણ શેઠ સાબેતો કાંઇ જવાબ આપ્યો નહીં આથી ભીખારી ચાકરને પુછવા લાગ્યો "કેમ આજે શેઠ કારે આવશે?"

"કેમ કેહવાય. વખતે દસ મીનીટમાંખી આવે કે વખતે કલાકખી થાય."

ભીખારી ઠણુકો કરીને બોલ્યો "એ કાંઇ આપુને પરવડવાનું નથી. તારા શેઠને કેહજે કે બીજો ભીખારી શોધી લીએ—મારેથી કાંઇ એમ ખોટી થવાય નહીં—મારેતો હજુ આખ્ખાં ગામની ફેરી ફરવી છે. એવી ભીખ વગર ચાલશે."

એમ કહી મીસ્તર ભીખારી બીજાજમાંજ ત્યાંથી જતા રહ્યા.



## જસટીસ આવ ધી પીસ.

આદરજીને સરકારે "જસટીસ આવ ધી પીસ" કીધાથી તેવણ ફુલીફાલીને ગધેડા બની ગયા. એક દાહાડે તેવણને એક ગરીબ મીત્ર મળ્યો જે ઘોડા ઉપર સવાર થઇને જતો હતો. આદરજીએ તેને તકોબરીથી પણ મશકેરીમાં પુછ્યું—"એ દોસ્ત, વળી તારા જેવાને ઘોડા ઉપર બેસવાનું છાજે કે? ગધેડાં ઉપર સવારી કરેતો શું નહીં ચાલે કે?"

દોસ્તે જવાબ દીધો "યાર, શું કરીએ, સરકારે એટલાબધા ગધેડાઓને જસટીસ આવ ધી પીસ બનાવી દીધા છે કે મારા જેવાને બેસવા સારૂંખી એક ગધેડો શોધીઓ મળતો નથી."



## કોઇનું બળે પેટ ને પાસું, ને કોઇને આવે ખડખડ હસવું.

અમારી સામે નસલુ ભુંડ નામનો એક છોકરો રહેતો હતો. તેનો બાપ તેને ઘણો લાડ લડાવે અને શીખવા ભણવાનું છોડી ઇસ્કી કપડાં પેહડી મુર્ખ બનવાને તેને ઉતેજન આપતો. આ નસલુને કાંઇ કામકાજ નહીં એટલે જ્યારે ત્યારે, કવખ્તે જરમન કાનસરટીના વગાડવા બેશી જાય; તે એટલા સુધી કે આસેપાસેના સઘળાં પડોસી કંટાળી ગયાં હતાં. એકવાર સહવારનાં પોહોરમાં ઉઠી છ વાગતામાં તે ભેંસાસુર જેવો રાગડો કાહાડી ગીત ગાવા લાગ્યો.

"આહો કેસી ખુદરતને ખામી લગાઇ,
પોપટકી સુરત મુજે નહી બનાઇ"—ઇત્યાદી.

આવા કવખતના રાગથી ઉપલે માલના બુઠા બબરચી બદલાનું ઘણુંજ પાકી આવ્યું તેથી રોટલી કરતો ખરડેલે હાથે અગાસી ઉપર આવી ટીંગાઇને કેહવા લાગ્યો:— "અહહહ! ખરેખાત, કાંય નહીં તુંને પોપટ બનાએવો કે ઓય કરતી ગળચી ધરીને મચડી નાખ્તે. ગોલામનો ખાધો, હવારૂ પરતાં કે વનહાએલી દારના જેવું મોહોરૂં કરીને આઆઆ કરવા બેઠો—પોપટતો નહીં બનાએવો પણ ખદાએ ઘુવરતો બનાએવોછ!"



**માથે પડયો પરોણો, કે અણ પેસાડયો પેસે,**
**"આવો" કેહતાં ઉભો રેહ, ને વાત કીધી તો બેસે.**

નાનાભાઇ પારેખ સુરતના રેહવાસી બધી રીતેતો ઠીક હતા પણ તેવણુને એક એવી બુરી ટેવ પડેલી હતી કે જેને ત્યાં અમથું નામનુંખી તેડું આવે કે લાગલા કડછો ચહડાવીને ઉતરી પડે. જો કોઇને ત્યાં સાંજના પાંચ વાગતે મળવાને સારૂં જાયતો કાંઇખી કરીને ત્યાંથી ખાધા વગર ન આવે. હવે નાનાભાઇ લગાર ઉમરે પોંહચેલા હોવાથી સઘળા દોસ્ત આસનાવો અખાડા કરી જતા. સુરતમાં ઘરેઘર આ પ્રમાણે ખાઇ પીને નાનાભાઇ એકવા'ર મુંબઇ આવ્યા અને પોતાના ઘણા દુરના સગા રતનસા સુરતીને ત્યાં ઉતારો લીધો.

રતનસાએ પેહલાંતો થોડા દાહાડા તેમની ઘણી આગતા સ્વાગતા કરી. આઠ દાહાડા થયા, દસ થયા, લગભગ મહીનો થવા આવ્યો પણ પારખજી તો ત્યાંથી સસરવાની વ તજ ન કરે. આખરે રતનસાનું ઘણું પાકી આવ્યું તેથી એક દહાડે લાગ જોઇ નીચે પ્રમાણે વાત છેડી:—

"ભાઇ સાહેબ, તમારી કંઇજ ચાકરી થઇ નથી હો, માફ કરજો—શું કરીએ."

નાનાભાઇ બોલ્યા "અરે નારે સાહેબ, એમ શું બોલોછ? તમારી લાયકી મુજબ તમોતો ઘણુંબી કરોછ."

"એ તો તમારી લાગણી છે સાહેબ, પણ મને નહીં લાગતું કે તમે હવે પાછા અમારે ઘેર આવો."

"કાંય નહીં આવીએ? અરે વાહ! એતે શી વાત છે! હજાર વખત આવશું."

"પણ ભલાં માણસ પાછા આવશો તે કેમ? પેહલાં તો હુંઘથી જવાનીજ વાત કરતા નથી તે!"



## વાણીઆની પક્કાઇ.

એક વાણિયો, બ્રાહ્મણ અને જોગી પ્રવાસ કરતા હતા. માર્ગમાં એક શેરડી (ઉસ) નું ખેતર આવ્યું. તેમાંથી એક બરછો બ્રાહ્મણે માંગી લીધો. તે પેલા જોગીએ ઉંચકયો. પછી એક વિસામા આગળ ત્રણે જણા બેઠા. વાણીઓ કેહે કે, તમે બેએ બે કામ કર્યા તો હવે ત્રીજું ામ હું કરૂં. એમ કહી પેલો બરછો હાથમાં લઇ ઉપરનો છાંટાવાળો પોલો ભાગ બ્રાહ્મણને આપ્યો, નીચેનો બહુ કઠણ ભાગ જોગીને આપ્યો અને વચલો સારામાં સારો ભાગ પોતે રાખ્યો અને પછી બોલ્યો કેઃ—

અગ્રે અગ્રે વિપ્ર, જટાળો તે જોગીનો,
વચલું રહ્યું કંદ, તે આરોગે નંદ.



## ભુલો રે ભાઇ ભુલો.

અરદેશર અડગરો નવસારીથી મુંબઇ આવ્યો અને બજારમાંથી એક ભીંગનું ડોકું વેચાતું લાવી તેને કેમ રાંધવું તે પાસેની સુખ્ખલીને પુછવા ગયો. સુખ્ખલીએ સઘળું સમજાવ્યા બાદ અડગરાજી પાછા ઘર આવતા હતા તેટલાં એક કુતરે ડોકાં ઉપર તરાપ મારી અને તે લઇને નાહાસી ગયો. તે ઉપરથી અરદેશર બોલ્યા "અરે, કમબખ્ત બેઅકલી! એને કેમ રાંધવું તે સુખ્ખલીબાઇને પુછવા પરછ્યા વગર તું એને શું કરશે!"



## નીત નીત મરચો એલાવકે, ને હોઇઓ રોજ રોજ બાજ,
## ન મરચો રાંડકે ઉનાવકે, કે નહીં બાજ કે ફાજ.

ગણદેવીની પાસે ઉનાવ કરીને એક ગામ છે ત્યાં નુરખાં નામનો એક મુસલમાન હવાલદારીના હોદ્દા ઉપર ગયો. ત્યાં ગામના ગરીબ પારસી લોકો તેને વારાફરતી પોતપોતાને ઘર જમવા બોલાવે અને પોતાની મગદુરી મુજબ તેને સુકી પાકી રોટલી દાળ ખવાડે. આવી રીતે જેમ તેમ મીયાંભાઇએ એક માસ ત્યાં કાહાડયો. પછી સારાં નસીબે તેની ત્યાંથી એલાવ ગામમાં બદલી થઇ. જયારે એલાવ જઇ પોહોંચ્યા ત્યારે ત્યાં મુકતાદના દાહાડા ચાલતા હતા, તેથી પારસીઓ મીયાંને જમવા બોલાવે ત્યારે વગર ભણાયલું પણ નક્કર

ખાવાનું તેવણુની આગળ પાત્રાંમા પીરસે. મીયાંભાઇને રોજ રોજ દાળમાં શાક ને આંબાકળીઆ ખાવાના મળે તેથી ઘણા ખુશી થઇ એકવાર પોતાના એક મીત્રને પુછવા લાગ્યા કે—"કયુંબે ઉકરજી! એ તુમારે ગાંવમેં તો મુજે અચ્છે અચ્છે લુકમા ખાનેકું મીલતા હએ; ઔર એ ભીખારી ઉનાવ ગાંવમેં તો રોજ સુકી રોટી ઔર ખીચરી સેવા દુસરા કુચ નહીં મીલતાથા, ઉસકા સબબ કયા ?"

આવું સાંભળી ઉકરે તથા બીજા આસેપાસે પારસીઓ બેઠા હતા તેઓએ હવાલદારને સમજાવ્યું કે "જોની મીયાં સાબ, એતો અમારાં હવડાં દોસલાં છે—દોસલાં—તેથી અમારે તાં સારૂં સારૂં રંધાયછ. બાકી કાંઇ તમારે સારૂં ખામખા તેમ કરતા નથી."

મીયાં બોલ્યા—"ડોસલાં ફોસલાં તો મેં કુછ સમજતા નહીં—એ કયા ?"

જવાબ દીધો જે "અમારા પારસી લોકમાં હરકોઇ મરી જાય તારે તેનો દીવસ આવે ત્યારે ડોસલાં મંડાય ને બાજ થાય તારે સારૂં સારૂં રંધાય—એ બાજ કેની, તે વરસમાં એક મહીનો આવે."

આ ખોલાસો સાંભળી મીયાં આસીરવાદ દેવાની મતલબથી બોલ્યા—"જબતો નીત નીત મરયો એલાવકે ને હોઇઓ રોજ રોજ બાજ—ન મરયો રાંડકા ઉનાવકે કે નહીં બાજ કે ફાજ."

---

## સગાઇમાં સગાઇ, તેમાં શાની ઠગાઇ?

એકવાર એક સ્ત્રી તથા તેની દીકરી છેટે ગામ જવા સારૂં જામનગરથી નીકળી. આ મા દીકરી રાંડેલી હતીઓ તેમની પાછળ પચાસ વારને છેટે બે જણ બાપને દીકરો પણ પોતાના કાંઇ કામનેસર ચાલ્યા જતા હતા. આ બન્નેની નજર પેલી આગળ ચાલતી મા દીકરીના ઉપર પડી. તેમના હાથમાં ચુડો બાંગડી હતી નહીં તેથી તેઓ રાંડેલી છે એવું જણાઇ આવતું હતું. પેલા બે પુરૂષોબી રાંડેલા હતા તેથી પોતપોતામાં વીચાર કર્યો કે જો એઓ આપણી ન્યાતની હોય તો કાંઇ કરી એમની સાથ નાતરૂં કરીયે. હવે આ મા દીકરીમાં દીકરી જુવાનીના તોરથી મા કરતાં વધારે મોટી અને કદાવર લાગતી હતી. આ જોઇ બાપ દીકરાને કેહવા લાગ્યો કે આ બેમાં જે મોટી છે તેના સાથ હું નાતરૂં કરીશ અને તું નાહાનો માટે તારે આ નાહાની બાયડી કરી જોઇએ.

આવી રીતે મનમાંજ લગન કરીને તેઓ ઉતાવળા ઉતાવળા ચાલીને તેમની સાથે થયા અને વાત છેડતાંતો તેઓ એકજ ન્યાતની નીકળીઓ એટલે નાતરૂં કરવાનું નક્કી કર્યું. આણીમેર પેલી બન્ને મા દીકરી છે એવું એઓ જાણતા નથી. તેમજ તે મા દીકરીને પણ ખબર નથી કે એ બન્ને બાપ દીકરા છે.

રાત પડી એટલે પાસેના ગામમાં એક બ્રાહમણને બોલાવીને બાપે દીકરી સાથ અને છોકરાએ મા સાથ નાતરૂં કર્યું અને

પોતાને ઘર આવ્યા. થોડીક મુદત બાદ આ બન્નેને ઘર પુત્ર આવ્યા. આ બે છોકરાઓ એક બીજાના શા સગા થાય તે કોઇ કહી શકશે?



## મૂર્ખને ઉપદેશ તે આપનારને કલેશ.

એક મુનશી કેટલાક શાગીર્દોને ફારશી જુબાન શિખવતા હતા. એક દિવસ તેમને લાયકી રાખવા ઉપદેશ કર્યો કે કોઇ ગ્રહસ્થ સાથે વાતચીત કરતાં તેને મેહેરબાન, કદરદાન, ઇત્યાદિ વિશેષણો વડે સંબોધન કરતાં જવું અને બહુ નમ્રતાથી ધીરે ધીરે શબ્દોચ્ચાર કરી રસ ભરી વાત કરવી. એક રાત્રે તે ઉસ્તાદ મુનશી દીવા પાસે કોઇ કીતાબ વાંચતા હતા તેવામાં એક તનખો ઉડયો અને તેમની પાઘડી બળવા માંડી તે જોઇ પેલા શિખનારમાંથી એક જણ ગુરૂ પાસે આવી તેમનાજ ઉપદેશ પ્રમાણે ધીરે ધીરે "મેહેરબાન, કદરદાન, ઉસ્તાદ સાહેબ" વગેરે લફજો કહી તબીયત સંભાળતાં, "આપકી પગડીકું રોશનીકી સાથ દોસ્તી હુઇહે" એમ ધીમેથી બોલવા લાગ્યો. એમ કેહેતે કેહેતે તો પાઘડી બળી જઇ ગુરૂજી દાઝ્યા, અને ઘુસે થઇ કહ્યું કે,—બેવકુફ તુરત કેહેવું હતું કે નહિ. શિષય કેહે કે આપના ફરમાન મુજબ લાયકીથી વાત કરી તેમાં ગુસ્સે થાઓ તો લાચાર



## ડોશી બોલતી નાં તો કેહુ નારે બાપા.

હમારી ઓળખાણુની એક પારસી સ્ત્રી નામે ચાંદનબાઇના બે છોકરાંઓ હતાં. તેમાં એક પંદર વરસની છોકરી અને પાંચ વરસનો રૂસતમ નામનો છોકરો હતો. પોતાની છોકરીને પરણાવવાની બાઇને ઘણી ઉલટ હોવાથી તેણીએ પડોસના એક છોકરા નામે નશરવાનજીને ફુલવવા માંડયો. માઠાં ભાયગે આ નશરવાનજીનું નાક બહુજ મોટું સીસોડા જેવડું હતું. અને કમબખ્ત રૂસતમને એવી નઠારી ટેવ હતી કે એવું વાંકુ ટીકું કંઇબી જોય તયારે ખુબ હસીને મોટે સાદે સર્વેની ઠેકડી કરતો હતો.

એક દાહાડે ચાંદનબાઇએ નશરવાનજીને જમવા બોલાવ્યો પણ મનમાં વીચાર કીધો કે આ દુકતો રૂસતમ નાકની મશકરી કરશે તો સઘળું ઘાંમટ થઇ જશે તેથી એક આફુસની કેરી બાહાર કાહાડીને ટેબલ ઉપર મુકી અને રૂસતમને પાસે તેડી સમજાવ્યું કે—"જો દીકરા આજે પાસેના નશરવાનજી જમવા આવવાના છે તેથી તેવણુની કંઇ મશકેરી બશકેરી કરતો નાં હો, તેવણુનું નાક ઘણું મોટું છે તે જો નથી બોલ્યો તો હમે જમવા જશું તારે આએ આખી આફુસની કેરી તુંને આપશ."

સાંજનાં નશરવાનજી આવ્યા અને ચાંદનબાઇ તથા તેવણુ પોતે બેઠાં. તેવણુનું ચુહુલીઆ જેવું નાક જોઇ રૂસતમને હસવું તો ખુબ આવતું હતું પણ કેરીના જીવપર જેમ તેમ ખામોશ કરી જતો. દીવા થયા પછી ચાંદનબાઇ તથા નશર

વાનજી જમવા સારૂં ઉઠયાં, એટલે રૂસતમ વેહેલો વેહેલો ઉઠી આડો આવી મોટે સાદે કહેવા લાગ્યો " મમાં, જો મેં એવણના મોટાં નાખ્યની મશકેરી નહી કીધી તે હવે મને કેરી આપોની."

સેવટ:—ચાંદનબાઇની દીકરી હજુ કુમારીજ છે.



## કંજુસનાં કૌતક.

એક અતી કંજુસ પુરૂષ પોતાનાં નીરદોશ બાળકોને નીચે પરમાણે ઠગતો હતો. " ચાલો છોકરાંઓ, જે રાતનું ખાણું ખાધા વગર સુઇ જાય તેને બબે દોહોડીઆં આપું." દોહોડીઆંની લાલચે બધાં છોકરાંઓ ખુશીથી કબુલ થતાં અને પૈસા લઇ ભુખ્યાં સુઇ જતાં. સવારનાં ઉઠે એટલે આ સુમ બાપ તેઓને કેહ કે " ચાલો જે કોઇ બે દોહોડીઆં આપે તેને એકકું આખું પાંઉં આપું." છોકરાં રાતનાં ભુખ્યાં એટલે સઘળાં દોડાદોડ કરી રાતવાળાં દોહોડીઆં પાછાં આપી પાંઉં ખાવા પડી જતાં. આ રીતે આ કંજુસને પોતાના પૈસા પાછા મળતા અને રાતનું ખાવાનું બચતું તે જુદું.

## પડી આદત ક્યું જાવે ભઇઆ,
## કાખમે મારે દો આઠકે પઇયા.

અયોધ્યા શેહેરમાં દેવીદીન નામે એક આબરૂદાર પુરબીયો રેહતો હતો. આ ધણીના છોકરાનું નામ રામદીન કરી હતું. છોકરાની માથી બાપ દીકરા બેહુ બેજાર હતા. આ સ્ત્રીને એવી ખરાબ ટેવ પડી હતી કે જ્યાં જાય ત્યાંથી કાંઇને કાંઇ ચોરી લાવે. બજારમાં જાય તો એક આનાનો સોદો લાવે તેની સાથે ચાર આનાનું તફડાવતી આવે. તેણીનો માટી આ ચાલથી ખીજી તેણીને ઘણો પોખ ઝીલાવતો તથા છોકરો વારેઘડીએ આજીજી કરી સમજાવતો પણ ફોકટ. તાજી શીખામણ હોય ત્યાંસુધી માને ને પછી જેવીને તેવી.

એક દીને રામદીનને સાસરે કાંઇ વીર્થ હતી તેથી ત્યાંથી સઘળાંને જમવાનું ઇજન આવ્યું. દેવીદીન પોતાના બેટાને કેહવા લાગ્યો—"સુનતે હે ભૈયા, જીમનેકે લીએ અપન દોહી જાવેગે, તોહારી માકા અપને સંગ લેનેકી કુછું મતલબ નાહીં, કયું કે વાંહી કુછું ચોરીકી દીયાનત કરે તો સરમકે મારે જાન જાવે."

આવું સાંભળી રામદીનની મા ઝટ બોલી ઉઠી કે "મેં તો સબહેકે. પેહેલે આઉંગી."

દેવીદીન કેહ "જબ તોહરે લીએ હવારી આબરૂકા બટા લગાઇ? અબતો મેં ન જાંઉંગા."

મા કરગરીને કેહવા લાગી કે "રામજીકે કસમ, અબકી મેં સગેકે ઉહાં કબી વએસા કામ નાહીં કરૂંગી."

આવી ખાત્રીથી દેવીદીનનું મન સમાધાન થયું અને સઘળા જણ રામદીનને સાસરે જમવા ગયાં. વેવાઈના ઘરમાં સઘળા આદરમાનથી જમવા બેઠા પછી રામદીનની માને પોતાની અસલ આદતને લીધે હાથ ચવડચવડ થવા લાગ્યા અને આસેપાસે જોતાં પોતાની પછવાડેજ એક નાહાના પલંગના બે પાયા પડેલા જોયા તે નજર ચુકાવીને પોતાની બગલમાં સંતાડી લીધા. જમી રહ્યા પછી ઘર જતાં રસ્તામાં રામદીન ખુશી થઈને બાપને કેહવા લાગ્યો કે આજે તો મારી માએ આપણી આબરૂ કબુલાત પ્રમાણે રાખી; જે સાંભળી આબરૂદાર મા બોલી.

"પડી આદત કયું જાવે ભઇયા
કાખમે મારે દો ખાટકે પઇયા."

એમ કહી પોતાની સાડી ઉંચકી ખાટના બે પૈયા સંતાડેલા દેખાડયા.

ટેવ ટળે નહીં ટાળતાં, ભલી કે બુંડી હોય
શીખામણ દે સો મળી, રંચ તળે નહીં તોય—૧.

બીજું ન જડયું ચોરવા, પલંગ પાયા હાથ
લઇને માર્યા બગલમાં, ચાલી પતી સુત સાથ—૨.

## ઉમેદવાર અને તેનો ચાકર.

એક માણસ ચાકરી સારૂં પરદેશ જવા નીકળ્યો. સાથે એક ચાકર રાખ્યો, પેહેલ મુકામે ચાકર પાસે ખાવાનો સામાન મંગાવ્યો. ધર્મશાળા પાસેની દુકાનેથી ચાકર સામન લાવ્યો. બંને જૂદી જૂદી રસોઇ કરી જમ્યા. બીજે દિવસ ચાલવા માડયું ત્યાં માર્ગમાં ઉમેદવાર ધણીએ પોતાના ચાકરને વાત કરી કે—"હાલ ચાકરી નથી તેથી સાદુ ખાવું જોઇયે. કાળ જે તું ઘી ગોળનું સીધું લાવ્યો હતો તે પ્રમાણે ચાકરી થયા પછી ખવાયે. હાલતો માત્ર દાળ અને બાજરાના લોટથી ચલાવવું." ચાકર કેહે બહુ સારૂં. ચાકરી હોય તેને સારૂ ઘી ગોળ અને બેચાકરીવાળાને સારૂ લોટ દાળ એ બરાબર છે. પછી બીજે દિવસે સાંજરે વિસામો કર્યો ત્યાં ચાકરે લોટ દાળનું સીધું લાવી પેલા ઉમેદવાર ધણીને આપ્યું. તે જોઈ પેલો ધણી ખુશી થયો કે આપણી સૂચના પ્રમાણે ચાકરે કર્યું, અને કરકસર કરી. ધણી અને ચાકર જમ્યા. ચાકરે હીસાબ કરી આવી ધણી પાસે પૈસા માંગ્યા કે ૩૦)= આપના સિધાના અને ૩૦॥ મારા સીધાનો, કુળ આના ૧૦) આપો. પેલા ધણીને તો આશ્ચર્ય લાગ્યું કે એ શું! ચાકર કેહે કે, સાહેબ આપના કેહેવા પ્રમાણેજ કર્યું છે. આપને ચાકરી મળી નથી ત્યાંસુધી લોટ દાળ, પણ મનેતો આપની ચાકરી મળી છે તેથી ઘી ગોળનું સીધુ જોઇયે. આ સાંભળી ધણીએ વિચાર કર્યો કે એક હાણ અને બીજું હસવું એ આનું નામ.

## ભેજું.

એક બેવકુફ છોકરો એકવાર પેહેલ મારની બારીએથી પડી ગયો અને ખોપરી ફાટી. આસપાસના લોક દયા ખાઇ કેહવા લાગ્યાં "અરેરે બચારાનું ભેજું બધું દેખાયછ." આ ઉપરથી છોકરો બોલી ઉઠયો—"એ વાત જઇને કોઇ મારા બાપને કેહો તો, તેતો હમેશ કેહછ કે મારા માથાંમાં ભેજું છેજ નહીં !"



## ચંદુલ ચહુડે ચાર દેખાય.

ડોસુ દલાલ આદતે "ટી ટોટલર" હતો યાને સાંજના સાત વાગતાની અગાઉ દારૂ પીવાના સોગંદ લીધેલા હતા. એક દાહાડે રાતના પાલવા બંદર ઉપરના હોટલમાંથી ખાઇને આવતાં તેવણ ભારોભાર થયલા હતા તેથી જેમ તેમ લથડતા પથડતા મયુનીસીપાલ હાઉસ સુધી તો આવ્યા પછી ત્યાં પ્રીન્સ આવ વેલ્સના પુતલાં આગળ એક ગેઆસની બતીનાં ઠાંભલાને વળગીને તેની આસપાસ ચક્કર ચક્કર ફરવા લાગ્યા. આ વેળાએ ચાંદરનું પડતું હતું તેથી પુંતલાં તરફ જોઇ ડોસાભાઇ બોલ્યા "સાં ઈ તાં આએ ઇંગ્રેજ શવાર ભુલો પરેઓશ હું કે!— કેઆરનો પંદરક ફેરા હંઇથી ખાઇ રહઓ પણ રશતો બશારાને પાતોશ નહીં હો."





આગ્રે અંગરેજ સવાર જુઓ પરેગ્રાફ—૨૮૮



આપની પાર્ટી ખુદ ઉપર બધી નજર પે.—૨૮૯

## એકલપેટા, દેખ ફજેતા.

એક નાહાની મંડળીમાં કેટલાક મીત્રો એક જુવાન પુરૂષની ઠેકડી કરે છે—"બચ્ચાજી તમે ફસ્યા—પેલી છોડી ઉપર તમે ખુરબાન થયા છો. તે જ્યારે લગન થશે ત્યારે તમારો જીવ ઠેકાણે પડશે."

જુવાન પુરૂષે રમુજમાં જવાબ દીધો "નહીં તેમ નથી—છોકરીમાં કાંઇ રામ નથી પણ એના બાપની પાકીટ બુક ઉપર આપણી બધી નજર છે."

આ વાત થવા પછી ત્રણ ચાર દાહાડે ઉપલો જુવાન શખ્સ પોતાની માશુકને મળવા ગયો અને બીજી ત્રીજી વાત થવા પછી ઉઠી તેણીની પાસે જઇ ઘણી મમતાથી કેહવા લાગ્યો—"મારી દીલદાર, મારા દીલની જે આશા છે તે વીશે અત્યાર સુધી કોઇ દાહાડે મેં વાત છેડી નહીં હતી, પણ હવે મને મારી અરજ ગુજારવાની રજા આપો."

સ્ત્રી બોલી "મોટી ખુશીથી; હું તમારા દીલની આરજુ પુરી પાડીશ. આ લ્યો—મારા જાણવા પ્રમાણે એ ઉપર તમે તમારૂં દીલ બાંધ્યું છે—એટલે હવે તમને હઇઆં ફરીથી આવવાનું કારણ રેહશે નહીં—સાહેબ મેહરબાન!"

આ પ્રમાણે બોલીને તથા પેલાના હાથમાં એક નાહાનું બંડલ આપીને સ્ત્રીતો ત્યાંથી ચાલી ગઈ. પુરૂષ બંડલ ઉઘાડીને જોય છે તો તેણીના બાપની ખાલી ચામડાંની પાકીટ બુક માંહે બાંધેલી હતી.

## જેણે મુકી લાજ તેને નાહાનું સરખું રાજ.

એક ઘરડા ડોસા આંખ ઉપર મોટો ચશમો ચહડાવી પછવાડે બે હાથ કરી દુકાનોમાં આમથી તેમ ડોકયાં ઘાલતા હતા. તેવામાં એક નાહાનો છોકરો તેમનું ગજવું હળવેથી કાતરવા લાગ્યો કે માંહેથી જે હોય તે ચોરી લે. ડોસાજીને ગજવાં ઉપર ભાર લાગ્યાથી ફરીને જુએ છે તો આ નાહાનો ખીસાકાતરૂં પોતાના કામમાં મઢેલો છે તેથી ઘણા ખીજાઇને બોલ્યા—"હઇ યો રાસકલ, આટલી નાહાની ઉમ્મરનો થઇને આવાં કામ કરે છ તે તને શરમ નથી આવતી?"

આ સાંભળી છોકરો બોલ્યો—"લે વળી આ ઘાંખરાની ઘરપચ જોઇ કે? આવો ઘરડો થયો ને હજુ ખીસાંમાં રેશમી રૂમાલબી નથી રાખતો તેની તને શરમ નથી આવતી?"



## કાણા હજામની કાહાની.

એક કાણા હજામને ત્યાં એકવાર એક સાબુ સુકાલ્યો હજામત કરવા આવ્યો. તેની મતલબ હજામના પઇસા પચાવી પડાવાની હતી. હજામે જોયું કે આ બંદા કાંઇ દોહોડીઆં રોકડાં તોલે તેવા દીસ્તા નથી તેથી કાંઇ ગત લગાવવી જોઇએ. ટપટપી ઉપર અસ્રો ચલાવતાં તે બોલ્યો—"ભાઇ, મારી રોજી તો સારી ચાલે પણ ઉઘરાણી બહુ ખોટી થાય."

ઘરાક બોલ્યો—હું? એમ કેમ? તું ધીરધારનો ચોપડો રાખતો કેમ નથી?"

હજામ કેહ "અરે બાપજી, હમે ગરીબ આદમી ચોપડો ક્યોંથી લાવીએ?"

"પણ તારે તું હીસાબ કેમ રાખેછ?"

"તમારે લઇને આપરે ઉધારવાળા હોયની, તેના નાક પર હળવેથી એક ચપકો મુક્યે ને પછી મહીનો થાય એટલે નાક પરના ચપકા ગણીએ એટલે જણાય કે ચેટલી હજામતનાં પૈસા બાચી રહેલા."

આટલી વાત થવા પછી હજામે પેલાનું માથું બોરવા માંડીયું અને હળવે રહીને તેનું નાક ધરીને અસ્રાથી એક ચપકો મેલીઓ. પેલો ઘભરાયો કે મારો નાહાલો પૈસા જતા રેહવાની બીકથી નાકબાક કાપી નાખશે તેથી બોલ્યો "અરે પણ દોસ્ત, તેં મને કહ્યું નહીં કે તું કોઇ પાસેથી આંગપરખી પૈસા લેછ કે નહીં?"

બે આંગળીની વચમાં નાક મજબુત ધરી રહી હજામ બોલ્યો—"હોવે બાપજી ઓંગ પરખી લઇએ."

પેલાએ લાગલી પાવલી કાહાડી આપી અને બોલ્યો—"લે, આ ચાર હજામત સુધી કામ લાગશે—ચાલ હવે જરા નાક તપાશીને બોરજે હો."

"વારૂં બાપજી!" એમ કહી ચતુર હજામે એક આંખ મારી પાવલી ગજવામાં મુકી.

## કોરા વાગા કડકડે ને ઘરનો ઘોડો ભુખે મરે.

પદમ પીર પાસે એક ગાડી ઘોડો હતો, પણ તે ઉપર ખર્ચ ઘણો થતો એટલે પદમે ઠેરવ્યું કે રોજરોજ ઘોડાના ખાધામાંથી થોડું થોડું કમતી કરવું, અને એમ કરી તેને બિલકુલ ખાધા વગર જીવવાની ટેવ પાડવી! આ નાદર ઠેડાવ મનમાં કરી પદમે રોજરોજ થોડું થોડું ઘોડાનાં ખાધામાંથી કમતી કરી આખરે બિલકુલ બંધ કરી નાખ્યું. એ પછી ઘોડો તો મરી ગયો. એક દહાડે એક મિત્રે પુછયું—"કેમ ભાઈ, તાહારો ઘોડો શાથી મરણ પામ્યો?" પદમે જવાબ દીધો—"અરે યાર તેને કેવી મહુજાની સુના જેવી ટેવ મેં પાડીતી કે બસ ખાધા વગર જીવે, પણ તેટલાં કોણ જાણે શું થયું તે એકાએક મરી ગયો!"



## મેં સબ પાસ મંગું—મેરા પાસ મંગે સો મર જાય.

એક દરવીશ કોઈ જાણીતા બખિલ પાસે ગયો, અને કાંઈ માંગણી કરવા ઇચ્છયું. બખિલે કહ્યું—"પેહેલાં તું માહરી એક ઇચ્છા કબુલ કરે તો પછી હું તાહારી માંગણી સાંભળું." દરવીશે કહ્યું,—"હા, ફરમાવો તે શું ઇચ્છા છે?" બખિલ બોલ્યો—"માહારી ઇચ્છા એવી છે કે તારે મારી પાસે કાંઇજ માગવું નહી."



## પારસીઓની શુભ પતેતી
## વાણીયો કેહ એ શું ઢડ ફજેતી.

પતેતી! પંદર દહાડા હજી તો પતેતીને બાકી હતા તેટલાંથી મારો જીવ "તલપાપટ" થવા લાગ્યો. ઓ પતેતી! અરે પતેતી! લાલ ઇજાર પેહેરું કે સુફેદ? ડગલી સિવાડું કે ડગલો? બુટ કેવાં લઊં? ટોપી હવડાં હવડાં કેટલાક એસકાઓ વેલાતી કસબી કપડાંની પેહેર છે તેવી કરાઊં તો પાસેની છોકરીઓ મશકેરી તો ન કરે? શું કરવા મશકેરી કરે, શું કોઇના બાપની ચોરાબોરી છે? એવી હિંમત કરી માને મોહોડેની બેચાર ગાળો ખાઇ આખરે એક કસબી ટોપી, પાટલુનરોકી બ્લુ સલીવાળી ઇજાર, નેટનો સદરો અને પોલકા જેવું બદીયાન તૈયાર કરાવ્યું. હજાર બેણ કૌતક કરી પાઘડી તૈયાર કરાવી. માયજી તો આ વેળા "અખાડાકી તઠી" કરવા માંગતાં હતાં, પણ આપણે અડીને બેઠા કે, "મન-માનતો વાગો જો તૈયાર નહીં હશે, તો આપણે પતેતી પછી ચાકરી બાકરીએ જવાના નથી." માય ધભરાયાં તે જેમ મેં માંગ્યું તેમ જાંહાસ્યું. ચાર દહાડા બાકી રહ્યા એટલે તો હર્ખે માયો સમાય નહીં! તેમાં નોરોજની રાત્રે તો તોબાહ! તોબાહ! પણ શું થયું તે તો સાંભળો. સઘળું તો તૈયાંર હતું પણ બુટવાળો બુટ લાવ્યો ન હતો, અને વાયદો કરી ગયો હતો કે પતેતીને દહાડે બડી ગજ્જર લાવીશ. આપણેબી સુક્કો દમ ભરાવ્યો હતો કે "જો બચ્ચા, પતેતીને

દહાડે નથી લાવ્યો તો તારી વાત." પણ મનમાં એવું કે નહીં લાવશે, તો વળી કેહેવા કોણને જઈશું? નોરોજને દહાડે રાતનાં વેહલો સુઇ ગયો કે સહવારનાં વેહલો ઉઠાય. અગ્યારેક વાગતાં આંખ ઉંઘડી તો સામેનાં ઘરમાં ગડબડ સડબડ છે. સઘળું ધોવાયછ ખવાયછ, અને સાંમેનો છોકરો જે બારે માસ મોહોડાંમાંથી ગાળબોળ દે છે તે માટે સાદે ભણે છે. આપણે તો મારી છલાંગને ઉઠયા. મનમાં એવું કે—ચાલો સહવાર પડવા આવી, પણ ઘડીયાંલમાં જોયું તો ૧૧ વાગેલા! અકડવકડ કરી પાછા સુતા પણ માથાંની આગળજ સાંમેનો છોકરો ભણે તેથી ઊંઘ આવે નહીં; જેમ તેમ ધડફરી મારી ત્રણ વાગ્યા એટલે વરદી કરવા મુજબ મકલો હજામ બારી આગળ આવી "શેઠ, શેઠ" કરી હાંક પાડવા લાગ્યો. માહરા ઓરડામાંનો ઝુફતોઝાપતો દિવો લઇ હું ભાંયતળીયે ગયો. એટલી તો અધિરાઇ થયલી કે હું મકલાને ગાળ દેવા લાગ્યો, કે "આવાતેવા, જરા સકારે આવી મર્યો કેની?" મકલાનેબી જે ફફડાત ચઢયો, તે બુઉ-ઉ—ઠો અસ્ત્રો કાહાડી માહારૂં ચામડું છોલી લાલ બોકનડા જેવું કરી મુકયું, અને માથાં ઉપર બે ને દાઢી ઉપર ત્રણ એમ સઘળા મળી પાંચ ચપકા ઢેડના ખાધાઓ તો મુક્યા. સગન તો સારા થયા, પણ પતેતીની ઉલટ, એટલે તુર્ત વેળાએ તો કાંઇ લાગ્યું નહીં. માળ ઉપર જઇ નાહી ધોહી (વાંચનાર, તુને હલુસે કાનમાંજ જણાઊં છું કે ગોરો થવા સારૂં જરા ખીસો મોહોડા ઉપર વધારે ચોળ્યો હતો!) ચડીદાર કપડાં પેહેડયાં. આરશીમાં સુરત જોઈ ખુશ થવા

લાગ્યો. પણ ખાનુંખરાબ થાય એનાં બુટવાળાનું! તે ક્યાં છે! હવડાં આવશે, ઓયે આવશે, કરતાં પોહોર ચઢયો, પણ ગુલામની તો કાંઇ ધનનસલ જણાય નહીં. આખરે દસેક વાગતે તેવણ આવ્યા. આવતાંને વાર મેં તો તેને ઝાડીજ નાખ્યો. બુટ પેહડી જોવા જાઉં છું તો નાહાના! પગે આવે ખરાં, પણ પગ બધો દબાઈ જાય. મેં ધાંધલ કીધી કે જોઊં એ મસે કાંઇ કરદો થાયછ પણ બુટવાળો તો સાંમો દમ ભરાવા લાગ્યો, કે "કયા દમ દેતા હયે શેટ, ચૈયે તો લો નહીં તો અમારા પાસ દુસરા ઘીરાક હએ. નાપ પરમાણ બનાયા ઔર છોટા કાયકા!" હવે શું કરવું? સપરમે દહાડે જુના બુટ કાંઇ પેહેડાય? ફફડી ચટકીને બુટ તો રાખ્યાં. પછી વાજાંવાળાઓ ઘરેઘર ફરવા લાગ્યા. માહારી ઘણી મરજી કે વજડાઉં, પણ દોહોડયાં જોઇએ તે માએ પાસેથી કાળાવાળા કરી એક રૂપ્યો લઇ આવ્યો, અને બબે આના બબે આના કરી ૧૧ વાગતાં સુધી વાજું વજડાવ્યું. વાજું સારૂં હતું! આખ્ખાં માખ્ખાં ચાર માણસો હતાં. તેમાં એકની શીશોડી તો વાગતીજ ન હતી. બીજાના હાથમાં પિત્તલનાં નળાંજેવું કાંઇ હતુ, તે જરાજરા વારે હોંઓં- હોંઓં કર્યા કરતું. બાકી એક પરઘમ અને એક શીશોડી વાગતી હતી. બારીએ જરા એમ તેમ જોયું. પાવળીએકની અર્ધીઓ કરાવી સખાવત કીધી. એક પેંગો પારસી, આસરે ૮ તસુ લાંબો, એસકી થઇ જાતો હતો, તેને ભપકામાંજ સલામ કરી, બાવા સાથે વાડી જવા તૈયાર થયા. ઓટલા ઉપર ઉતરૂં- છું,તેટલાં સસરા મળ્યા. તેવણ ગંભિરાઇથી"હમાજોર હમાસોપે"

એવું એવું કાંઇ પરચુટણ બડબડવા લાગ્યા. પણ માહારૂં ધકધ્યાંન સઘળું તેવણનાં હાથ ઉપર હતું, કે જોઇયે ગજવામાં હાથ ઘાળી કાંઇ પનેતીનો રૂપ્યો કાહાડેછ. પણ સસરા વળી એવા બેહેલી કે ચોખ્ખી હુમાજોર કરી લેહકા કરતા કરતા ચાલવા માંડયું.

હવે વાડી ગયા ત્યાં શું થયું તે કહું. હજુ નહીંજ ગયો હતે તો પરવડતે. માહારા બાવા તથા તેમના દોસ્ત દોસ્તદારોતો ચોપટનાં હાડકાં ઠોકવા બેસી ગયા, અને હું તથા માહારા જેવા બીજા ચાર પાંચ પોરીઆઓ એક ખુણામાં ભરાઇને ૨૧ નો પાનાદાવ બબે આના કાહાડી રમવા લાગ્યા. માહારી પાસે પોતાનું તો કાંઇ હતુંજ નહીં. પણ તે દહાડે "ફ્રેન્ચ શાપ" માંથી "રીબીન" લાવવા માટે માહારી બાઇડીએ મહને સવા છ રૂપ્યા આપ્યા હતા. મેં વિચાર કીધો કે એમાંથી એક રૂપ્યો કાહાડીને રમું. જો જશે તો માયને કાલાવાલા કરી પાછો મુકી દેઇંશ, ને જો કમાયા તો વાઉવાહ! રૂપ્યો તો જતો રહ્યો, પણ લોભની માનું પેટ બળે. હવડાં ઝીતવાની વારી આવશે, હવડાં આવશે, કરતાં કરતાં તો બધા સવાછ રૂપ્યા ગેબ થઇ ગયા! માહારા તો હોશકોશ ઉડી ગયા. ખાવાપીવાનું અકારૂં થઇ પડયું. જેમ તેમ ઉદાસ જીવે રાત પડી અને ખાવા બેઠા. પેહેલાં માહારા બાવાએ સઘળાં છોકરાંઓને જરા જરા વાઇન નમાવ્યો, કેમકે ખાધાનું બાદીનું ભારી હતું. ટેબલઉપર જુદી જુદી સલામતીઓ લેવાતી, અને તેની ધુમ ગડબડ મચતી હતી. તે ગડબડમાં બાવા નહીં જોય તેમ આપણે

જરાજરા બ્રાંડી ઠોકયા કીધો. "લમ્બો સાહેબ આતશબે-હેરામની સલામતી," તો આપણેબી "લમ્બો સાહેબ" કરી નોશ કરતા જઇયે. દારૂ પીવાની કોઇ દહાડે ટેવ નહી એટલે બબ્બે બાવા અને બબે કાકા આંખે દિસે! દિવા તો જાણે ટેબલ ઉપર નાચે કુદે! આખરે શું સલામતી લેવા-યછે, તેબી સમજાય નહીં, ને મનમાં આવે કે "ઉઠશું કેમ?" ચેહેરા ફેરફાર, એટલે શું નું શું સમજાય! એક જણે સલામતી લીધી, કે "લગ્મો સાહેબ કેસરે હિંદની સલામતી," તો મહને "કેસર ને હિંગ" સંભળાયું, તેથી દારૂની ઝુમમાં હું ખડખડ હસી કેસર કે હિંગની સલામતી લેવા લાગ્યો. ખાણું ખલાસ થયું, અને આપણે ભપકા-માંજ ઉઠીને જાણે કાંઇ હોયજ નહીં તેમ ટેબલ પકડી પકડીને ચાલવા ગયા. પણ જાણે માહારા ટાંટીયાજ નહી મળે. માથું ઘુમવા લાગ્યું, અને અકેકી ચીજ બબ્બે ત્રણ ત્રણ દેખાય. આખરે માહારા બાવાની નજર માહારા ઉપરે પડી, અને તેવણ ચેતી ગયા કે હું લટુજી થઇ ગયો છું, તેથી પોતાનાં એક દોસ્તદારની સાથે મને બગીમાં જેમ તેમ ચઢાવીને ઘેર મોકલ્યો. રસ્તામાં બગી ચાલે ને માહારા પેટમાં તો "ગોબરીફીકેશન" થવા લાગ્યું. મરઘી અને કવાબ, દારૂ ને ચાવલ બધું પેટમાં એકરસ થવા માંડયું. બગીને આંચકે આંચકે ચાવલ અને મરઘી ઉપર અને દારૂ હેઠે, એમ હોજરીમાં ગબરડી રમવા માંડી. ઘેરસુધી તો સિધા આવી પુગ્યા, પણ ઓસરી ઉપર પગ મુકતાંજ ટકાયું નહીં. મરઘી કેહેજે હું પેહેલાં બાહાર આવું ને ચાવલ કેહેજે હું!

એમ મારામારીમાં આપણે પેહેલી નિશાન ઓટલા ઉપરજ કાહાડી. દાદર ઉપર ચઢતાં દર ફાંડયે અક્કેક નિશાન કાહાડતા ગયા, તે છેક ઢોલીયા સુધી! ઢોલીયા આગળ બાકી રહેલું સહેલું ખાલી કીધું. માહારી બાયડી મહને ધમકાવા લાગી, કે "ખાવા પીવા ગયા ત્યાં આએ શું મોહોકાણુ વાળી આવ્યા." પણ મેં ગળાં ઉપર હાથ મુકીને સમ ખાધા, કે "મ—મ—મેં એક—એક—એ--ક ટી—ટી—પું—પી—પી—ધું નથી." તુર્ત વેળા તો સુતા પણ કમબખ્ખી! ઢોલીયો તો જાણે તરે! વાંકો થાય ને ટીકો થાય! જાણે છત્રી નિચે ને પૈયા ઉપર! પણ માહારી સમજુ બાયડી બિચારીએ પાણીનાં કટકા ભિંજવીને માહારા કાટીને કકડા થતાં માથાં ઉપર મુકયા કીધા. એમ કાહાણી કીરતે રાત ગુજારી અને સહવારનાં ઉઠયા તો કયાં જાય! માથું કેહેજે માહારૂં કામ અને પેટમાં આતસની પેઠે આગ બળે! સોડા પીધો, ઠંડા પાણીએ નાહ્યાયો, પણ કાંઇ વળ્યું નહીં. સવારનાં ભોંયતળીયેનાં ભાડુત બાઇએ રમખાણ મચાવ્યું કે ઓટલા ઉપર અને ખડકીમાં આ બધું કોણ નપોદ વાળી ગયું? કોઇ કબુલ કરે નહીં. આપણે તો જાણે જાણતા નહીં તેમ "સસાકા તીન પાંઉં" કરી ગયા. પણ દાદર ઉપરખી તેજ નિશાન! આ નિશાન જોતાં જોતાં ભાડુત બાઇતો છેક ઉપર આવ્યાં, તો નિશાન છેક ઢોલીયા સુધી આબાદ! આપણે તો ખસીયાણા પડી ગયા, અને મોહોડે રૂમાલ દઇ નિચી મુંડીએ બીજે દીવસે હાફીસમાં ગયા અને

કસમ ખાધા કે હવે પછી પતેતીને દાહાડે કોઇ દાહાડેબી વારી જવું નહીં. પણ જયારે બીજી પતેતી આવી ત્યારે કેહવત પ્રમાણે

કુવામાં પડી કુતરી
ને સમ ગયા ઉતરી.



## ચુંડા લાજનો ખડકાવે ઘણો.

એક વેળા એક અઘોડ પુરૂષ પોતાના ઓટલા ઉપર ઉભા રહી મોટે મોટે બુમો પાડવા લાગ્યો—"ઓ બાપ, હવે કેમ કરૂં, અરરરર–ઓ જીવ જાયછ રે," ઇત્યાદિ. આ સાંભળી અરોસીપડોસી સઘળા દોડી આવ્યા, અને જોય છે તો પેલાની આંખોમાંથી ગડગડ આંસુઓ નવધાર ચાલેછે. સઘળાઓ ચિંતાતુર થઇ પુછવા લાગ્યા—"ભાઇ શું છે, શું છે, જરા કેહતો ખરો. એટલું બધું તાહારૂં શું નખોદ વળી ગયું, કે તું આ પ્રમાણે કલાપીત કરે છે?" પેલાએ જવાબ દીધો—"અરે ભાઇઓ, શું કહું, મેં હવડાંજ સાબુએ મોહોડું ધોયું તે સાબુ આંખમાં ગયો ને ચચરેછ અને મોહોડું લુછવા ટુવાલ કેયે મુકાયોછ તે પાતો નથી!!"



## નાટક ને ફારસ!

સોહોરાબજી શેઠનાં નાહાના જમસુએ મોહોલ્લાનાં થોડાક છોકરાઓને લઇને બાવાના ઢોલીયા ઉપર ચહડી નાટક કીધો, અને તેમ કરતાં એટલીતો ઢીંગા મસ્તી મચાવી કે શેઠે જમસુબાને સારીપઠે હલકા કીધા! ત્યારપછી થોડેક વારે તેની ટકોર કરવા માટે શેઠે રમુજમાં પૂછ્યું—"કેમ જમસુ, નાટક કેવો થયો!" જમસુ હીમ્મતથી બોલ્યો—"નાટક તો ઠીક હતો, પણ પછવાડેનો ફારસ સારો નહીં હતો, તે આપુને તો નહીં ગમ્યો!"

---

## ભોળાપણની સમજ.

બુઢા બરજો કાકાના ભાઇની બાયડી જણવાની હતી. તે દાહડે સવારનાં ગોદીમાં જતાં બદલાને રસ્તામાં તેનો મિત્ર મળ્યો, જેણે ટકોરમાં પુછ્યું કે—"કેમ, બદલા કાકા, તમારા ભાઇને તાં પોયરૂં આયવું કે?"

**બરજો કાકા**—હા ભાઈ, આયવું તો ખરૂં.

**મીત્ર**—તે હું આયવું, પોયરો કે પોરી?"

**બરજો કાકા** (જરા વિચાર કરીને)—ઓહો ભાઇ! તેતો પુહતાં ભુલી ગીયેલો કે હું કાકો થયલો કે કાકી!

---

## ચટકો ને ટુચકો.

એક મોટા દરજ્જાનો પાદરી અસલ મોચીને પેટનો હતો. એક દહાડો રાજાની દરબારમાં એક મોટા ઉમરાવે તેને ચટકો લગાડવા માટે કહ્યું, "બીશપ સાહેબ, તહમો ચામડું ચામડું વાસ આવો છો." બીશપને ખરેજ ચટકો લાગ્યો. તેથી બોલ્યો "ઉમરાવ સાહેબ, હું અસલ મોચીની ઓલાદનો છું. ખરો, પણ તહમે જો મોચીને પેટે જન્મયા હતે, તો તહમારી જીંદગીના છેડા સુધી મોચીજ રેહેતે!"



## ધી ખાના સકકર સે, ને દુનીયા ખાના મકર સે.

દીલ્હીમાં મોગલ શાહાનશાહની વેળા એવો ચાલ હતો કે એક ચોકસ દહાડે શાહા બંદિખાનામાં જઇ પોતાને ગમે તે એક કેદીને છોડી દેતો. એક વર્ષે તે દહાડો આવ્યો, એટલે શાહા બંદિખાનામાં પોતાના દરબારીઓ સાથે ગયો, અને એક પછી એક સઘળા કેદીઓને પુછવા લાગ્યો— "તમે શું ગુનાહ કીધો?" સઘળાઓ છુટી જવાની આશાએ એક પછી એક કેવા લાગ્યા—"સાહેબ, અમો નિર્દોષ છૈયે, અને સારાં માણસ છૈયે. અમે નકામા ફસી ગયા છૈયે," ઇત્યાદિ. પણ એક બંધો કેદી હતો તે બોલ્યો—"સાહેબ, તમારૂં રાજ અમર રેહેજો, કેમકે હું તો ખરેખર ગુનેહગાર છું, અને મેં આવો મોટો ગુનાહ કીધો, તોબી મહને ઘણી થોડી

સજા કીધી તે સારૂં આપણે તો શોકરાના કર્યે છૈયે." શાહાએ તુર્ત હુકમ કીધો—"ચોબદારો, આ લુચ્છાને છોડી દેઓ, નહીંતો આએ બધાં સારાં માણસોને બગાડી નાખશે!" આ પ્રમાણે સઘળા દરબારીઓની રમુજ વચ્ચે ઉપલા ખંધા કેદીને છોડી દેવામાં આવ્યો, અને પેલા બધા સેઆના થવા નિકળ્યા હતા તે ખસીયાણાં પડી ગયા.



## લંબાઇ પોહોળાઇ.

એક દહાડો સાંજે ધનજીકાકાએ ગોદીમાંથી ઘર આવતાં લગાર વધારે ધનજી ભીમો (દારૂ) ચઢાવ્યો અને એવાતો તૈયાર થઇ ગયા કે રસ્તામાં એક નાંકેથી બીજે નાંકે ચાલી જવાને બદલે ડાબી બાજુએથી જમણી બાજુએ અને જમણી બાજુથી ડાબી બાજુએ લપેરા ખાવા માંડયા. આખર કંટાળીને બોલ્યા—"હાય! હાય! લોકો કેહે કે હરકોઇ મમભઇમાં રહતા હુધાયરા. હું ધુર હુધાયરા, આવાકે? હેવા તો નઠારા કરી લાયખાછ, કે હાલુજ હાલુજને નીઠતાજ નહીં! લંબાઇ તો હમજયા પણ પોહોલાઇનુ તો ઠેકાણુંજ ની મળે!"

## શરીર સુખે વૈદ વેરી.

એક વેળા એક દબરડીંગ ગામડયો રસ્તામાંથી ચાલી જતો હતો, તેટલામાં સામેથી તેણે પોતાના ડાકટરને આવતો જોઇ પોતે એક દિવાલનાં ઓથામાં ભરાઇ ગયો. આ તમાસો જોઈ એક રાહદારીએ પુછયું—"કેમ ભાઇ, ડાકટરને જોઇ તું ભરાઇ કાંય જાયછ?" ગામડયાએ જવાબ દીધો—"અરે ભાઇ એટલી લાંબી મુદ્દત થઇ મેં ડાકટરને બિલકુલ વરતાવ્યો નથી, તેથી જયારે તેને જોઉંછ એટલે મહને ઘણી શરમ લાગેછે."



## ગધેડાંનું આદમી બન્યું.

એક મુલ્લાં નીશાળ માંડી છોકરાઓને પઢાવતો હતો. એક છોકરાના બાપે આવી ફરીયાદ કીધી કે—"મીઆં સાહેબ, મારા બેટાને તમે કાંઇજ સુધારીઓ નહીં, જુઓ હવડાં સુધી તે છોકરાઓની સંગતમાં ભટકતો ફરેછે, ને મને માનતો નથી."—મીઆંજી એ સાંભળીને ખફા થઇ બોલ્યા—"હા સાહેબ, નેકી બરબાદ ગુના લાજમ! મેં એક વરસ સુધી સખ્ત મેહનત લઇ, લખાવી પઢાવીને તેને ગધેડાનો આદમી બનાવ્યો, તે છતાં તમે કજસ આપોછો." છોકરાનો બાપ મીઆંજીનો ઘણો ઉપકાર જણાવી તથા તેમને રાજી કરી ગયો.

ઉપલી વાતચીત એક ધોબી અને ધોબણે રસ્તામાં ઉભાં રહીને સાંભળી. તેઓ અક્કલના મંદાં હતાં પણ પાંચ પઇસે ગબ્બર અને તાજાં હતાં. જયારે તેઓએ મુલ્લાંજીના આ બોલો સાંભલ્યા કે, "મેં તમારા બેટાને એક વરસમાં લખાવી પઢાવીને ધધેડાંનો આદમી બનાવ્યો—" ત્યારે તેઓ બંધે મીઆંજીની આગળ આવી હાથ જોડીને અરજ કરવા લાગયાં—"મીઆંજી સાહેબ, જેટલા ગમે એટલા રૂપીઆ લો, અને હમારા ધધેડાને પણ આદમી બનાવી આપો કેમકે અમારે ઘર છોકરૂં નથી!"

મુલ્લાંએ વીચાર્યું કે, એવાં હઇઆનાં આંધળા અને ગડનાં પુરાં મારે નસીબે આવી મળ્યાં છે તો જતાં શા માટે મુકું! માટે તેણે ધોબી ધોબણને કહ્યું—"હજાર રૂપીયા આપો અને તમારા ધધેડાને બાંધી જાઓ, એક વરસ પુરૂં થયા પછી આવીને લઇ જજો." એ સાંભળતાંજ તેઓએ હજાર રૂપીયાનો ટોડો હાજર કીધો અને પોતાનો ધગેડો બાંધીને ચાલી ગયાં.

એક વરસ વીત્યા કેડે તેઓ પાછાં આવી ઉભાં. તેમને જોઇ મીઆંજી બોલ્યા કે—"તમે બે દીવસ વેહલાં આવ્યાં હતે તો તમારો ધધેડો આદમી થએલો મળતે. હવે તો તે જઇને જોનપોરનો કાજી બન્યો છે."

ધોબીઆંએ પુછ્યું—"ત્યારે હવે હમે તેને પાછો કેમ કરીને મેળવી શકીશું?

મીઆંજી બોલ્યા—" તમે તેને બાંધવાનું દોરડું અને દાંણા ખાવાનું કઠોકીયું લઇને તેની સાંમણે જઇ દેખાડજો, જયારે તે તમુને ઓળખીને પાસે બોલાવે ત્યારે તમે તેને એકાંત લઇ જઇને સરવે વાત કેહજો. તમારૂં કેહવું સાંભળીને તે તમુને ઘણું ડબરાવશે પણ તમે જરા પણ ડરશો નહી, અને કેહજો કે "જો તમે હમારી વાત માનતા ન હોવો તો હમારી સાથે આવી મીઆંજીને પુછી જુઓ."

આ બીચારાં બંધો જન જોનપુર ગયાં અને કહયા પ્રમાણે ત્યાંના કાજીની હજુરમાં કરવા લાગયાં. કાજીએ બંનેને પાસે બોલાવી આમ કરવાનું કારણ પુછયું. તેઓએ જવાબ દીધો કે એકાંત આવો તો કહીએ. કાજી તેમને એકાંત લઇ ગયો એટલે તેઓએ પોતાનો સરવે એહવાલ કહી સંભળાવ્યો.

કાજી પામી ગયો કે આ તો કોઇ શખ્સે એમને બેહકાવ્યાં છે, માટે એમની વાત કબુલ કીધા વીના પીછો છોડનાર નથી. પછી કાજીએ કહયું—"હા જે તમે કહો છો તે સાચું છે, પણ હવે તમે મારેથી શું ચાહો છો?" ધોબણ બોલી—"હમુને કાંઇ ફરઝંદ નથી માટે હમારા માલ મીલકતનાં તમે વારસ થઇ, હમારા મરણ પછી હમુને મીઠી દેજો. એટલુંજ હમે માગીએ છીએ." કાજીજીએ સુબહાનઅલ્લા યાદ કરીને બહુ આનાકાનીએ આ માંગણી કબુલ કીધી! અને રખે વધારે ફજેતો થાય તેની બીકથી તેઓને ત્યાંથી પતાવ્યાં.



## બેહુસ્તમાં ચોપટનો સટ.

નાહાનો ફીરોજ એક દહાડે બપાઇના ખોળામાં બેઠો બેઠો પુછેછ—"બપાઇ, આપરા ફલાજીમામા ને એદુકાકા ને એરચજી બેહેરા ને બધા સઉ ગુજરી ગીયા તે બધા શું કરતા હોશે, તે લોકને સોહોવાયું કેમ હોશે?"

બપાઇએ જવાબ દીધો—"બા એક ચોથાને લઇને ચોપટ બોપટ રમીને દહાડો કહાડતાજ હોસેસતો."

વળી પાછું ફીરોઝે પુછયું—"પણ બપાઇ આપરે તાંહાં દોસલાં મંડાયછ તાંહાં બધાં આપરાં ઘરડાં રૂવાંનો આવેછ તે છેક આસમાન ઉપરથી આવતાં ઘણાં દહાડા લાગતા હોસે કે?"

બપાઇ—"નહીંરે બા. ખોદાયજી ગાડાઓ કરાવી આપતા હોશેની, ને ઘણી ઉતાવળ હોસે તો વેલવેલમાં આવતાં હોસે." રખે દુકતો કંઇ નવું પુછે તેના ગભરાટથી ડોસાં માથે પાટો બાંધીને સુઇ ગયાં.



## મીયાં મરતે મરતેબી ખડખડ હસતે.

જે ધણીને ફાંસી દેવામાં આવનાર હોય છે, તેને તે દિને ખાધા પીધા વગેરેની તેની ઇચ્છા વિષે પુછવામાં આવે છે. એક વેળા મદ્રાસમાં બે જણાંને ફાંસી દેવામાં આવનાર હતા. સવારનાં જેલરે જઇને એકને પુછયું "સાહેબ, આજે નાસ્તાને માટે તળેલા ચાપ લાઉં?"

આ ધણી એક કલાક પછી ફાંસી જનાર હતો, તોપણ જવાબ દીધો "નહીં મને તેથી બદહજમી થશે!"

જ્યારે તેઓને ફાંસીનાં લાકડાં આગળ લઇ ગયા, ત્યારે શરીફે બીજાને પુછ્યું—"તમને પુછવા મને સરકારે ફરમાવ્યું છે કે તમને કાંઇ પણ વાંધોવેરો લેવો હોય, તો કહી દેવું." પેલો બોલ્યો—"માહારો વાંધો માત્ર એટલોજ છે કે આસેપાસે આટલું બધું શીરૂં છે, તે છતાં મહને તડકાંમાં ઉભો રાખી ફાંસી ચઢાવ્યામાં આવે છે તે વાજબી નથી, કેમકે તેમ કીધાથી માહારી ચાંમડી કાળી થઇ જશે!"



## ઉઠ કાકા, ત્રણ તારા ને બે મારા,

અથવા

## બોલે તે બે ખાય.

જંબુસર ગામનો રેવાશંકર નામનો એક બુઢો બ્રાહમણ કપડવંજ પાસે માહાદેવના દર્સન કરવા ગયો અને પોતે વિદ્વાન હતો તેથી ત્યાં ભાગવતની કથા વાંચવામાં બહુ દીન કાઢ્યા.

હવે તે રેવાશંકરને પોતાને ઘેરથી ગયાને ઘણા દીવસ થયા જાણીને, નાથા નામે તેનો ભત્રીજો જંબુસરથી કપડવંજ પોતાના કાકાને તેડવા આવ્યો. કાકો ભત્રીજા ઘેર

જવા તૈયાર થયા. તેમને વીદાયગીરી આપીને ગામના સઘળા લોકો, ભાગોળ સુધી વળાવવા ગયા. રસ્તામાં લસુંદ્રા ગામ આવ્યું ત્યાં બે જણા રાત રહયા ને સવારમાં ઉંના પાણીના કુંડમાં નાહી ધોઇને કપાળમાં ગાજરીયાં ખેંચી ગૌમુખીમાં હાથ હલાવવા બેઠા. એવામાં તે ગામનો દલો પટેલ ત્યાં આવ્યો ને બોલ્યો જે—"અલ્યા આ મારાં નોધડીયાં બેંમણાં સ્યમ બેઠાંસે." ભત્રીજાએ વીચાર્યું જે આ પટેલ કોઈ મુર્ખ દેખાય છે. એમ ધારીને બોલ્યો—"કાકા કાકા, આ પટેલને એમની વધાંમણી કહોને" આવું સાંભળી પુરાંણી કાકો બોલ્યો—"હા અલ્યા ખરી વાત, એતો બધું ભુલ્યમાંજ ગયુંને. અરે પટેલ અમે પીજ ગયા ત્યારે તમારે ઘેર પણ ગયા હતા. ત્યાં પુછ્યું કે "પટલાંણી; બાપા કયાં છે?" ત્યારે પટલાંણીએ કહ્યું કે બાપા તો બે તેંણ વરસ થયા કુંને માલ્યમ સ્યોંએ જીયાસે. પણ જો તમને ક્યોંઇ મળેતો મારા ખુટીને કેહેજો કે, એક મૈનો થયો તમારી બઇરીને દીસ્યરો અવતર્યોંસે, ને તમે ઓંયથી ઓંય ને ઓંયથી ઓંય સ્યમ ભટક્યા કરોસો! માટે હવે તમે ઘેર જાઓ કેમજે અમને પણ તમારે ઘેરથી નીકળ્યાને દસ બાર દીવસ થયા." આવી રીતે પોતાની લાંબી ગેરહાજરીમાં દીકરો અવતર્યાની ખબર સાંભળીને દલો પટેલ તો ખુશી ખુશી થઇ ગયો, ને વાંણીયાને ત્યાં પોતાની પાઘડી તથા લોટો વેચીને પેલા બે પોતાના પરોંણાને જંબા શીધુ અપાવ્યું. પછી તેની રસોઇ કરવા પુરાંણી બેઠા ને પટેલ પણ તે રસોઇ જંબાની આશાએ ત્યાં બેઠો. આ જોઇ પુરાંણીનો ભત્રીજો વીચાર કરવા લાગ્યો

કે આ પટેલ રાંડનો મુળમાં શીખુ તો થોડું લાવ્યો છે ને અમે બે જણા તો ભુખ્યા ડાંસ છીએ, તેમાં વળી અધુરામાં પુરો એ ઇચવાની આશાએ ચોંટયો છે. માટે કંઇ એવી હીકમત કરવી જોઇએ કે જેથી એ પટેલ અહીંથી ઉભી પુછડીએ નાસે. એમ ધારીને ઝટ બોલ્યો કે—"કાકા કાકા, આ પટેલને આપણે પેલું તો કેહેવાનું ભુલી ગયા." એમ કહી આંખ્યનો ઇસારો કર્યો કે પુરાણી કાકો ચેત્યો ને બોલ્યો—"હાહા અલ્યા ખરી વાત જો." પછી પટેલને કહ્યું કે "બાપા બાપા, તમારે ઘેર છોકરો અવતર્યો તેતો તમને કહ્યું, પણ જયારે અમે તમારે ઘેરથી નીકળ્યા તેજ દાહાડે તમારૂં બઇરૂં રંડાયું." આવું સાંભળી દલો પટેલ બોલ્યો કે, હેં હેં!! ત્યારે પુરાંણી બોલ્યો કે "હેં હેં શું. આજ બાર દાહાડા થયા તમારી બાયડી રાંડી." આવું સાંભળી પટેલ ઝટ ત્યાંથી ઉઠીને લાંબે સાદે હાય હાયરે—એ મારા બાપરે—એવી રીતે પોક મુકતો બીજ તરફ ચાલ્યો, અને રસ્તામાં એક ગામ આવ્યું ત્યાં પોતાની એક રાંડેલી બેહેન રેહેતી હતી તેને ઘેર રડતો ગયો. તે સાંભળી તેની રાંડેલી બેહેન પુછવા લાગી કે "ભઇ તમે પરગામ ગયેલા ઘણે દાહાડે આવ્યા, ને આટલુ બધું રડો છો શા માટે તેતો કહો?" ત્યારે દલો પટેલ બોલ્યો કે "બુંન હું શુંકું, મારૂં કપાળ?? મારે ઘેર મારી વઉ રાંડી." આવું સાંભળી તેની બેહેન બોલી કે, "બળ્યું! ભઇ આવું ગાંડું ગાંડું શ્યમ બોલોસો? તમે બેઠાસો ને તમારી વઉ તે શ્યમ રાંડે?" ત્યારે દલો બોલ્યો કે, "બુંન તું કેહેસે તે ખરૂં પણ મારે ઘેરથી

ભેંમણ ખબર લાવયા તે શું ખોટી? ને તે ભેંમણ નજરે જોઇને આવયા હતા તે શું ખોટા? ને તું તો કેહેસે કે તમારે બેઠે તમારી વઉ સ્યમ રાંડે? પણ ખુંન તુંજ વીચાર કર્યને કે જયારે મારે છતે તું રાંડી ત્યારે તે સ્યમ ના રાંડે? શું તેણુ બચારીએ કોય ધનેગારી કરીસે? કે મારે બેઠે તું રાંડી ને તે ના રાંડે!" આવું સાંભળી તેની બેહેને મારા પીટયા, મારા રોયા, વીગેરે બે ચાર ગાળો દેઇને દલા પટેલને કાહાડી મુકયો; તે ત્યાંથી કાગડાનું શ્રાધ જમવા ગયો.

હવે પેલા પુરાંણીએ તથા તેના ભત્રીજાએ દલા પટેલને રસ્તે લગાડીને રસોઇમાં પાંચ લાડુ બનાવયા હતા. કાકાએ વીચાર્યું કે ત્રણ લાડુ તો મારે ખાવા ને બે લાડુ આ ભત્રીજાને ખાવા આપવા. ભત્રીજાએ પણ પોતાના મનમાં એવોજ વીચાર કરયો હતો કે કાકાને બે લાડુ આપવા, ને ત્રણ લાડુ મારે જોઇયે. પછી કાકો બોલ્યો કે "અલ્યા ભત્રીજા, જો આ પાચ લાડુ થયા છે, તેમાંથી બે તું લે, ને ત્રણ મને આપ્ય." ત્યારે ભત્રીજો બોલ્યો કે "ના કાકા, ત્રણ હું લઉં, ને બે તમને આપું." આવી રીતે રકજક કરતાં કાકો ભત્રીજો બે વઢી પડયા. તેથી લાડુ લાડુને ઠેકાણે રહયા, ને કાકા ભત્રીજાએ ખાસડે દાળ વેંચી. પછી ત્યાં લોકો ભેગા થયા, તેમણે કહયું કે, અલ્યા તમે લડશો નહીં, ને સાંમાંસાંમી બોલશો પણ નહીં. જે મોડાંમાંથી બોલે નહીં તે ત્રણ લાડુ ખાય, ને જે બોલે તે બે ખાય." પછી એ બે કાકો ભત્રીજો ત્રણ લાડુ ખાવાની આશાએ મુગે મોહડે બેસી રહયા. તે આખો દીવસ વીતી ગયો, ને રાત પણ એજ

રીતે ગઇ. બીજે દીવસે પણ મમતના મારયા બેમાંથી એકે બોલ્યા નહીં, ને ભુખના દુખથી બે જણા લાંબા થઇને સુતા. તે એવી રીતે કે, હાથ પગ ને આંખ્યો લગારે હાલે નહીં. જાણે મરી ગયા હોય એવા પડયા હતા. એવા અવસરમાં રસ્તે જતા બીજા કોઇ પાંચ બ્રાહમણ ત્યાં આવી ચહડયા, તેમણે જાણ્યું કે આ બીચારા બે બ્રાહમણ મરી ગયા છે, માટે એમને મશાણમાં લઇ જઇ અગનીદાગ દઇએ તો મોટું પુન્ય થાય. પછી તેમની બનાવેલી રસોઈ તથા તેમનો સામન એકાંતમાં ઢાંકીને પછી વાંસડા વીગેરે સાંમન લાવી, તે બે જણાની ઠાઠડીઓ બાંધીને પાંચે જણા જબરાં હીમતવાન થઇને મશાંણમાં લઈ ગયા અને ત્યાં છાંણા મંગાવીને ચીતાઓ કરીને તેમાં બે જણાને સુવારયા. આટલું બધું થયું તો પણ કાકા ભત્રીજા ત્રણ લાડુ ખાવાના લાલચે જરા પણ બોલ્યા નહીં. પછી અગની મુકયો તોપણ બોલ્યા નહીં, અને છાંણાં ચેત્યાં તોપણ હીલ્યા નહીં. સેવટે જરા જરા દાઝયા, તોયે બોલ્યા નહીં. એમ કરતાં છાંણાં ભરભડ ભરભડ સળગવા લાગ્યાં, ત્યારે પેલો ભત્રીજો વીચાર કરવા લગ્યો કે, હાય હાય!! આ તો સળગ્યું. લાડુ તો રહ્યા લરબડતા, ને વચમાં લાગી લાય, તેથી ભુખ્યાને ભુખ્યા જરૂર બળી જઇશું; અને આ રાંડનો પુરાંણી કાકો તો ખાઇ પી ઉતર્યો છે, અને હવે એને તો કાહાડયાં એટલાં કાહાડવાં નથી. માટે એ રાંડનો બળી જવાની બીક રાખતો નથી ને બોલનાર પણ નથી, અને હું તો હજુ હમણાંજ પરણ્યો છું, માટે બઇરીની સાથે સંસારની બે સુખ દુઃખની વાતો પણ

હજુ કરી નથી ને લીલાં પીળાં પણ કંઇ જોયાં નથી, માટે મારેતો હજુ જીવ્યાની ઉમેદ ઘણી છે, એમ ધારીને ઝટ બોલ્યો કે—"ઉઠ કાકા ત્રણ તારા, ને બે મારા." આવા શબ્દ સાંભળતાંવારજ પેલા બાળવા આવેલા પાંચે જણા એવું સમઝયા જે, આ મુરદાંતો ભુત થઇને આપણને પાંચે જણને વેંહેચી લીધા જો !!! અને હમણાં ઉઠીને ખાઇ જશે માટે નાસો મારા બાપ !! એમ કહી મુઠીઓ વાળીને પાંચે જણા નાઠા તે એવી રીતે કે, પડતા જાય, ઉઠતા જાય, ને દોડતા જાય.

હવે પેલા કાકો ભત્રીજો અગ્નીની ચીતામાંથી ઉઠયા તેમણે જાણ્યું કે આપણે જે લાડુ વેહેંચી લેવાનું કહ્યું તે લેવા આ રાંડના પાંચે જણા દોડયા, ને એ પાંચે જણ એક એક લાડુ ખાઈ જશે ત્યારે આપણે શું ખાઇશુ—ધુળ? એમ ધારીને એ બે જણા પણ પેલા પાંચેની પાછળ દોડયા. આવી રીતે દોડતા જોઇને પેલા પાંચે જણાને તો નક્કી ખાતરી થઇ કે આ પાછળ દોડતાં આવેછે તે ભુત આપણને ખાધા વગર રેહેનારજ નથી. આપણા કયાં ભાગ લાગ્યા કે એ મારા વાહાલા ભુતને બાળવા ગયા. એમ કહી જેનાથી જેમ નસાય તેમ નાશીને ખુણે ખાંચરે સંતાઇ ગયા અને પેલા બે કાકો ભત્રીજો પોતાના કરાર પ્રમાણે લાડુ ખાઇને પોતાને ઘેર જઇ બેઠા.



## દેખે નહીં ને દાઝે નહીં!

ડાહ્યાભાઇને દીકરી એક,
કાળી ને કદરૂપી છેક.
સચેત પુરૂષ કો ધરે ન હાથ,
વરે નહીં કોઇ તેની સાથ.
પરણાવવાનો આવ્યો કાળ,
કરવો પડયો ઝટ નીકાળ.
આંધળા એકસે સગાઇ કીધ,
દ્રવ્ય દઇ પરણાવી દીધ.
આવી ચઢયો વૈદ એક ફરતો,
આંધળાંઓને દેખત કરતો.
કહયું કોકે, ડાહ્યાભાઇ,
દેખતો કાં ન કરાવે જમાઇ?
ઉત્તર વીચારી દીધો આમ,
ફરી લેશો ના વૈદનું નામ,
આંધળો જમાઇ દેખતો થાય,
દીકરી મારીનો શો ઉપાય?
દાઝે રૂપ તે દેખતાં વાર,
મારી ધક્કા કાડે બહાર.



## પારકી પીડા, પંચાત પરાઇ, ન કરો મારા માવજીભાઇ.

બુઢા એદલકાકાને એવી ટેવ હતી કે તેવણુની ખાનગી બાબદમાં કાંઇબી સવાલ કોઇ પુછે તે તેવણુને પસંદ આવતું ન હતું; અને એવા સવાલનો તેવણ કધુ સીધો જવાબ દેતા ન હતા પણ વાત ઉડાવતા હતા. એકવાર એદલકાકાને બજારમાં જતા જોઇ તેમના ચાર મીત્રોએ સંપ કર્યો કે આપણુ કાંઇબા કરીને એવણુ પાસેથી પાધરો જવાબ મેળવવો. સઘળી ગોઠવણ નક્કી કરી આ ચાર મીત્રો થોડે થોડે તફાવતે નાકાં ઘેરીને ઉભા. થોડેક વારે એદલકાકા હાથમાં પાકી કેરીઓ લઇને નીકળ્યા. પેહલો મીત્ર સામો મળ્યો તેણુ કાકાને અટકાવીને પુછ્યું—"સાહેબ મેહરબાન એદલકાકા, આ કેરીનું શું આપ્યું?"

"પૈસા."

એટલું ટુકાંમાંજ બોલી કાકા ત્યાંથી ચાલ્યા. ત્રીસેક વાર ગયા પછી બીજો મીત્ર સામે આવ્યો અને પુછવા લાગ્યો—"કાકા આજે કેરી કેમ જાયછ?"

કાકા બોલ્યા—"કેરીને જવાના પગ નથી."

વળી આગળ ચાલતાં ત્રીજો મીત્ર મળ્યો તેણુ પુછ્યું—"કાકા કેરી કેમ ડજન લીધા?"

કાકા કેહ "ડજન નથી લીધી, ઓછી છે."

હવે ચોથો મીત્ર બાકી રહયો તેણે જાણુયું કે ત્રણુને તે પાધરો જવાબ મળ્યો નહીં માટે હું સવાલ બરાબર નાખું.



મેહરવાન ઇગાની રકાબીમાં ફ્રુટ લાવ્યો.—૩૧૫

તેણે પુછયું—"કાકા કેરી તો સારી દેખાય છે—કેટલા પૈસા આ પાંચ કેરીના આપ્યા?"

કાકા બોલ્યા—"મુઠી ભરીને!" અને પેલા ચારોને વીલેલે મોહોડે મુકી ત્યાંથી ઘર જઇ બેઠા.



## એમાં એનો શો વાંક?

કાવસજી શેઠે એક નવો ઇરાની બાવરચી ચાકરીએ રાખ્યો. એક દહાડે જમતાં જમતાં શેઠે જરા નિમક માંગ્યું. મેહેરવાન રાંધણીમાં જઇ ચમટીમાં જરા નિમક લાવ્યો, તે જોઇ શેઠ બોલ્યા—"ફુ! છી! હાથમાં કોઇ નિમક લાવે? ખબરદાર, જો હવે કંઇ પણ હાથમાં લાવ્યોછ તો? કંઇબી મંગાવ્યે તે રકાબીમાં મુકીને લાવ્યે."

મેહેરવાન "વારૂં સાહેબ" કહી ત્યાંથી ગયો. થોડાક દહાડે શેઠે મેહેરવાનને કહયું—"જાતો, માહારા ઓરડામાં માહારાં મોજાં ને બુટ છે તે લઇ આવ."

મેહેરવાન માળ ઉપર ગયો અને એક કાચની સોજી રકાબીમાં શેઠનાં મેલાં અબ્બન્તર મોજાં તથા કાદવથી ભરેલાં એબ લગામણાં બુટની જોડ મુકીને શેઠ આગળ લાવ્યો. આ વેળા શેઠને કોઇ બીજો ગ્રહસ્થ તેડવા આવ્યો હતો તેનાં દેખતાં આ રકાસ થયલો જોઇ શેઠનો દમામ સઘળો અવળો નિકળી ગયો?

## ડોસી મરયાનો ભો નથી તેટલો પહુરેજી પાળવાનો ભો છે.

મીઆં નુરૂદીનની ખુબસુરત ને રૂપાળી બાયડી મરણ પાંમી ત્યારે તેની ધરડી ને ખુંધી સાસુ પોતાની કીધેલી પેહરામણીની "રીત" જમાઈ પાસેથી પાછી લેવાને સારૂં ખુંટો મારીને તેના ઘરમાં પડી, અને વારંવાર બહુ કટકટ કરવા લાગી. આથી મીઆં નુરૂદીન ઘણો મુઝાનો પણ પોતાની પાસે એટલું ન હતું કે સાસુને "રીત" પાછી આપી રોજની પીડામાંથી છુટે.

એક દીન તેના મીત્રો તેને ભેટવાને આવ્યા અને તેને ઘણો ઉદાસ અને મોહ ઉતરેલ જોઈ એક જણ બોલ્યો— "ખરૂં છે મીઆંજી, તમારા મોહ ઉપરથી જણાઈ આવે છે કે તમારી વાહાલી બેગમની જુદાઈ તમને બહુ દુઃખ દીયે છે."

નુરૂદીન બોલ્યા—"યાર, બાયડીની જુદાઈનાં દુઃખ કરતાં સાસુની હાજરીનું દુખ ભારે છે."

ફુલ થયું તાગ઼ાજ ને કાંટા ગયા રહી,
ખજાનો ગયા કાઢી, રાખ્યો સરપને મહીં.
નથી ઉપજતું જેટલું, બીબી ગયાનું દુખ,
તેટલું ઉપજેછ જોઇને, કોકટ સાસનું મુખ.

## ધીર ધાર.

એક ચેલાએ ગુરૂને પુછયું કે, મને ભેટવા માટે એટલું લોક આવે છે કે તેથી મને મોટો કંટાળો થઇ પડયો છે અને તેમની ભારે ગીરદીથી ભગતી કરવામાં મને હરકત થાય છે, માટે એનું કેમ કરવું?

ગુરૂએ કહયું—તેઓમાં જે કોઇ ગરીબ અને ફકીર હોય તેમને કરજે નાણું ધીર અને જેઓ પૈસાવાળા હોય તેમની પાસેથી નાણું માંગ.



## આદમજી અડગરા.

મીઆં આદમજી અડગરા એક મોલવી પાસે ફારસી શીખવા બેઠા. જાતે ઠોઠ હતા તેથી મોલવી સાહેબ એક વાતને ફરી ફરીથી સમજાવીને તેમના ભેજામાં ઠસાવતા હતા. ઘણી મેહનત કરતાં તેવણ "યુસફ અને જલીખા" નો આખો કીસ્સો ભણુયા. જયારે કીતાબ પુરી થઇ ત્યારે મોલવી સાહેબને આદમજીએ સવાલ કીધો કે "આખુંદજી સાહેબ, જલીખા મરદ થી યા ઓરત!"



## હલકી હજામડી.

કુવરબાઇ કોકટ મુફલેસ ને વળી સાથે લાગી ઘણા હલકાં ખવાસની હતી. તેણીની ઘણી ઉમેદ હતી કે ખોદા કંઇ આપે તો એક રૂપાંની કળસલી વાપરૂં. આખરે એવો દહાડો આવ્યો કે રૂપાંની કળસલી વેચાતી લેવાને જોગ બન્યો પણ તે લીધી તે શું ખપની? લોકો કેમ જાણે કે કુંવરબાઇ કોકટ પાસે રૂપાંની કળસલી છે? ઘણી તક શોધતાં એક દહાડે એક ગ્રહસ્થ તેના વરને કાંઇ કામ સારૂં પુછતો આવ્યો અને કુંવરબાઇને પુછયું, કે "કાહાનજીભાઇ ઘેરમાં છે?" કોકટે જવાબ દીધો—"નહીંજી, તેવણતો હમણાંજ રૂપાંની કસલીમાં પાણી પીને બાહાર સધાવ્યા."



## તારનો સંધેસો.

બે ગામડીયાઓએ તારની હાફીસમાં જઇ પોતાના બાપ ઉપર નારગોર તાર મુકાવ્યો. અલબતે તાર તે કેમ જતા હશે તેનું બચારાઓને જ્ઞાન તો કયાંથી હોય. તારવાળા કલારકે સંધેસો લખીને બીજા ઓરડામાં મોકલ્યો તેવામાં એવું બન્યું કે બપોરની એક વાગ્યાની તોપ પડી જે સાંભળી બેહુ ગામડીયાઓ ચમકીને એકબાજાને કેહવા લાગ્યા—"એ આ આપરો હંધેહો ચાલ્યો છ હે! બાપરે! કેવો ધમધમાવતો જાય!"

## આજ કાલના જોગી ને લાંબી લાંબી કથા.

એક વેળા એક દસ્તુરજી કચરા જેવી વાએજ કરતા હતા. તેવણ બોલ્યા, કે "ભાઇઓ, જેઓ પાપ નથી કરતા તેઓ સુખીછે, જેઓ બચ્ચાં છોકરાંવાળા છે તેબી સુખી, જેઓ પાસે પૈસા ટકાછે તે સુખી છે." આ સાંભળી સોહોલુ સીકંદર જે છેક પછવાડેની હારમાં બેઠેલો હતો, તે બોલી ઉઠયો—"અરે સાહેબ, જેઓ તમારી વાએજ સાંભળવા નથી આવતા તેઓબી સુખી છે, એ કેહેતાં તો તમે વીસરી ગયા."



## નશો જાણે ફરેસ્તો!

સોહોલુ સીકંદરે એકવાર રસ્તામાં એક ઘડીઆળીની દુકાનનો કાચ ભાંજયો, અને પછી ઉભી પુછડીએ નાહાસ્વા માંડયું. તેનાં મનમાં કે વટી જાઉં. પણ દુકાનનો ધણી પછવાડે દોડયો, અને સોહોલુ સીકંદરને ગળચીમાંથી પકડીને પુછયું—"તેં મારો કાચ ભાંજયો કેની?" સોહોલુએ હા પાડી, અને બોલ્યો—"કોણ ના કેહેછ? પણ તમોએ જોયું કેની કે તે ભરી આપવા સારૂં પઇસા લેવા હું મારે ઘર ઝડપમાં જતો તો તે?"



## એક હેર સુખ દેખયે તો ફીર આઇઓ.

એકવાર એક ધણીની બાયડી જે ઘણી કલાંટ હતી તે મરણ પામી. તેણીના ભ્રતારે કફન વેચાતું આણ્યું, માણસો બોલાવ્યાં, અને સઘળી ભપકાબંધ તઇયારી કરી લાસને સરગસ થઇને લઇ ચાલ્યા. રસ્તામાં એક સાંકડી ગલી આવી, તેથી શું માહોકાણ થઇ તે જુઓ! ગલીમાંથી જતાં કાંઈ ભીડ હોવાથી કફન દિવાલ સાથે અથડયું અને તે લઇને ચાલનારાઓના હાથમાંથી પડી જઈ ભાંગી ગયું. સઘળા લોકોની અચરતીનો શું પાર! જેવું ઢાંકણું ઉઘડી ગયું કે મરનાર મડમતો કુદકો મારી બાહાર આવી ઉભાં! તે કાંઈ ખરેખરી મરી ગઈ ન હતી, પણ માત્ર બેભાન થયલી તેને સઘળા મુવેલી સમજયા હતા. સઘળાઓ તેણીના ભ્રતારને મુબારકબાદી આપવા લાગયા. ધણી પણ બાહારથીતો હસવા લાગયા, પણ ખરેખરતો તેનાં પેટમાં ધસ્કો પડયો, કે એ બાઆબરૂથી પતાવેલી પીડા વળી પાછી કયાંથી આવી. કફ-નના તથા બીજા ખર્ચ જેટલા પણ આસાએશ મળી નહી. આ વાતતો થઇ ચુકી, પછી કેટલેક માસે તે સ્ત્રી ખરેખરી મરણ પામી. દયાવંત ભ્રતારે આ વેળા શું કીધું તે જુઓ! તેણે કફન ઘણુંજ મજબુત ખરિદ કરાવ્યું, અને તે બંધ કરી ચાર "સ્ક્રુ" વધારે મરાવ્યા, પછી પાયદસ્ત કાહાડવાની અગાઉ પેલી ગલી આગળ બે માણુસ મોકલાવી ગલીમાંથી સઘળી ગરદી દુર કરાવી. પછી કફન ઉંચકી લઇ જનારા-

ઓને સખ્ત તાકીદ કીધી કે "જો આ વેળા કફન નાખી દીધું છે, તો એક અર્ધો મળશે નહીં!"

---

## અક્કલ વેચીને ચણા ખાધા.

સુરતથી રામદાસ પારેખ મુંબઇ આવ્યા અને સાઉનડી કુંપનીમાંથી એક ઘણું નાદર આબહુલ પેનટીંગ વેચાતું લીધું. આ પીકચરની ગીલ્ટની ફ્રેમ ઘણી પોહોળી અને ચળકતી હતી. અલબતે પારેખ આ ચીત્ર પોતાની સાથે સુરત લઇ ગયા. થોડાક મહીના ગયા બાદ એક મીત્ર તેમને ઘરમાં મળવા ગયો અને જોય છે તો બેસવાના ઓરડામાં પીકચરની ગીલટની ફ્રેમ ખાલી ઓળવેલી. આ ફ્રેમ પેલો મીત્ર ધ્યાનથી જોતો હતો તે જોઇ પારેખ બોલ્યા—"કેમ ભાઇ, પસંદ આવે છે કે ના, બહુ તોફો કામ કરેલું છે. હું છેલ્લો મુંબઇ ગયો હતો ત્યારે રૂપીઆ પાંચસે આપ્યા."

મીત્રે આ ઉપરથી પુછયું—"તે ખરૂં, પણ માંહેનું ચીત્ર કયાં છે?"

પારેખ બોલ્યા—"ચીત્રનો રંગતો મારા પોરીઆની મા કેહ કાચો દેખાય છે, તે વખતે ઓગળીને આ 'ફરામ' ખરાબ કરે તેથી બીહીને અમોએ કાઢીને ફાડી નાખ્યું!"

---

## રૈ ક હ યો !

એક ધણી જે વારેઘડીએ પોતાનું રેહેવાનું ઘર બદલતો હતો, તેણે એક દહાડે એક ડોસીનાં ઘરનો પેહેલો માળ ભાડે રાખવાનું સાટું કરયું. ડોસી આગળ સરફરાજી મારવા સારૂ તે બોલ્યો, "અરે બાઇ, હું માહારી ખોટી તારિફ માહરે મોહોડે તે શું કરૂં, પણ હું એવો માણસ છઉં, કે જેખી ઘર ખાલી કરૂં છ, ત્યાંનો ઘરધણી માહારે માટે આંસું પાડેછે." ડોસાં જે જબરાં ચોરીયાંમાર હતાં, તે બોલ્યાં, "હોસે બા, તહમે ભાડાં ચુકવયા વગર વટી જતા હશો તે બિચારા ઘર ધણીઓ રડે નહીં તો શું કરે !"



## ધ પ્પા ખા ઉ કો ણ !

બરજોર એક દહાડે એક જુની પાઘડી પેહેડીને ઓટલા ઉપર ઉભોછે, તેટલાં શેઠ બાહારથી આવ્યા અને હસીને પુછયું—"એ કોણ ધપ્પાખાઉની પાઘડી લઇ આવ્યો." બરજોરે નમીને જવાબ દીધો—"સાહેબ, તમારી એક જુની હવી તે બાઇએ આપી."



## આકાશકીતો ટાપટીપ ને ભીતરકીતો રામ જાણે.

એક જોશી જયારે ઘરમાંથી બાહેર જાએ કે બીજો જવાન પુરૂષ તેના ઘરમાં આવી તેની બાયડી સાથે બેસી ગપ્પા મારે. એક દંને તે દેખાવ જોશીના દીઠામાં આવ્યો તેથી તે બહુ ચીડીઓ, ને બાયડીને ગાળો ભાંડવા માંડી. આથી બન્ને વચ્ચે વઢવાઢ ચાલી. તે જોઇ એક ચતુર પુરૂષ બોલ્યો :—

"જોશી ખબર આકાશની, જાણીને હરખાય,
ન જાણે ઘરમાં રોજરોજ, પોતાનાં શું થાય!"



## ધર્મી સપુત.

દાદદારૂ મોબેદ રોજ રાતનાં પોતાના બાળગોપાળ સાથે સુફરો બિછાવી જમવા બેસે ત્યારે ખાણું ખાવાનું શરૂ કરયાની આગમજ બાજ ધરે. તેવણના નાહાના દીકરા કાઉસને આથી બહુ કંટાળો આવતો. એક દહાડે સુરતથી દાદદારૂને ત્યાં ચોખાની તથા દાળની ગુણો આવી, જે જોઇ કાઉસ બોલ્યો, "બાવા, દરરોજ ખાતી વખતે બાજ ધરોછ તેના કરતાં આ આખાં વરસનો અનાજ આયોછ તે ઉપર એકદમજ બાજ ધરી લઓને કે ખાતી વખતે અમાને ખોટી થવું ન પડે?"



## સખીસે સુમ ભલા કે મુસે દ જવાબ.

ફકીર ગામડયાએ એક વેળા એક સુંથારને કાંઇ કામ માટે રોજે રાખ્યો. કામ ખલાસ થવા પછી ફકીરે સુંથારને રોજ ચુકાવી આપ્યા બાદ સુંથાર બોલ્યો—"હેઠ, હારૂં કામ કીધું તેથી કાંઇ પીવાય એવું આપોની." ફકીર બોલ્યો—"પીવાય એવું? લે બાપુ આ ખાંડી ગરપનો કકડો છે તે ખા તેથી તાહારૂં પેટ ફાટી જાય એટલું પીવાની સોસ લાગશે. જો એટલાંથી બસ ન થાય, તો આવજે બીજી આપીશ."



## અખાડાકી તટી.

એક વેળા મારૂં આખું કુટુંબ નવસારી ગયું ચર્ચગેટનાં સ્ટેશન ઉપર ગયાડેં મારી નાહાની છોકરીને પુછ્યું—"છોકરી તારી અર્ધી ટીકીટ લીધીછે, તે તુને કેટલાં વર્ષ?"

બુચીએ જવાબ દીધો—"જી, મહને વરસતો બાર, પણ હુમે ઘરમાંથી નીકરીઆં તારે માયે મને શીખવીઊંતું કે કોઇ પુછે તો કેહેજે કે સાહારા નવ તેથી માહારાં વરસ સાહારા નવ છેજી!"



## કવેતવાણી.

ઓરડામાં માટી બૈયર લગાર પ્યાર કરતાં હોય, તેવામાં વગર પુછવે ચાકર ચાલી આવે તો ફજેતીનાં પારાવાર!

પાંચ છ જણાં ગાતાં હોય, તેવામાં એકાએક બાહેર ગધેડો ભુંકે, તો હસવાનાં ક્યાં પાર!!

બૈરાંઓ જતાં હોય, તેઓ આગળ ભપકામાં ચાલતાં પગ સરી જઈને આપણે પડી જઈએ, તે કેવી ફજેતી યાર!!!

સૌનાં દેખતાં કોઈ આવીને તમાચો ખેંચી કાહાડે તેતો શેવટનાં વાગે બાર!!!!



## ખરો દયાળુ.

કાહાનજી મીઆંનો ચાકર એક વેળા ઘડીઆળ ચોરીને નાહાસી ગયો. જે ઉપરથી કાહાનજી જાહેર ખબર છપાવવા સારૂં એક "ન્યુસપેપર"ની હાફીસમાં ગયા, અને મેનેજરની સલાહ પુછી. મેનેજરે રાબેતા મુજબ ફારમ બતાવ્યો, કે જે કોઈ એ ધણીનો પત્તો લાવી આપે તેને ઇનામ આપવામાં આવશે. પણ આ ફરમો કાહાનજીને ગમયો નહીં તે કેહેવા લાગયો, કે "એમ છપાવ્યાથી તો તે બિચારાની કમબખ્તી થશે, અને જડમેખથી ઉખડી જશે. લોકોમાં એની રૂસ્વા કરવાની માહારી કાંઈ મરજી નથી." આખરે

ઘણીક રીતે ફેરફાર કર્યા પછી કાહાનજી કાકાએ નરમ ઘી જેવી જાહેર ખબર લખી કાહાડી જેનો ખરડો નીચે પ્રમાણે છે:-

## જાહેર ખબર.

હું કાહાનજી આદરજી મીસ્ત્રી માહારા નોકર ફકીરજી પાહાલણજી નસારીવાળાને ખબર આપુંછું, કે તું માહારૂં ઘડીયાલ ચોરી ગયોછે, તે જો પાછું લાવી આપશો, તો હું એ વાત કોઈની આગળ કહેવશ નહીં.

---

## અન્નાડીની પીડા.

કાવસજી કુતારે પોતાને ત્યાં આદર નામે એક ગામડયો ચાકર રાખ્યો, જે ઘણોજ સાદો અને બેઅકકલી હતો. જયારે તેનો શેઠ તેને કાંઇ પણ કામે મોકલાવે, ત્યારે તે પોતાનાં શેઠનું નામ ખાનબાહાદુર કાવસજી કુતાર કરી કહી આવે. એથી કાવસજીને ઘણી ખેઝાલત લાગી તેથી આદરને એક દાહાડે તેડીને ઘણો ધમકાવી કહયું—"ખબરદાર, જો માહારૂં નામ એમ કહયું તો! ગાંડા! કાવસજી કુતાર કરીનેજ હવેથી બસ કેહેજે." આ પછી એક દહાડે શેઠે ચીઠી આપીને આદરને સર જમશેદજી જીજીભાઇને ત્યાં મોકલ્યો. તે અકાબરે પુછયું—"ભાઇ કયાંથી લાવ્યો?" આદરે જવાબ દીધો, "સાહેબ, ગાંડા કાવસજી કુતારને ત્યાંથી!"

---

## હુશીયાર મેહતાજી.

એક મેહેતાજીએ સાંજનાં હાજરીપત્રક પુરતી વેળા છોક-રાઓને કહયું કે જેઓ હાજર છે તેઓ "હાજર" એમ બોલજો, અને જેઓ નથી આવ્યા તેઓ "ગેરહાજર" એમ બોલજો. બહુ મેહેતાજી હુશીયાર!!!

---

## કરડા પરીક્ષક.

ડાકટરોની પરીક્ષા એકવાર હતી. તેમાં પરીક્ષકો પસાર થવા આવનારા ઊમેદવારોને ઘણા કરડા સવાલો પુછતા હતા. એવામાં એક જુવાન વિધારથી પરીક્ષા આપવા બેઠો. તેને ઘણુંક સવાલો વડા પરિક્ષકે પુછ્યા જે સઘળાનાં વીધારથીએ હુશીયારીથી જવાબ આપયા. આખરે પરીક્ષકે પુછ્યું-"તમારા બિમારને ઘણો પરસેવો પડાવવો હોય તો શું કરો?"

વિધારથીએ એક પછી એક ઘણી દવાઓ તથા ઉપા-યોનાં નામ દીધાં, તોયે પરીક્ષકે વળી પુછ્યું "પણ સમજો કે આ સઘળા ઉપાય નહીં લાગુ પડે, તો શું કરો?"

જુવાન વિધારથીએ ખભરીને જવાબ દીધો—" ત્યારે તો સાહેબ તેવા બિમારને તમારી આગળ પરીક્ષા આપવા મોકલવો કે પરસેવે ગરકાવ થયા વિના રેહેજ નહીં."

---

## કચરો પુંજો.

કચરા નેણસી નામના એક હીંદુની વિધવાએ પુનર્વિવાહ કરયું. તેણીના બીજા ભતારનું નામ પુંજા ખેતસી કરી હતું. એક દિન વિધવાને કોઇએ પુછયું—"કેમ બેહેન, કેવી અવસ્થા?" તેણીએ ઉત્તર દીધો—"સારૂં ભા, કચરો જઇને પુંજો આવ્યો, આખર કરે, પણ નસીબમાં કચરો પુંજો!"



## લાલીયાની કાહાણી.

"લાલ્યા પરાપર" નામે એક સુરતી લાલ્યો પોતાના છાબ સાથે થોડાં વરષ બાહાર ગામની ચાકરી કરીને પોતાને ગામ પાછો ફર્યો. પણ ભાઇ તો એવા "ધોબીના ભાઇ પથ્થર" કે "વાટર" એટલે પાણી શિવાય બીજુ કશુંએ શિખ્યા નહીં. ગામ આવ્યા કેડે થોડે દિવસે લાલ્યો માંદો પડયો અને તરસે ગળું સુકાઇને જીવ છેક કંઠે આવી લાગ્યો. પણ ગામના બીજા લાલ્યાઓમાં છાંટેલું કે—"હવેતો બહુએ ઇનલીસ હીખેલા" એટલે ગુજરાતીમાં પાણી કરી કેમ મંગાય? માટે બાયડીને કહ્યું કે—"મારી ઓલી! વાટર લાવ."—બાયડી બાપડી અંજાણી, એટલે "વાટર" શું તે મુદલ સમજે નહીં. તેણી અને બીજા અડોસી પડોસીઓ ફરી ફરીને પુછે પણ "લાલ્યા છાબ" પોતાનો ટેક રાખવા

"વાટર, વાટર", કરયા કરે, પણ ગુજરાતીમાં ભસે નહીં. આખરે એમ કરતાં તેવણે તો પ્રાણ છોડી દીધો.

થોડી વારે એક બીજો બુઢો લાહ્યો આવી લાગ્યો, જે સઘળી વાત સાંભળીને બોલ્યો, કે "મર મુઆ!

દેશ ભયો પરદેશ ગયો, શીખી આવ્યો કાહાણી,

'વાટર' કરતાં પ્રાણ ગયો, ને ખાટલા નીચે પાણી."

---

## અક્કલ અંધારે વેચાઇ હશે.

એક વેળા ઉદવાડેથી જમસુ મોબેદ માહારે ત્યાં પરોણો ઉતરયો. તે ઘણો બિહિકણ અને વેહેમી હતો, અને વળી સાથે જરા અક્કલનો હિન હતો! આ જોઇ મારે ત્યાંના છોકરાંઓ તેની મશકરી કરવા લાગયાં. તેઓએ તેને બેહેં કાવ્યો, કે "હમારા ઘરમાં તો ભુત છે." એથી બિચારો જમસુ ઘણો બિહિવા લાગયો અને રોજ રાતનાં છેક મોહોડાં વેર ચાદર ઓઢીને સુએ, જેથી તેના પગ ઉંઘાડા રેહે. જમસુ પાછો ઉદવાડે ગયો ત્યારે સહુએ ખબર અંતર પુછી જમશેદજી બોલ્યા—અરે ભાઇ, મમભઇના લોક તો ઘણા કંજુસ. મને ઓઢવાની ચાદર આપી તે એવી કે માથાં આગળથી લાંબી ને પગ આગળથી ટુંકી. માથાં આગળ ખાંડી સુંડીની ચાદર નકામી લાંબી વધે ને પગ ઉંઘાડા રેહે મેં અલુસે માથાં આગળથી ચીપ ફાડી ફાડીને પગ આગળ સાંધ્યા કીધી, પણ ચાદર એક તસુબી લાંબી થઇ નહીં!!

## ગાંગે ગળ્યું તે ગયું!

એક શેહેરમાં ગાંગો તથા વળીયો નામે સોનીઓ રેહેતા હતા. તે બે જણાને સારી મીત્રાચારી હતી. પણ એક બીજાથી લુછાઇ લઇ ંગાઇના કામમાં હુશીયાર હતા. બેરોજગાર હોવાથી તેઓ એક દીવસ વીચાર કરી પરમુલક કમાવા નીકળ્યા આગળ ચાલતાં એક મોટું શેહેર આવ્યું, ત્યાં ચોતરફ ફરવા લાગયા. એમ કરતાં એક શાહુકારની હવેલી જોઇ, અને ત્યાં એકાંત હોવાથી હવેલીની પાછળ બે જણા સંતાઇ ગયા, અને અંદર શી વાતચીત થાય છે તે સાંભળવા લાગયા. હવે એ હવેલીનો માલેક નવલસા શેઠ લાખો રૂપૈઆની દોલત મુકીને પાંચ સાત દીવસ થયા મરી ગયો હતો. તે મરનારનો ભત્રીજો તથા ભત્રીજાની ઓરત, બન્ને જણાં ધણી ધણીઆંણી તે હવેલીમાં બેસીને વાતો કરતાં હતાં કે ".હવે આ સઘળી દોલતનાં માલેક આપણુ છીએ, અને જે એનો છોકરો આસરે બાવીશેક વરસનો છે, તે તો એક વરસનો હતો ત્યારથીજ પોતાની મમાઇને ઘર રહે છે, અને તેણે કદી પોતાનાં બાપનું મોહો પણ જોયું નથી, ને કેટલી દોલત છે તે પણ તેને કાંઇ ખબર નથી. જો કદી તે પોતાનાં બાપની મીલકત સાંભળીને અહીંયાં આવે તો આપણે તેનો પત્તો લાગવા દેવો નહીં, ને બીજે માળ જે મજુસમાં સોનાની મોહોરોની કોથળીયો ભરીને મુકી છે, તે કોથળીયો ત્યાંથી કાહાડીને આપણે હાલ એક ઠેકાંણે દાટવી જોઇએ, અને ચોર ભંડારીયામાં જે ઝવેરાત છે, તે પણ એની સાથે દાટવું

જોઇએ." એમ કહી રાત હોવાથી બંને જણાં કમાડ બંધ કરીને સુઇ ગયાં.

આ સઘળી વાત પેલા બે ગાંગો તથા વળીયો સાંભળીને ત્યાંથી ચાલતા થયા. પછી ગાંગો સોની વળીયાને કેહેવા લાગયો "અલ્યા વળીયા, આ કમાવાનો લાગ ઠીક છે, અને તારી પણ ઉમર વરસ બાવીસને આશરે છે, તેથી તુ વાણીયાનો વેશ પેહેરીને નવલસાનો છોકરો થા. ને મશાંણમાં ખાડો ખોદી પવન આવે એવી જુગતીથી મને ત્યાં દાટ. જો નવલસાના ભત્રીજા સાથે તને વધારે તકરાર થાય તો, કંઇ સરકારમાં જવાની જરૂર નહીં. તું તેને મશાંણમાં તેડી લાવજે, ને હું ભોંય નીચેથી પુરાવો આપીશ. એટલે સર્વે લોકો તારો દાવો નક્કી કરશે. પછી તું મને મશાણમાંથી ખોદીને કાહાડજે, એટલે બધી મીલકત આપણે બંને જણા વેંહેંચી લઇશું. માટે તું સવારમાં એને ઘર જા, અને કેહેજે જે આ બધી મીલકતનો માલેક હું છું. મને મારા બાપે સ્વપનું આપ્યું કે, તારા કાકાનો છોકરો માલેક થઇ બેઠો છે તેને ઘરમાંથી બાહાર કાહાડી મુક તેથી હું મારે સમાઇને ઘેરથી આવ્યો છું."

એવી રીતે બંને જણાએ નકકી કરયું. પછી સવારમાં વેહેલા ઉઠી ગાંગાને મશાણમાં દાટી વળીયો વાણીઆ બનીને નવલસા શેઠને ઘર ગયો, અને તેના ભત્રીજાને દમ ભીડાવા લાગયો જે નવલસાની સઘળી દાલતનો માલેક હું છું, તારૂં એમાં કંઇ લાગે વળગે નહીં. આમાંથી ટંટો વધી પડયો, તેથી

આડોસી પાડોસી વીગરે ઘણા લોકો એકઠાં થઇ કેહેવા લાગા જે ભાઇ તારી પાસે કંઇ પુરાવોછે! આવું સાંભળી તે બોલ્યો કે હા મને મારા બાપે સ્વપન દીધું, ત્યારે હું અહીંયાં આવ્યો છું, ને મને એમ કહ્યુંછે જે જો તારા કાકાનો છોકરો નહી માંને તો સરકાર દરબાર ચહડી નકામો પૈસો ખાશો નહી, ને પાંચ પચીસ શાક્ષીઓ લઇને મશાણમાં આવજો, કે હું મશાણમાંથી પુરાવો આપીશ. આવું સાંભળી સર્વે જણા બોલ્યા જે એ બોલેછે તે બરાબરછે, આપણે જુવો તો ખરા. એમ કહી સર્વે જણા મશાણમાં ચાલ્યા, અને પછી ત્યાં જઇને વાંણીયો બનેલો વળીયો મોહોટે અવાજે બોલ્યો જે, “બાપા, તમારૂં સ્વપન ખરૂં હોયતો હમણાં સ્વર્ગમાંથી પુરાવો આપજો, જે હું તમારો દીકરો ખરોછું કે નહીં, તેની આ લોકોને ખાત્રી થાય.” આવું સાંભળતાં પેલો મસાણમાં દાટેલો ગાંગો સોની બોલ્યો જે “હા ભાઇયો એજ મારો ખરો છોકરો છે, ને મારા ભત્રીજાનું કંઇ લાગે વળગે નહીં, અને બીજે માળ જે મજુસમાં સોનાની મોહોરોની કોથળીયો તથા ચોર ભંડારીયામાં જે ઝવેરાત છે, તે સઘળાનો માલેક એજછે.” એવી રીતે પોતે જે રાતે નવલસાની હવેલી પાછળ સંતાઇને વાત સાંભળી હતી તે પ્રમાણે દાખલા આપયા. આવો ગેબી અવાજ મશાણમાંથી સાંભળીને સર્વે ભંજગડયા લોકોનેતો પુરી ખાત્રી થઇ કે એનો ખરો વારસ એજછે. ને કરતાં ઘરમાં મુકેલી મીલકતનો જે પત્તો કહયોછે તે આપણે તપાસીએ ને જો તે પ્રમાણે દાખલો મળે તો સઘળી મીલકત એને સ્વાધીન કરવી

જોઇએ. એમ કહી સર્વે જણા નવલસાનો છોકરો બનેલ, વળીયાને સાથે લઇને ઘર ગયા. મજુસ તથા ચોર ભંડારીયામાં જોતાં કરહયા પ્રમાણે નીકળયું ત્યારે સઘળા ભાંજગડીયાએએ નવલસાના ભત્રીજાને રૂપૈઆ પાંચસોની મત, અપાવીને ઘરમાંથી બાહાર કાહાડયો, અને વળીયો સોની માલેક થયો. એમ કરતાં રાત પડી કે વળીયાએ મોટા, બે કોથળા મોહોરો તથા ઝવેરાતના નીરાતે બેસીને ભર્યા અને એક બળદ ઉપર લાધીને પોતાને વતન ચાલતો થયો, અને ગાંગો સોની ભાગ માગે તેથી તેને મશાંણુમાંજ દાટેલો રેહેવા દીધો. એમ કરતાં સહવાર થયું, ત્યારે ગાંગો સોની અકળાઇ ગભરાઇને લાત મુકકી મારીને બધું મડોદું ખશેડીને દાટેલો હતો ત્યાંથી બાહેર નીકળયો, અને નવલસા શેઠની હવેલી પાસે જઇને વળીયા સોનીને શોધવા લાગયો, પણ પતો લાગયો નહી તેથી ગાંગે જાણ્યું જે એ મને પડતો મુકીને જતો રહયો, તેથી પોતે પણ તેની પાછળ ચાલ્યો. હવે વળીએ કોળી પોતાને ઘેર આવીને પેલા ગુણોમાંથા ખાડો ખોદીને દાટી દીધા અને પેલો સો રૂપૈઆનો માલ વટાવીને તે રૂપૈઆ પોતાની ઓરતને આપીને કહયું જે કોઇ પણ તેને પુછવા આવે જે વળીયો કયાં છે તો એમ કેહજે જે એતો કમાવા ગયાછે, ત્યાંથી આવ્યા નથી, અને હું ગામની બાહેર પેલા ઉજડ કુવોછે તેમાં ભોંયરૂં કરી બરાઈ રહું છું. ત્યાં રોજ શીરોપુરી દુધપાક વીગરે સારૂં સારૂં ખાવાનું કરીને શીકામાં બાંધી કુવામાં મુકજે, જે હું અંદરથી લઇને ખાઇશ.

એમ કહી વળીયો કુવામાં ઉતર્યો, અને અંદર ભોંયરૂં ખોદી ગોદડું પાંથરી નીરાંતે રોજ શીરોપુરી ખાઇ આરામ કરવા લાગયો.

હવે એમ કરતાં થોડાએક દીવસે ગાંગો સોની ત્યાં આવી વળીયાની ઓરતને પુછવા લાગયો જે, વળીયો કયાં છે? ત્યારે તે બોલી જે, તમે જોડે ગયા હતા ને મારા ધણીને કયાં મુકી આવ્યા? એવી રીતે ઉલટ ગળે પડી. ત્યારે ગાંગો ત્યાંથી પાછો ગયો. પણ રોજ ત્યાં આવી તેની શોધ કરતો હતો. એમ કરતાં બે ત્રણ મહીના થયા. પછી એક દીવસે ગાંગે વળીયાની ઓરતને કંઇ ખાવાનું લેઇને બાહેર જતી જોઇ, તેથી છાનો તેની પાછળ થયો, અને તેને કુવામાં ખાવાનું મુકતાં જોઇને પાછો પોતાને ઘેર ગયો. બીજે દીવસે કોદરાનો રોટલો તથા ચટણીનો લોચો, એક શીકાંમાં મુકી વળીયાની ઓરત જવા પેહેલાં પોતે જઇને કુવામાં શીકું મુકયું, અંદર બેઠેલા વળીયાએ કોદરાનો રોટલો તથા ચટણી જોઇ ગુસ્સે થઇને બોલ્યો જે, મેર મુઇ આજ આ શું લાવી? ત્યારે ગાંગો બીની પેઠે સાદ કહાડીને બોલ્યો જે હવે હું કયાંથી લાવું? બધો પૈસો ટકોતો તમારી પાસે છે. આવું સાંભળી વળીયાએ જાણયું જે મારા આપેલા રૂપૈયા હવે થૈ ગહ્યા હશે. તેથી તે બોલ્યો જે આપણાં ઘરના બારણા પાછળ ખુબ મતા દાટેલા છે, ત્યાંથી ખોદીને થોડુંક લેજે, પણ મારો પત્તો કોઇને કહીશ નહીં. આવું સાંભળી ગાંગો સોની ત્યાંથી ચાલતો થયો, ને લાગ જોઇને વળીયાનાં ઘરમાં ભરાઇ બેઠો. હવે વળીયાની ઓરત રોજના રાખેતા મુજબ ઘરમાંથી ખાવાનું

લઇને બાહેર ગઇ કે ગાંગે બારણાની પાછળ ખોદીને મોહોરો તથા ઝવેરાતનો કોથળો પોતાને ઘેર લેઇ જઇને ખાડો ખોદીને દાટયો, અને પોતાની સોનારણુ ઓરતને કહયું જે, કોઇ મને પુછવા આવે તેને કેહેજે જે, એતો માંદા પડયા છે, ને એમને તો મુંગવા થયો છે તેથી કશુંએ બોલતા નથી, ને આ દાટેલું છે તે કોઇને કહીસ નહીં. એમ કહી ઓઢી પોઢીને ખાટલે પડયો.

પેલી તરફ વળીયાની ઓરત જે ખાવાનું લેઇ ગઇ, તેણે જઇને કુવામાં લટકાવ્યું, તે જોઇ અંદરથી વળીઓ બોલ્યો કે અલી હવે કેવું સારૂં સારૂં લાવી. રોટલો ને ચટણી લાવતાં તને શરમ ના આવી? આવું સાંભળી તે બોલી કે, વળી રોટલો ને ચટણી કોણ લાવ્યું છે? ઘણે દહાડે ભાવ થયો કે શું? વળીયો બોલ્યો? કે, ચુપ હમણાં લાવી હતી, ને જુઠું સ્યમ બોલે છે? તે બોલી હું તો કંઇએ નથી લાવી. આવું સાંભળી વળીયો ચેત્યો જે ગાંગો આવ્યો ખરો, તેથી ઝટ બાહેર નીકળી ઘર આવી જુવે છે તો મોહોરોની ગુણ મળે નહીં તેથી ઝટ ગાંગાને ઘેર ગયો અને ગાંગાને સુતેલો જોઇ બોલ્યો જે ભાભી ભઇને શું થયુ છે? તે બોલી દૈવ જાણે મુંગવા થયો હોય એમ લાગે છે. એ તો કંઇ પણ બોલતા નથી. વળીયો ગાંગા પાસે જઇ કહેવા લાગયો જે ભઇ એમ શું કરો છો બોલો તો ખરા. મારી ભુલ થઇ માફ કરો. લાવો આપણે અડધો અડધ વેહેંચી લઇએ. એવી રીતે વળીયાએ કાલાવાલા કરી બહુ રીતે સમજાવ્યો, ને છેવટે ચાર આની ભાગ માગયો તોપણ એણે તો કશોએ જવાબ દીધો.

નહીં ત્યારે કેહેવા લાગયો જે, અલ્યા બોલ નહીં તો હમણાં મારી નાખીશ. તો પણ બોલ્યો નહીં ત્યારે વળીયાએ કહયું જે, ભાભી ગાંગાને તો મતલબનો મુંગવા મગજે ચઢી ગયો છે તેથી જો ડાંમ દીધા હોય તો હમણાં બોલે. એમ કહી બે ત્રણ ખીલા ખુબ તપાવીને પેટે તથા કપાળે ડાંમ દીધા તો પણ કશુંએ બોલ્યો નહીં. ત્યારે કેહેવા લાગયો જે ભાભી ભઇ તો મરી ગયા, તમે ઘોંઘાટ કરશો નહીં. એમ કહી વાંસડા લાવી અગ્નીદાગ કરવાની તૈયારી કરી. એની બાયડીએ પણ જાણયું કે એ રોયો મરી જાય તો આ દાટેલો દલ્લો મારે હાથ આવે તેથી આ જે થાય છે તે ઠીકજ થાય છે. હવે ગાંગાની નાતનાં માણસો ત્યાં ન હોતાં તેથી બાહેર જઇ ચાર પાંચ માણસોને બોલાવી લાવ્યો અને ઠાઠડી ઉઠાવી મશાંણમાં લેઇ ગયો, તોપણ ગાંગો બોલ્યો નહીં, ત્યારે વળીયાએ પેલા ઉંચકી લાવનારાઓને કહયું જે ભઇ હવે તમે જાઓ, હું એને અગ્નીદાગ દેઇસ. મારે ને એને ઘણી મીત્રાચારી હતી, તેથી હું બે ચાર ઘડી એની આગળ રોઇશ પછી અગ્ની-દાહ કરીશ. આવું સાંભળી બધાએ જતા રહયા ત્યારે પાછું વળીયાએ ગાંગાને કહયું જે અલ્યા હવે તો બોલ? નહીં તો હમણાં બાળી દઉં છું. બધી મતા તું ગટ કરવા ધારે છે, તે કેમ બને? તો પણ ગાંગો કશુંએ બોલ્યો નહીં. એમ ગાંગાની ખુસામત કરતાં દોઢ પોહોર રાત ગઇ.

હવે આ મશાંણને રસ્તે થઇને કોઇ પાંચ સાત ચોર શેહેરમાં ચોરી કરવા ગયા હતા તેમણે જતાં એવો ઠરાવ કર્યો હતો કે આજે આપણે જે કંઇ ચોરી લાવ્યે તેમાંથી

ચોથો ભાગ મશાંણમાં ધરમ ખાતે નાખવો. તે લોકો ચોરી કરીને પાછાં મશાંણ આગળ આવી પોહોંચ્યા અને આસરે હજાર સોળેકની મતા ચોરી લાવ્યા હતા તેનાંથી એક ચોર બોલ્યો જે આપણે અહીંયાંથી જતાં ચોથો ભાગ મશાંણમાં નાખવાની બાધા લીધી હતી તે નાખવો જોઇએ. ત્યારે બીજો ચોર બોલ્યો જે હવે નાખ્યું! નકામી આપણાં નસીબમાંથી હજાર હજારની મતા જતી રહે. એમાં મશાંણના બાપનું શુ લાગે છે? આપણાં નશીબનું હતું તે આપણને મળયું છે. ચોરોની આ વાત ગાંગાએ ચેહેમાં પડયા પડયા સાંભળી, તેથી ઝટ બોલીને ઉઠયો જે અલ્યા વળીયા! આ લાગ પણ ઠીક છે. ઉઠય જુવે છે શું? ડાંમ ખાધા તો ખાધા પણ ગાંગે ગળચું તે ગયું અને આ બીજું તારૂં મારૂં સૈયારૂં. એમ કહી બંને જણા નાગા થતા કે ખઊં ખઊં કરતા પેલા ચોરોની પાછળ દોડયા. તે જોઇ ચોરોએ જાણ્યું જે આપણે ધરમ કરવાની દાંનત બગાડી તેથી મશાંણમાંના મુડદાં ઉઠી ઉભાં થયાં અને જો હાથ આવ્યા, તો આપણને જરૂર ખાઇ જશે. આવી બીકથી ચોરીનો માલ ત્યાં પડતો નાખી જીવ લઇને નાઠા અને તે બધી નવી મતા ગાંગાને તથા વળીયાને હાથ લાગી તે બંને જણા વેહેંચી લેઇ પોતે પોતાને ઘેર ગયા. પણ પેલી મોહોરો તથા ઝવેરાત, ગાંગે ગટ કર્યું તે કર્યું.



## "માખી હુ માખી ને કાપી હુ કાપી."

અસલ "ઇસ્ટ ઇંડયા કુંપની"ના વખ્તમાં સરકારી આફી- સમાં સઘળા કારભારીઓ, કલાર્કો વગેરે ઘણું કરીને પરભુઓ હતા, અને તેઓનો મોટો ભાગ ઘણો અભણેલ રહેતો હતો. એક વેળા એવું બન્યું કે આફીસનાં વડા સાહેબે એક કલારકને પોતાની પાસે બોલાવ્યો, અને હુકમ કરયો કે "આ કાગજની બરાબર નકલ કરી લાવ." પરભુ કાગજ લઇ જઇને ટેબલ ઉપર બેઠો, કલમ ઘડીને ટાંચ મારી અને બરાબર "કાપી હુ કાપી" કરીને પોતાના સાહેબને ખુશ કરવાના વિચારથી લખ્વા બેઠો. હવે એવું બન્યું કે સાહેબે આપેલી નકલનાં મથાળાં ઉપર એકાદ કચ્ચડાયલી માખ્ખ હતી. સાહેબનો હુકમ હતો કે "બરાબર કાપી કરવી" તેથી પર- ભુએ એક માખ્ખ પકડી, અને નવાં કાગજનાં મથાળાં ઉપર તેને પણ કચ્ચડી નાખી, અને ત્યારપછી કાગજની નકલ કરીને સાહેબ પાસે લઇ ગયો. કાગજ ઉપર માખ્ખ કચ્ચડાયલી જોઇને સાહેબે ચિરડાઇને કહ્યું—"યુ ગદ્ધા, એ કયા કિયા—યુ ડર્ટી સુઅર."

કલારકે નમીને જવાબ દીધો—"સર, હુકમ, કાપી હુ કાપી, સો માખ્ખી હુ માખ્ખી!"

આ મુરખની હેમકાઇ જોઇ સાહેબને ઘણું હસ્વું આવ્યું અને પરભુને લાતનો સરપાવ આપી પોતાની જગ્યા ઉપર બેસવા ફરમાવ્યું.

## ચિનો દરજી અને ડગલીઓ.

ઉપલાંનેજ મળતી એક બીજી વાત ચિન જઇ આવેલા પારસીઓ કહે છે. કહે છે કે એક પારસી ગ્રહસ્થ ચિન વેપારને માટે ગયો, અને ત્યાં પોતાનાં કપડાં બનાવવાને થકી થોડાક પાજના તાકા વેચાતા લઇ ચિના દરજીને બોલાવ્યો, અને નમુના તરીકે પોતાની એક બંધબેસ્તી ડગલી આપી. ચિનાને તાકિદ કીધી, કે "આ ડગલી બરાબર માપની છે, માટે સઘળા પાજના ડગલાઓ બરાબર એજ પ્રમાણે બનાવવા." ચિના સઘળું કપડું લઇને ઘર ગયો. હવે એવું બન્યું, કે નમુનાની ડગલીને છાતી આગળ એક ગોળ ઠીંગડું મારેલું હતું. ચિનો દરજી સમજયો, કે આ ઠીંગડું પારસીઓનાં સુદરાનાં ગરેબાનની પેઠે કાંઇ અગત્યનું હશે, તેથી સઘળા પાજના નવા ડગલાઓમાં છાતી આગળ બગાડાં પાડી ત્યાં ઠીંગડાં અસલ નમુના મુઆફેક મુકી ધણી પાસે લઇ આવ્યો. ડગલાઓ જોઇ અને ચિનાનો ખુલાસો સાંભળી શેઠ કપાળ કુટ્યું. ચિનો બોલ્યો—"તમે બરાબર નમુના પ્રમાણે બનાવવા કહી તે બરાબર નમુના પ્રમાણે તપાસી લેઓ."



## ચિનો દરજી અને ટોપીના વાડકા.

એક ત્રીજી કથા એજ મતલબની ચિનના પારસીઓ કહે છે. એક વેળા એક બખિલ પારસી ચિન ગયો, અને એક ગજ નનછોઇ વેચાતી લઇ ચિના દરજીને બોલાવી ટોપી

બનાવવા આપી. આપ્યા પેહેલાં ચિનાને પુછયું, કે કેટલી ટોપીઓ થશે?" ચિનાએ કહયું કે "આઠ." બખિલ પારીસીએ વિચારયું, કે ચિનાઓ ઘણાં લુચ્ચા હોય છે, અને કપડું ખાઇ જાય છે, તેથી દમ ભરાવીને ભપકો કીધો. "કેમ લુચ્ચા? ગજમાંથી નવ ટોપી નહીં થાય?" ચિનાએ કહયું "હા સાહેબ, નવબી થાય."

વાહ! આ તો જરા દમ કરતાં એક ટોપી વધી, એટલે બખિલ પારસીને લોભ થયો, માટે ચિનાને પટાવીને કહયું, "જો બાપુ જો, જરા કરવકરથી કરશે તો દશ થશે." ચિનાએ તુર્ત જવાબ દીધો, "હા સાહેબ, દશબી થશે. તમો કહો તો બાર કરી લાઉં, પણ જરા મેહનત વધારે પડશે."

પારસીએ ખુશી થઇને હા પાડી. કે જા. બાર કરી લાવ. ત્રીજે દહાડે ચિનો ટોપી બનાવી લાવ્યો, તો અરધો, ગજ કપડું ભતરડાએલું, અને અરધામાંથી મોટાં ઢીંગલાંને આવે એવા બાર ખાસાં કુલીઆં જેવા વાટકા સીવી લાવી શેઠની આગલ મુકયા. આ જોઇ શેઠનો દમ તો બંધાઇ ગયો અને કપડું બગાડવાનો ખુલાસો પુછયો. ચિનાએ જવાબ દીધો, વળી કપડું બગડયું શાનું? કેટલી મોટી ટોપી કરવાની તે કાંઇ તમે મને કહયુંતું કે? તમારૂં માથું માપને સારૂં કાપી આપયું કાંય નહીં?"



## ચાકરોને રમુજી નસીહત.

નામાંકીત ડીન સ્વીફ્ટે પોતાના ગદ્ય પુસ્તકોમાં બેશુમાર બાબદો લખી છે તેમાં "advice to servants" નાં મથાળાં તળે એક વિષય એટલો હસવું પેદા કરે એવો અને રમુજી છે કે તેને આપણા લોકોની સ્થીતીને અનુસરતો કરીને આ ઠેકાણે નવેસરથી લખ્યો છે.

તમારો શેઠ અથવા શેઠાણી કોઇને હાંક મારે ત્યારે અખાડા કરી ચીંગા થઇને પડી રહેવું, અને જયાં સુધી તમારૂં નામ દઇને હાંક મારે નહીં ત્યાંસુધી કચુ સસરવું નહીં, કેમકે જયારે ગમે ત્યારે દોડી જવાની તમારી કાંઇ ફરજ નથી. બીજું, ઘડી ઘડી દોડી જવાથી શેઠ શેઠાણીને એવી લાડ કરવાની ટેવ પડી જાય છે. કાંઇ તમારેથી વાંક થયો હોય તો સાંમો દમામ કરી છેડાઇ પડવું, અને સામું ગળે પડીને ગોધીયારૂં કરી મેલવું. એમ કરશો તોજ શેઠ શેઠાણી નરમ પડશે, નહીં તો ધીપર ચહડી જશે.

આપણા ભાઇબંધ ચાકરોની ચુગલી કચુ કરવી નહીં, પણ શેઠનો એકાદ વાહાલો ચાકર હોય, અને તે બધા ચાકરને અણગમતો હોય, તો તેના ઉપર જુઠાં તોહોમતો જોડી કાહાડવાને કશી અડચણ નથી.

શેઠ કે શેઠાણી કાંઇ પણ બજારમાં લેવા મોકલે, તેમાં સારી પેઠે "ચાંસ" મારવી. બરાબર લાવી આપવું, એ હેમકનું કામ છે. તમારા શેઠની હજુરમાં બાહારના લોક બેઠા હોય, અને શેઠ તમોને કાંઇ વાંક સારૂં ધમકાવે, ત્યારે બાહારનાં લોકનાં દેખ-

તાંજ અર્ધાનો ખુડદો અને અર્ધો બાધો ચુકવી આપવો. યાને મોહોડાં ઉપરજ કહેવું, કે "સાત વખત ગરજ હોય તો ચાકરી રાખો, નહીં તો માહારો પગર ચુકાવી આપો." અગર શેઠ મોહોડાંમાંથી ગાળો દે, કે "તું આવો તેવો." તો સામું આંગ ઉપર ધસી જઇને કહેવું, કે "તારો બાપ આવો તેવો." પણ જો વધારે ચિરડાઇ આંગ ઉપર આવેનો બે મુકી પેટાખાનામાં ઝાડી કાહાડવી અને સામું "બાપરે, બાપરે" કરી બુમ પાડી પોલીસના સિપાહીને તેડી લાવવો, અને બારણાં આગળ રમખાણ મચાવી મેલવું. તેમ કરતાં કુડી બે કુડી ગાળો દઇ શેઠ શેઠાણીની છાત્રી પત્રી કાહાડી નાખશો તો કોઇ તમુને પુછનાર નથી. સામું બીજા ચાકરોમાં તમારી વાખવાખી થશે.

કોઈ વેળા શેઠે બાહાર મોકલ્યો હોય, અને વખતે ઘર લટાર મારી આવતાં, અથવા એ દોસ્તો સાથે વાત કરતાં કલાક બે કલાક નિકળી જાય તો પાછું આવતાં શેઠ ધમકાવશે તો ખરાજ. પણ એવું હોય, ત્યારે તમોએ અગાઊથીજ બધી તાલ ગોઠવીને આવવું. જેમકે "સાહેબ મારો કાકો ઘણો બિમાર પડયોતો, મારી કાકી તેડવા આવીતી. સાહેબ ડોસો ઘણો ઘડીપળ છે." ઇત્યાદિ. અગર એવાં બાહાનાં અગાઉ પંદરેક દહાડા ઉપર કહાડયાં હોય, તો તોપ મારવી, કે "જુગારીમાં પકડાઇ ગયો તો," અથવા "રસ્તામાં પગ લચકાઇ ગયો," ઇત્યાદિ, ઇત્યાદિ. બીજું એથી પણ સારૂં બાહાનું એ છે કે "રસ્તામાં આવતાં કોઇએ બારીએથી બરચાંનું છેર નાખ્યું, તેથી ઘર નાહાવા ગયોતો!"

જે કામ માટે તેમોને રાખયો હોય, તે શીવાય બીજું કશું કામ કરવાને તમે બંધાયલા નથી. બાવરચી તરીકે હોય, તો કચરો કાહાડવાને ધસીને ના પાડવી. અગરજો તમારો મીજાજ ગયલો હોય, અને શેઠ કે શેઠાણી તમુને ફફડાવે, તો બારણું એટલા તો જોરથી બંધ કરવું કે આખું ઘર ધ્રુજે. વળી હાથમાંનાં પયાલાં રકાબી નાખી દેવાં, અથવા ખુબ ખખડાવવાં.

જયારે જોઇએ, કે શેઠ શેઠાણીને તમારા વગર ચાલતું નથી, ત્યારે એકાદ સારી તાલ જોઇને ચાકરી છોડવાની "નોટીસ" આપવી. જયારે તેઓ કારણ પુછે, ત્યારે જુઠી જુઠી આંખ નુછીને કહેવું, કે "જીવ જાય તોબી હુંઇથી જાઉં નહીં, પણ શું કરૂં સાહેબ, બચરવાલ પડયો અને પેટનું પુરૂં થતું નથી, તેથી હુંઇ તહીં ફાંફાં મારવાં પડે છે." અગર તમારો શેઠ ભલું માણસ હશે તો એકુ બે રૂપયા વધારી આપશે, અને તમારૂં કલ્યાણ થશે. પણ જો તેમ કરવાને બદલે શેઠ કહેશે, "ભાઇ, જવું હોય તો સુખે જા." તો કોઇ ભાઇબંધ ચાકરને શીખવીને શેઠ પાસે મોકલવો, કે "સાહેબ, હમો લોકોએ બધા જણે મળી એને ઘણો સમજાવીને પાછો રાખયોછ."

શેઠ બાહાર ગયલા હોય, અને શેઠાણી ઉંઘાયલાં હોય, ત્યારે આખ્ખાં ઘરના સુંઘારા લઇ જોવા કે કંઇ પડયું ખડયું હાથ લાગે, તો તે ઉપર તમારો સાત પાણીએ ધોયલો હક છે. શેઠ વાડીવંતર ગયલા હોય, ત્યારે શેઠાણીની આગળ

જઈ મોંહે ચહડાવી ગામગપાટા ચલાવવા, અને તેમાં ભાષામાં જરા મસાલા સારૂં બેમહુલાજાના એકાદ બે શબ્દો વાપરવા.

બાઈ એક હાંક મારે તો કદી આવવું નહીં. ત્રણ ચાર વાર હાંક મારે તોજ આવવું, કેમકે એક વાર હાંક સાંભળાને તો કુતરો દોડી આવે. શેઠ બોલાવે, કે "કોણ છે રે?" તો કોઈએ જવાબ આપવો નહીં, કેમકે તમારૂં નામ કંઈ "કોણ" નથી. શું બરાબર બોલાવતાં શેઠનું મોહોડું ભાંગી ગયું છે!

શેઠાણી હુકમ કરે કે "મોટી છરી સાફ પાલીસ કરી લાવ," તો વળી ઘસવા કયાં જશો? ટુંકો ઉપાય એ કે પગમાંથી ખાસડું કહાડી તેનાં તળીયાં સાથે ઘસવી. બે ચાર આડા અવળા સપાટા મારયા એટલે તડાકામાં સાફ!

બહારથી આવ્યા એટલે ગમે એટલા જોડા ખરડેલા હોય, તો પણ ઘસારાબંધ જોડા સુધાંજ શેઠના બેસવાના ઓરડામાં જવું, અને જો લાગ ફાવે, તો જોડા ઉપરનું થોડુંક છાણ ગલિચા ઉપર મેલતા આવવું.

તમોને રોજ બજારમાં બજાર લેવા મોકલતા હોય, તો રાબેતા મુજબ "ચાંસ" મારવા ઉપરાંત ઘર ફેરો મારતા આવવું, અને બજારમાંથી થોડું થોડું "ચાંઉ" કરીને ઘરમાં બાયડીને આપી આવવું. અગર ઘર જવાને નહીં બને એવું હોય તો કોઈ સગાંના છોકરાને શેઠના ઘરના ઓટલા ઉપર રોજ ઉભો રાખવો, અને તેના હાથમાં જમીન હોય, તેમાં આટો, મસાલો, ખાંડ, વગેરે ભરીને તેને પસાર કરી દેવો.

કોપરેલ અથવા હરકોઇ બીજું તેલ તફડાવવાની રીત ઘણી સેહેલી છે. બરણીમાંથી બાટલીઓ ભરીને તૈયાર રાખવી, અને સહવારનાં બજારમાં જતી વખતે એકેક હાથમાં લઇ બેધડક ચાલ્યા જવું. બુચ દેવો નહીં, એટલે સૌ જાણશે, કે મિઠું તેલ લાવવા સારૂં ખાલી બાટલી લઇ જતો હશે.

આપણા જોવામાં આવે કે એકાદ જુની બારી અથવા રમવાનું પાટીયું, કે કાંઇ એવીજ બીજી જણસ ઘણું થયું પડી રહેલી છે, અને શેઠનું તે ઉપર ધ્યાન નથી, તો લાગ જોઇને મુગા મુગા ઉંચકાવી જવી. પણ તદબીર એ કરવી કે શેઠના મસાલ કે માણસ પાસેજ ઉંચકાવી લઇ જવી, એટલે કોઇ પુછશેજ નહીં. કાંઇ પણ તફડાવવું તે બિહિ બુજીને કરવું નહીં, પણ સાહુકારીથી જાણે "બાવાનો માલ" હોય એમ કરવું.

બીજે ઘરના ચાકરો સાથે તમોને દોસ્તી હોય તો તેઓનાં ઝુહરે ઝુહરા તમારી રાંધણીમાં બેસાડવા, અને આખો દહાડો તેઓ સાથે "ખીખી ખાખા" કર્યા કરવું. શેઠ કે શેઠાણી આવે, તો પણ કશો મહલાજો કરવો નહીં, અને શેઠ પુછે ત્યારે કહેવું કે "સાહેબ મારા બધા ભાઇઓ છે, તે ગામથી મળવા આવ્યા છે."

ચકલા ઉપર જયારે સઘળા ભાઇબંધ ચાકરો સાથે મલ્યે ત્યારે શેઠને ઘરની સઘળી નીંદા કરયે, અને "શેઠની બાઇ આવી છે, બેહેન આવી છે, છોકરી આવી છે," વગેરે વગેરે ભર ચકલામાં ગપાટા મારયે, અને ગળાં ઉપર હાથ મુકી સોગંદ ખાઇને કહીયે કે "મેં મારી નજરે જોયલું છે."

શેઠનાં દીવાનખાનામાં ગયા, અને ત્યાં દારૂની "ડીકાનડર" પડેલી હોય, અને લાગ આવે તો "ટાંસ" મારવાને કદી ચુકવું નહીં, અને જો જરા તઇયાર થઇ ગયા, તો લાગલા ઓઢી પોઢીને સુઇ જવું, અને શેઠ ખબર પુછે ત્યારે કહેવું કે "તાહાડના લખલખાં ચઢી આવ્યાંછ ને ઉઠાતું નહીં." અગરજો તમારો શેઠ મીયાં આદમી હશે, તો તાહાડ નરમ પાડવા સારૂં એકાદ "બ્રાંડી"નું બીજું "ગલાસ" આપશે અને તમારૂં કામ થઇ જશે. બાટલી અધુરી લાગે તો માંહે જરા 'અપામ ચીમ' ઉમેરતાં ઉલટો દારૂ નબળો થશે ને શેઠની તબીયતને ફાયદો થશે.

કાંઇ કામ સારૂં તમોને શેઠાણી ધમકાવે, તો જરૂર મોટે સાદે બડબડવું, અને આખો દહાડો ભણભણ્યા કરવું, કે શેઠાણી કંટાળીને ફરીથી તમોને કાંઇ કહેશે નહીં. એવી વખતે વાસણો ખુબ અફાડઝીક કરવાં.

ચાકરોને એક મોટી પીડા ઘરનાં છોકરાંઓ છે. તેઓ રાંધણીમાં આવીને ઘણી વેળા કંટાળો આપેછે, અને બે ઘડી નીરાંતે પડવા દેતાં નથી. એ નાપાક "કુકતાંઓ"ને કાંઇ ખાવાનું આપી ખેરવવાની તજવીજ કરવી. શેઠાણીએ મના કીધી હોય, કે છોકરાંઓને કાંઇ ખાવાનું આપવું નહીં, તો જરૂર કાંઇ પેટ આવે તેવું મોહોમાં દાખવું, કે તેથી "દદુરી" છુટીને નિકાળ આવી જાય. બને તો કાચો આટો ખવાડવો. અગર તેથીબી પીડા ન જાય, બચ્ચું "સેકસ્તે શેહતાન" ખાનાર હોય, અને તમોને પણ કાચા ખાઇ જાય એવો કોઠો હોય, તો અવારનવાર એકાદ "બખીયો"

અમળાવાની તમોને છુટ છે. કોઇ છોકરાં તેથી પણ સમ જતાં નથી, અને બરજાદી કરેછે, ત્યારે છુપી રીતે તાવેલો તવાથો તેના બરડા ઉપર લગાડવો, અથવા બળતું લાકડું ઉચકીને બીહીવાડવું.

શેઠને ત્યાં પરોણો ઉતરયો હોય તો તે જયાં સુધી હોય ત્યાં સુધી તેની પરવા કરવી નહીં, કેમકે પરોણાઓ તો નકામી પીડાછે. પણ જયારે તે જવાનો હોય, તે દહાડે સવારના પોહોરમાંથી દોડધામ કરી તેની આગળના આગળ દમકયા કરવું, તેનો સામાન બાંધવા લાગવું, અને "સાહેબ, સાહેબ" કરયા કરવું. જયારે તે શેઠની રજા લઇ બાહાર નીકળે, ત્યારે બારણામાં આડા ઉભા રહેવું, અને તે જાય ત્યારે બપે હાથે સલામ કરવી, એટલે તે ગજવામાં હાથ ઘાલી તુરત તમોને કાંઇ ઝટશે. અગર તે અખાડા કરે, તો બોલવું, "સાહેબ, માફ કરજો હો, તમારે લાયકની કાંઇ ચાકરી થઇ નથી." એટલું છતાં પણ જો પરોણો ખંધો હોય, અને નહીં આપે તો પછી બીજી વખત આવે ત્યારે વાત ! તેની ડગલીમાં આંધરાં પાડવાં, પાણી ખળખળતું આગ જેવું મુકવું, અને બીજી બધી રીતે તેને બુમ પડાવવી.

શેઠને ઉધાર મંગાવવાની ટેવ હોય, તો ભેલમભેલા કરી એકનું બેવડું કરી બપેવાર પૈસા લેવા.

અગરજો તમોને કહાડી મુકવામાં આવે, તો ઘરેઘર જઇ શેઠ શેઠાણીની નીંદા કરવી, અને જુઠી સાચી વાત કરી બીજા ચાકરોને એવા ભડકાવી મુકવા કે કોઇ ત્યાં ચાકરી રહેવા જવા માગેજ નહીં.

કાંઇ પણ ભાંગી જાય, અથવા ઢોળાઇ, વેરાઇ જાય તો તેનો વાંક સઘળો ઘરમાં બીલાડી અથવા કુતરો હોય તે ઉપર મુકવો. અગર તેવું કાંઇ ન હોય તો નાહનાં બચ્ચાંઓને ગળે પડવું.

બાટલીને સારૂં કાગજનો બુચ શોધો અને નહીં મળે તો બેલાસક શેઠની એકાદ ચોપડીનાં બે ચાર પાનાં ફાડીને ઉભો વીંટો કરીને બુચ તરીકે વાપરવો. જોડા મેલા થયા હોય તો નુછવા સારૂં બાઇનું વાસ્કૂટ તથા માથાબાનું પડેલું હશે, તે ચાલશે. શેઠની ચાદરનો છેડોબી ઠીક છે. સાથે લાગી ચાદર ગેપ કરી જવાનીબી બને તો ઓરબી ઠીક!

ઘરના બીજા નોકરો સાથે તમોને કજિયો હોય, જેમકે નસાલા સાથે, તો તેને અવારનવાર બુમ પડાવવા, અને ઠપકો ખવડાવવા સારૂં દિવાનાં "ટંબલર" ભાંજી નાખવાં, અથવા સામાન બગાડી નાખવો.

આ શિખામણો ઘણું કરીને બાવરચીઓ માટે છે, અને તે ઘણીજ નાદાર, મોતેબર, અને ચાનક આપનારી છે, અને તેથી આશા છે કે ચાકરો "કેળવાઇને કન" બની જશે, પણ હજુ બીજું ઘણું કહેવાનું છે, તે નિચે આપયે છેઇયે.

ચાકર જો પારસી હોય તો પંદર દહાડે સુદરો બદલવો. ચીના, એરંડાયાના, વગેરે ખરડાયલા હાથ સદરાથીજ નુછવા, કેમકે વળી ગરીબ માણસ "ટુવાલ" કયાં લેવા જાય? શેઠ ચાહા માગે, તો પયાલું પણ તેજ સદરાથી નુછવું, એટલે ચીકાશને લીધે પયાલું ચળક મારશે. ચાકર જો હીંદુ હોય તો ઉપલીજ રીત તેના પોતીયાંને લાગુ પડે છે.

કોઇ દહાડે શેઠને ઘર દોસ્તો જમવા આવ્યા હોય અને ટેબલ ઉપર "મેનીજ" કરવા ઉભા રાખે, તો કોઇ પણ પરોણાંને દારૂ પુછવો નહીં. કોઇ હાંક મારીને દારૂ માગે, તો "લાયો સાહેબ" કરીને ત્યાંનાં ત્યાં. ત્રણ ચાર વાર બુમ પડાવીને પછી દારૂ રેડવો અને તે પણ એવી ઝીણી ધારે "સુર સુર" કરીને રેડવો કે પાંચ મીનીટે ગ્લાસ ભરાય. વળી દર દશ દશ ટીપે પુછવું, "બસ કે સાહેબ, બસ કે સાહેબ." જો પરોણો શરમાઉ હશે, તો "બસ" કહેશે, અરે તમારા શેઠનો દારૂ બચશે. દારૂની બાટલી અથવા "ડીકાનટર" હાથમાંથી કદી મુકવી નહીં, અને ઘર-પચમાં એમથી તેમ દોડધામ કરી સઘળાંઓની નજર ચુકાવીને થુકવાને મસે ઓરડાની બાહાર ડોકું કહાડી "ડીકાનટરે"જ "ટાંસ" મારવી, અને વાસ નહીં આવે તે સારૂં બે ચાર એલચી મોહોડાંમાં મારવી.

બાટલી નવી ઉઘેડવી હોય તો "કારકસ્ક્રુ" શોધવા જવાની પીડા કોણ કરે? આંગળીએ કરી બુચ બાટલીમાંજ બેસાડી દેવો. ટેબલ ઉપર એકુ ગરીબ માણસ બિચારો આવી ગયો હોય, અને તમે જુઓ કે શેઠ તેની કશી દરકાર કરતો નથી તો તમારે પણ તેમજ કરવું. તેને કાંઇ પણ પુછવું નહીં, અને જેમ બને તેમ તેની તરફ જોવાના અ-આડા કરવા. આપણે જોઇએ કે કોઇ મોટા શેઠ મુદલ દારૂ પીતા નથી, ત્યારે તેની આગળનાં ગ્લાસ ખુબ ભરવાં અને તે ના કહે તો પણ દારૂ રેડયાજ કરવો. એથી થશે એમ કે ગ્લાસ ભરેલું ને ભરેલુ ટેબલ ઉપર પડી રહેશે. પછી હાથ

ધોવાડયા, કે સઘળાં ગલાસો ઉંચકે તેની સાથે પેલાં ભરેલાં ગલાસો પણ ઉંચકીને રાંધણીમાં લઇ જઈ બાટલીમાં ભરી આપણે માટે ઉંચો કરી મુકવો.

તમારો શેઠ ઘણો કંજુસ હોય, અને તમારા હાથમાં કશું આવવા ન દે, તો તેને જેમ બને તેમ ઘણી ભ્રમ પડાવવાનો તમારો હકછે. દારૂ, મણ બે મણ, ઘરમાં આવ્યો હોય, અને તમોને ખાલી બાટલીઓ આણી ભરવા બેસાડે, ત્યારે શેઠને છેતરવાની રીત ઘણી સહેલી છે. મણની ૫૦ બાટલીઓ થાય, એતો સર્વે જાણે, તેટલાં સારૂં બાટલીઓ ડોકાં સુધી ભરવી, અને બાકીની જગયામાં પાણી હોમાવવું. આ પ્રમાણે ૫૦ બાટલીએ એક બાટલી તમારા હાથમાં આવશે. બાટલીઓને સારૂ બુચ જેમ બને તેમ લાંબા શોધી કાહાડવા, કે જેથી ડોકીમાં તે છેક નીચે સુધી જાય, અને તેટલો દારૂ તમારે સારૂ બચે. બાટલીઓ શોધી શોધીને જેમ બને તેમ નાહાની લેવી, કે જેથી વધારે બાટલીઓ થાય, અને તમોને તફડાવવાને બની આવે. જયારે જોઇએ, કે પીપમાં હવેતો પાંચ છ બાટલીઓ રહી હશે ત્યારે "ટંબલર"માં એક કસારી નાખીને થોડો દારૂ ભરી તે શેઠની પાસે જવું, અને જાણે "વાંનીટ" આવતું હોય તેવું મોહોડું કરીને કેહેવું, કે "સાહેબ, રાતનાં દારૂનાં પીપનું મોહોડું ઉઘાડું રહી ગયું હશે, તે કસારી પડેલી હમણાં નીકળી, હવેતો સાહેબ બે ચાર બાટલીઓજ નીચેનો ઠરો હશે," અગર જો તમારો શેઠ ભલું માણસ હશેતો કેહેશે, કે "એ ભરતો ના, નાખી દે," એટલે

તમારૂં કલ્યાણ થઇ ગયું, પણ જો ચીસ્ટો હોય અને કેહેશે કે "કાંઇ ફીકર નહીં, જરા કપડાએ ગાળીને ભર, ચાલશે," ત્યારે જાણી જોઇને એકું ઉંદરનું ફોક-ળીઉં પકડીને પીપની માહે નાખવું, અને દારૂ ગંધાઇ આવશે, ત્યારે પોતાની મેળે નખાવી દેશે, અને તમારૂં વેર વળશે. શેઠ જો ફરયાદ કરે, કે દારૂ ઓછો નીક-ળયો, તો કેહેવું, કે "રસ્તે આવતાં પીપ ઝરક્યું હશે."

મોટાં ખાણાંની વેળાએ ઓરડાની બાહાર એક તપેલું પાણીથી ભરીને લાવી મુકવું, અને ખરડેલી રકાબીઓ, ખરડેલી છરીઓ તથા ગલાસો, ઇત્યાદી, સઘળું તેમાં બચકોરી કાહાડી પાછું તેજ લાવીને ટેબલ ઉપર મુકવું, એટલે પીડા પતી.

શેઠનું તેલ અથવા બતીઓ જેમ બને તેમ ઓછી બળે એમ કરવાની તમારી ફરજ છે. એટલા માટે છેક અંધારૂં થાય ત્યાંસુધી બતી કરવી નહીં, પણ જાણી જોઇને ડોળા તણાવવા મીણબતીઓ સમેદાંનીમાં એવી રીતે મુકવી, કે જરા પણ આંચકો લાગતાં આડી પડી જઇને ગમેતો બુજાઇ જાય, અથવા તો કાચનાં "શેડ" ઉપર પડી તેને ફાડી નાખે. ઘરમાં કાંઇ "સારૂં રૂડું" હોય, અને સ્ત્રીઓ ભેગી થઇ હોય, તો તેઓને જેમ બને તેમ બુમ પડાવવી. કેમકે તમારા શેઠને માથે આવડો મોટો ખરચ કરાવવાની તેઓને શું જરૂર છે? આ બુમ પડાવવાની રીત ઘણી પણછે, તોયે તેમાંથી સર્વેથી સેહેલી એછે કે તે લોકો-ની બેસવાની જગયા ઉપર તેલ કે એવુંજ કાંઇ ચીકણું

નાખવું, કે જેથી તેઓની રંગબેરંગી સાડીઓનો ભાણુ નીકળી જાય. અગર ઉપરથી તેલ ટીપાય, અથવા ગળે એવું હોય તો વધારે સારૂં.

જ્યારે તમો ફફડેલા હોવ, ત્યારે ગલાસો, પ્યાલાં, વગેરે એટલાં કોર ઉપર મુકવાં કે અચુક શેઠાણીનો હાથ લાગતાંજ ભોંય ઉપર પડીને કકડા થઈ જાય.

ઘણાંક "સાખુ સુકાળયાઓ" ને ટેવ હોયછે, કે કઢંગી વખતે આવીને ચાહેનું "કપ" માગેછે, અને શેઠથી લાજને મારે ના કેહેવાતું નથી, ત્યારે તમોને ફરમાવશે, કે "એક ચાહેનું કપ બનાવી લાવ." આ ટેવને તમોએ ભાંજવા સારૂં ચાહેતો એવી નાદર બનાવવી, કે ફરીથી કોઇ માંગેજ નહીં. ગરમ પાણી, ચમચી દુધ અને ચમચી ખાંડ નાખી "ઓમટું ગોમટું" કરીને લઇ જવું, અને વળી પાણી પણ એટલું કકડાવવું, કે ઠંડી પડતાંજ અર્ધો કલક થાય, કાંદાના હાથ હોય તો બેલાસક ચાહેમાં આંગળું બોળવું કે જરા મહુજેનો જેવો કાંદાનો પટ આવે. ચાહે મંગાવે ત્યારે રોટલી કરતા હોઇયે તો આટાના ખરડેલા હાથેજ લઇ જવી, કેમકે ઘડી ઘડી હાથ ધોવાથી સર્દી થાયછે તે યાદ રાખવું.

ઘરમાં કોઈ જમવા આવ્યા હોય અને ડગલા, ડગલી કાહાડી ખુંટી ઉપર ઓળવે એટલે તેઓનાં વાતમાં ગુંથાયા પછી સઘળાં ગજવાં. દાબી જોવાં, કેમકે કાંઇ છત્રી, એકાદ રૂમાલ, કે કાંઇખી હાથ લાગશે. કોઇ કોઇ સાહેબો ઘર જતી વેળાએ કાંઇ ભુલી જાયછે. જેમકે લાકડી, છત્રી,

રૂમાલ, છરી, તપકીરની દાબડી, ઇત્યાદિ. તે જે હાથ આવે તે તાબડતોબ પસાર કરી જવું, અને જ્યારે બીજે દહાડે પુછવા આવે ત્યારે સાફ ખસીને ના પાડવું "કે નારે સાહેબ, મેં મારે હાથે સઘળું સાફ કીધું, તે હુંયાંનો કાંઈ નહીં હતું."

પાઉં કાપવાને માટે છરી કદી સાફ કરવી નહીં, કેમકે છરી ગમે એવી મેલી હશે, તોપણ પેહેલી કાતરી કાપતાંજ છરી પાઉં સાથે લુછાઇને પોતાની મેળે સાફ થશે. બાટલીમાં વાઇન છે કે માવરું છે તે તપાસવાને સારું બાટલીમાં આંગળું ખોસી ચાટી જોવું.

કાંઇ પણ ઉકરો બાંધયે, જેમકે ઘી, તેલ, ચણા, લાકડાં, વગેરે, ત્યારે વેચનારને ત્યાં જઇ પેહેલાં તમારી "સુખડી" અથવા "દસ્તુરી" નક્કી કરી આવજો.

રાતનાં વધેલું સધેલું ઢાંકી મુકી સહવારના સીરામણ તરીકે ખાવાની ઘણીક બાઇઓને ટેવ હોય છે. આ ટેવ કદી પડવા દેવી નહીં. જયારે હોય ત્યારે કેહેવું, કે "કાંઇ વધયું નથી" રાતનાં જે પણ વધયું હોય, તો આપણું પોતાને ઘર લઇ જઇ આપવું, અથવા વેચવું. રાંધણીમાં પોતું તો એવું રાખવું, કે કોઇ તેને હાથ લગાડી કંટાળો આપેજ નહીં. પોતાં કરવા સારું બાઇ ફાટેલાં કપડાં આપે તે ઘર લઇ જવાં, અને એકનું એક પોતું રાખી મુકવું.

રોટલી કરવા બેસો, ત્યારે બગલ સુધી સુદરો ઉંચકીને છેક હાથ ઊઘાડા કરવા, અને કથરોટને ઉંઘાડા પગનાં બે અંગુઠા વચ્ચે પકડી રોટલી કરવા માંડવી. માથાં ઉપર પર-

શેવો ઘણો થાય, અને તે કથરોટમાં ટીપાય તેની ફિકર નહીં, કેમકે તેમાં તમે શું કરો? સાધારણ રીતે મેં જોયું છે, કે તમારા લોકોના પગના અંગુઠા ઘણા સોહામણા કોહેલા કન જેવા રેહેંછે, માટે તમોએ શરમાવાની કશી જરૂર નથી.

શેઠ બજાર લેવા મોકલે, ત્યારે બજારમાં રખડી રઝળીને જે સસ્તામાં સસ્તું મળે તે લઈ આવવું. ભાવમાં ટકા ચહડાવવા ઉપરાંત તોલમાં ઓછું લાવવું એ તમારા બાપદાદાથી લખેલું છે. રાંધયે ત્યારે ગોસ્ત હમેશાં જરા કાચું રાખ્યે, કે ઘણું ખવાય નહીં. અને પાછું આવે તે ચેરવીને આપણને કામ લાગે. સેરવો કે કાંજીમાં મેસ અથવા રાખ, કે એવું કાંઈ પડે, તો કડછીથી સઘળું ઘુંટી નાખવું. એટલે સેરવો અથવા કાંજી રંગબેરંગી થશે, અને તમારી ચાલાકીની વખાણ થશે. જયાં હાથથી કામ થતું હોય, ત્યાં ચમચો કે કડછી કદી લેવી નહીં.

રાંધવાનું તઈયાર કરતાં મોડું થઈ જાય, તો ઘડીઆલના કાંટા કોઈ જોય નહીં તેમ પાછા ફેરવવા. રાંધણી છે તે તમારો મેહેલછે, તમારો ખાસ ઓરડોછે, તેમાં આવીને પીડા કરવાની કોઈને સત્તા નથી. ગમે એવું ખરડેલું કામ કીધું હોય, તોપણ હાથ ધોવા નહીં. સાંઝના એકવગા ધોઈ લેવા. ચુલા ઉપર તપેલું ચહડાવેલું હોય, ત્યારે આગળ ઉભા રહીને બાલ હોરવામાં કશી હરકત નથી. ખાણામાં જો બાલ આવી જાય, અને શેઠ ફરયાદ કરે, તો કોઈ બીજાને ગળે

પડવું. શેઠનો છોકરો પંચાતી કરતો રાંધણીમાં આવે, તો ટાંચણીએ કરી પોતું તેના સુદરા સાથે લટકાવીને પુછડું બાંધવું, અથવા જાણે ભુલમાં થયું હોય તેમ ખખળતાં પાણીનો કળશીઓ તેના પગ ઉપર ઉંધો વાળી દેવો. કામ સેહેલું કરવા માટે એકજ છરીએ કાંદા અને પાકી કેરીઓ કાપવી.

જે ચાકરો જુવાન હોય, અને જરા ઘાટ ઘટમવાળા હોય તેઓને ઘણીક અગત્યની શિખામણો મારે આપવીછે. સાંઝના "ખાપા થાપી" રહયા એટલે તુરત આપણા ઓરડામાં જઇ, જુનાં કપડાં કાહાડી નાખી, મોહોડું સાબુથી ધોઇને એશકી થવું. આ કારણને માટે સાબુ શેઠનો અવારનવાર તફડાવી લાવી રાખવો અને શેઠનાંજ દિલનુછનાંથી ઘસડીને મોહોડું હાથ લુછી, ખરેઘાટ ટોપી માથાં ઉપર મુકવી, તથા કાંસકી "બ્રશે" બાલ કપાળ ઉપર વળગાડી આરશીમાં સઘળો તમારો મુખડો તપાસી જોવો. પછી "પોલકા રેકું વાસ્કુટ," નવી "ફાશીન" નો "પાટલુન" રોકો લંગો, તથા રૂપાંનાં બટન લટકાવીને ફરવા જવું. એવી વેળાએ ઘરમાં કાંઇ પણ કામ ફરમાવે તે કદી કરવું નહીં. વાસ્કુટ તથા પાટલુન દરજીને શિવવા આપયે ત્યારે તેને ખસુસ કરી કેહેવું કે "શેઠના જેવોજ ઘાટ કાઢી લાવે." બને તો શેઠનાંજ વાસ્કુટનો નમુનો આપવો. બુટ પેહેડવાને ચુકવું નહીં. જો બને તો શેઠનાં મોજાં મેળાં કપડાંની પેટીમાંથી કાહાડીને તે પણ લટકાવવાં. ટુંકમાં તમારા પોતાના શેઠ કરતાં વધારે ભપકો રાખવો.

જ્યારે ફરવા જઇએ ત્યારે "બાવા આદમ"ને વખતનું એકાદ "ન્યુઝપેપર" ખિસાંમાં મારીને લઇ જવું, અને બે ચાર ભાઇબંધ અડગરાઓ એકઠા મળયા હોય, તેઓની વચ્ચે બેસી ડાહેલા થઇ ત–ત–પ–પ–કરી રાગડા કાહાડી "કોચરાનાં સાલની" ખબર વાંચવા માંડવી. એથી તમારો ભાવ ઘણો વધશે, અને તમારા દોસ્તો જોકે તમારાં વાંચેલાંનો એક શબ્દ પણ સમજશે નહીં, તોયે તમોને ડાકટર વીલસન જેવા કહરેલ ધારશે.

ઘરમાં ઘાટીનો પોરીયો હોય, તો તેના કાન પકડી પેહેલાં તમારા જોડા અથવા બુટ સાફ કરાવવાં, અને અવારનવાર તમારાં ખાનગી કામે મોકલ્યા કરવો. શેઠ અથવા શેઠાણી અથવા તેમના મીત્રો ટેબલ ઉપર જમવા બેઠાં હોય, અને તમોને છીંક આવી જાય, તો બેધડક ટેબલ ઉપર છાંટા ઉડે તેમ છીંકવું; અને છીં છીં છીં કરી નાકમાંથી નીટ કાહાડીને ત્યાંજ ભોંય ઉપર સરવેનાં દેખતાં પટાક દઇને નાખવી. કેમકે છીંક આવે, અથવા સરકમ થયો હોય, તેમાં તમારો કશો વાંક નથી.

હંમેશાં નવાં નવાં ગીતો મોહોડે ચહડાવવાં અને જયારે લાહાટમાં હોયે, ત્યારે "ભિંસાસુર" રાગ કાહાડીને રાંધણીમાં બેઠા બેઠા લલકારવું. એથી તમારો શેઠ તથા શેઠાણી તમારી ઉપર કુરબાન થશે. બાઇ તમોને બહાર કાંઇ કેહેવ સારૂ મોકલે ત્યારે બાઇએ જે કહયું હોય તેમાં ચાર ટકા ચહડાવીને કેહેવું, અને જરા ઉલટાનું સુલટું કરવાની તજવીજ કરવી, કેમકે તેથી વાતમાં મીઠાશ લાગશે.

રાંધણીમાંથી "રોસ્ટનું ડીશ" ટેબલ ઉપર લઇ જતાં કાંઇ હોનારતથી "રોસ્ટ" સરી પડીને ભોંય ઉપર ધુળમાં ખરડાઇ જાય, તો તુરત ઉચકી લઇ રાંધણીમાં દોડવું, અને પોતાંથી કરી ધુળ લુહુછી નાખી પાછું રકાબીમાં મુકવું અગર જો "ગ્રેવી" ઢોળાઇ ગઇ હોય, તો છુપી રીતે જરા પાણી હોમાવીને લઇ જઇ ટેબલ ઉપર મુકવું. દરેક વાની ટેબલ ઉપર લઇ જવા અગાઉ આંગળાં ઘાલી ચાટી જોવી કે બરાબર નીમક, મસાલો પડયોછે કે નહીં.

શેઠનો કોઇ દોસ્તદાર જો તમોને પસંદ ન હોય તો તેને ખેરવવાના ઉપાય ઘણાછે. જેમકે શેઠ તમોને તેની પાસે કાંઇ કેહેવા મોકલાવેતો તે એવા રોહોસાંથી કેહેવું, કે દોસ્તને અપમાન લાગે, અને ફરીથી આવેજ નહીં. દાખલા તરીકે શેઠ કેહેવાડે, કે "આજે જરા મને કામછે, માટે તમોને મળવાને બનશે નહીં." ત્યારે આપણે જઇને કેહેવું, કે "શેઠે કેહેવાડયુંછ, કે આજે તમે કાંઇ નકામો ધકેલાબકેલો ખાતા ના, કેમકે મને તો બાહાર કામછે, અને કાંઇ મળવા બળવાને બનશે નહીં."

કાદવમાંથી ચાલીને આવ્યા હોઇએ, તો ફુરસદ મળે ત્યારે પાઉ કાપવાની છરી લઇને જોડાનાં તળીયાં ઉપરથી ચીખલ ઓખવીને ગબતરાં કાહાડવાં. જરા કામ કીધું કે બાહાર વટી જવું, અને જેમ બને તેમ શેઠાણીને થોડું મોહોડું દેખાડવું. કોઇ "ઠંચમજી" તમારા શેઠની સાથે ખાવા આવે, અને ઘણો ડફાંસ હાંકે, તો તે કાંઇ બોલવા

ઉઠે એટલે ખુરસી પછવાડેથી હળવેથી ખસાડી મુકવી એટલે તે બેસવા જશે તો ટપકાઇ જશે. મહને યાદ છે કે એકવાર એક ખાણાંની વેળાએ એક ચાકરે કોબીજની ગરમગરમ રકાબી ખુરસી ઉપર મુકી, અને જેવો ખાવા આવનાર ધણી તે ઉપર બેસી ગયો કે દાઝી જવાથી ચિચીઆરી પાડી પાછો ઉઠયો. ચાકરે માફ માંગી, કે "સાહેબ, હું જાણું કે તમોને બોલતાં વાર લાગશે, અને હાથમાં બે ત્રણ ખખળતી રકાબીઓ હતી, તેથી એક તમારી ખુરસી ઉપર મુકી. હું શું જાણું સાહેબ, કે તમે એમ અચ-બુચ બેસી જશો?" દાઝી ગયલા ધણીનું તો પાકી આવ્યું, પણ અખાડા કરયા વિના ઉપાય ન હતો.

બાઇ કેરીનાં ગોટલાંમાંથી ગોટલી કાહાડવા આપે, તો બારણાંની બાહાર જઇને દાંતે કરી ગોટલું ચીરવું. અગર ગોટલું ઘણું મોટું હોય, તો બારણાંની વચ્ચારમાં પકડીને બારણું બંધ કરવું, એટલે પોતાની મેળે ચીરાઇ જશે, પણ હરગેજ છરો અથવા છરી વાપરવી નહીં.

ટેબલ ઉપર મીજલસ બેઠી હોય, અને ચાહે લઇ જઇએ, તો ખાનારની પછવાડે મુગા મુગા ઉભા રહી ચાહેનું ભરેલું પયાલું છેક તેની કોણી આગળ ધરી ઉભા રેહેવું, તે એવી રીતે કે જરા આંચકો લાગતાં પયાલું ઉંધું વળી તેનાંજ દિલ ઉપર પડે.

શેઠ કોઇ દહાડે એકાદ કાગજ ટપાલમાં નાખવા આપે, તો મુગા મુગા કાગજ ઉપરની "ટીકીટ" પાણીએ ભિંજવીને

કાહાડી લેવી, અને પછી કાગળ "નાટપેટ" નજદીકનાં થાંભલામાં નાખવું. આ વાતની શેઠને કાંઇ ખબર પડશે નહીં.

ટીપાટમાં નાખવા સારૂ બાઇ સુકકી ચાહે કાહાડી આપે તો તેમાંથી અર્ધાઅર્ધ તફડાવવી, અને સઘળું સમસાન થાય એટલે તમારે સારૂં તાજી ચાહે નાખી સુખથી "સહુરૂક સહુરૂક" પીવી. અગરજો તમારો શેઠ પોતાનાં જુનાં બુટ તમોને આપી દેતો હોયતો હમેંશાં યાદ રાખવું કે તેની અંજાણમાં બુટમાં છરીનો ઝીનો ચીરો પાડવો, એટલે જલદીથી તમારા હાથમાં આવશે, અને એકાદ ઠીગડી મારી એટલે તમારે મનથી તો નવાં બુટ હાથમાં આવેલાં કેહેવાશે.

કેટલાક કઢંગા શેઠોને એવી ટેવ હોય છે કે રાતના મોટી રાત્રે બાહાર જવા સારૂ તમોને ભાડેની બગી શોધવા મોકલેછે. એવી વેળાએ મુગા મુગા ઓટલા ઉપર જઇ બાજઠ ઉપર સુઇ જવું, અને અરધે કલાકે માળ ઉપર જઇ કેહેવું કે "સાહેબ રખડી રખડીને આવ્યો પણ બગી તો કેયે મળતી નથી."

તમારે જો આ દુનયામાં ફતેહ પામવું હોય તો એક વાત યાદ રાખજો. તે એકે સઘળા સાથે તડકડા થવું, અને શેઠ કે શેઠાણી એક બોલ વાંકો બોલે કે તાબડતોબ માહોડાં ઉપર આવી જઇ ચાર બોલ કહી સંભળાવવા.

શેઠ અને શેઠાણી ગુપચુપ વાતો કરતાં હોય અને તમોને શક પડે કે તમારે વિષે વાતો ચાલેછે તો બેધડક બારણાંની પછવાડે ચીમાઇને સાંભળવું.

## ઘોડાવાળાઓને શીખામણ.

ફકત ગાડી હાંકવા શીવાય બીજુ કશું કામ કરવાને તમો બંધાયલા નથી. ઘરનું કાંઇ પણ કામ કરવા તેડે, અને ના તો કેહેવાય નહીં, એટલે કામ એવી રીતે કરવું કે નહીં કરેલું પરવડે. આઠ વાગતે તેડે એટલે દશ વાગતે આવવું. ગાડી જોડી લાવતાં બરાબર એક કલાક લગાડવો. ઘોડાને એવી ટેવ પાડવી, કે ઘર આગળ આવતાં ઉભો રેહેજ નહીં. કોઇ દહાડે ગાડી જોડવાની આગીસ આવે, ત્યારે બાહાનાં કાહાડવાં, જેમકે "ઘોડાને બોખાર આવેછ," અથવા "નાળ નિકળી પડીછ," અથવા "હારનીસનો પટો તુટી ગયોછ," ઇત્યાદી. શેઠ લગનમાં ગયા હોય, તો ત્યાં બાવરચી પાસેથી માંગીને જેટલો બને એટલો દારૂ પીવો, અને ગાડી હાંકવા બેસવું. પછી શેઠનો કે શેઠના બપાવાનો ખુરદો થઇ જાય તેમાં તમે શું કરશો?

જરા જરામાં ગાડીમાં કામ કાહાડવું, અને ગાડીના કારખાનાવાળા સાથે સરત કરવી કે શેઠ ઉપર જેટલા રૂપીયાનું "બિલ" થાય, તેમાંથી તમારે માટે દસ્તુરી રાખે. અગરજો કારખાનાવાળો તેમ કરવા ના પાડેતો શેઠ આગળ કામની ફર્યાદ કરવી, અને ખીલા "સ્ક્રુ" ઢીલા પાડી નાખી શેઠને તોબા બોલાવવી. ચણા તફડાવવાનો તમારો બાપદાદેથી હક છે. ઓછામાં ઓછા શેર ચણા રોજ તફડાવવા જોઇએ. કેટલાક શેઠોને હમણાં એવી ટેવ પડીછ કે ચણામાં પાણી રેડીને આપેછે. એવા ચણા તમોને ખપે નહીં તેથી જરા

પણ બિહિવું નહીં. ભિંજવેલા ચણા ભાડેના બગીવાળાઓ ઘણી ખુશીથી લે છે. ઘાસવાળા પાસે દસ્તુરી લેવી, નહીં તો શેઠ આગળ ફર્યાદ કરવી કે ઘાસ બરાબર આવતું નથી. સવારી ઉપરથી આવ્યા એટલે ઘોડાની ચાકરી કરવી, એ હેમકનું કામ છે. ભીનાં પાણીનું પોતું લઈ ઘોડાને ઘોઇ નાખવો, એટલે "તાહાડાં પાણીએ કાસર પતી." શેઠ જરા "અકકલમંદ" હોય, તો અવારનવાર "તેરા કુત્તા મેરી કોહાડી" કરતા તેની પાસે જવું, અને તેને સમજાવવા, કે ઘોડાની ખરીમાં સોજો આવ્યો છે, તેને લગાડવા સારૂ અથવા છાતીએ મસળવા સારૂ "બ્રાંડી" જોઇએ છે. "બ્રાંડી" આપે, તેને આપણાં હોજરાંમાં મસળવા સારૂ મોકલવો. શેઠ ઘોડાને ઘણો રખડાવી મારતો હોય, તો અલબત ઘોડા સાથે તમોને પણ હલાંમણ ઘણી પડશે, માટે અવારનવાર ઘોડાની નાળ ઢીલી કરી નાખવી, અથવા છાતીએ છાણ ચોપડાને ઢોંગ કરવો, કે એની છાતી ભરાઇ આવી છે. શેઠને ઉતારીને ખાલી ગાડી તબેલે લઇ જતાં બેલાસક કોઇને અંદર ભાડું લઇ બેસાડી લેવો, અને રાતનો વખ્ત હોય, તો બે ચાર ફેરા ખાવામાં કાંઇ અડચણ નથી.

શેઠ જો પોતાની હાફીસમાં ઉતરીને ગાડી ઘણીવાર તપાવ્યા કરે, તો બેલાસક ગાડીને તબેલ લઇ જઇને છોડી નાખવી, અને શેઠ ધમકાવે ત્યારે કેહેવું, કે ઘોડો ઘણો ચમકયો તે ઉભો રહ્યો નહીં. અગરજો શેઠ નબળો પોચો હશે તો તમારા કબજામાં રહેશે. રસ્તામાં ગાડી ઉભી રખાવીને કોઇ દોસ્તને શેઠ ગાડીમાં બેસાડવા માંગે, તો કદી ઉભી રાખવી

નહીં પણ જાણે સાંભળ્યું નહીં હોય તેમ મુગા મુગા હાંકયા જવું. જો શેઠાણી હોય, અને શેઠ બાહાર ગામ ગયા હોય, તો બને એટલો જુલમ કરવો. જો ફાંટો આવ્યો હોય તો બાઇ માંગે ત્યારે ગાડી જોડવા સાફ ના પાડવી. બે દહાડે ને ચાર દહાડે મીઠું તેલ "હારનેસ"ને લગાડવાને મસે લઇ જવું, અને તબેલામાં લઇ જઇને વેચી નાખવું.



## આયાઓને શીખામણ.

ચ કરો અને ઘોડાવાળાઓ ઉપર એટલી મેહેરબાની અને જાનફેસાંની કર્યા પછી હવે થોડીક શિખામણો આયાઓને આપવી અગત્યની છે. અલબત આયાઓનું કામ ઘણું કરીને શેઠાણી સાથે છે. જેવી શેઠાણી તેવી વાત. બાઇ મીજાજનાં આકળાં હોય, તો આપણે તેથી સરસ આકળાં થઇ એકનાં બે જવાબ આપીને ઉભાં રેહેવું. ઘણાં ગોસ્સાવાળાં ધણીનો કાયદો છે, કે સામું કોઇ તટનખાર ઉભું રેહે, એટલે નરમ પડી જાય છે. શેઠાણી જો જરા ફુલણજી હોય, તો જેમ બને તેમ તેણીને છાપડે ચહડાવવી, અને પટાવી પટાવીને અવારનવાર જુનાં બદીયાન, ફાટેલી સાડી, વગેરે માગતાં જવું. તપકીરને સારૂ તથા તમાખુને સારૂં દરરોજ બે દોહોડયાં માંગવાનો તમારો હક છે. છોકરાંઓનાં કામ

શિવાય બીજું કાંઇ પણ કામ તમારે કરવું હરામ છે. કચરો કાહાડવો અથવા મોરી ધોવી એ કાંઈ તમારૂં વાજબી કામ નથી. માટે તે કરવા સાફ ના પાડવું. પણ જે બાઇ વધારે તાણ કરે, તો આડાઅવળા બે હાથ ફેરવી લેવા, પણ તેના કીનામાં કાંઇ પણ પ્યાલું, રકાબી કે ગલાસ ભાંગી નાખવું. કેટલીક શેહાણીઓને ટેવ હોય છે કે ચાકરડી કાંઇ ભાંગી નાખે, તે તેના પગારમાંથી કાપી લે છે. એમજ જો હોય, તો ભાંગી નાખેલું પરવડે નહીં, પણ તમારે વેર તો લેવુંજ જોઇએ, ત્યારે છોકરાંઓને "બબીઆ અમળાવવા." અને જયારે તેમ કીધા પછીથી બુચો કળ ખાઇને રડે, ત્યારે બાઇનાં દેખતાં સીપલાં થઇ "બાવા—બાવા" કરવું, અને બાઇને કેહેવું કે એતો ઓળો જોઇને બિહિધો! તમારા હસતકનાં છોકરાંઓને હાડમાર, તથા તમારેથી બને એટલો તેઓ ઉપર જુલમ કરવાનો તમારો અલબત સરેસતો છે. છોકરાંઓને એક હાથે પકડીને ઉચકવા અને જો રડેતો ધબ કરીને ભોંય ઉપર પટકવાં, અને સાંભી બચ્ચાંનીજ કર્યાદ કરવી. ઘણીક બાઇઓને ટેવ હોય છે કે તમોને તમારાં સગાંવાહાલાંઓને મળવા જવા દેતાં નથી. એવી વેળાએ સર્વેથી સરસ રીત એ છે, કે સાંઝનાં બાગમાં ફરવા મોકલે એટલે બુચાને કેડે મારી લાગલું બાહારકોટ, ધોબીતલાવ, જયાં જવું હોય ત્યાં જવું અને પોતાની કોટડીમાં પોહોંચ્યાં એટલે બુચાને ભોંય ઉપર બેસાડીને મુગો રાખવા સારૂ હાથમાં બાજરાના રોટલાનો એક કકડો ઝાંસી આપણાં મળતા વિશેકો સાથે વાત કરવા બેસવું.

ઓલ્ડ ફાસીનના પારસીનાં ઘરમાં આયાઓને પાણીનાં વાસણોને હાથ લગાડવાનો હુકમ નથી. એવી વેળાએ આયાઓને પીવાના પાણીને સારૂ જણુ જણુ આગળ હાથ ઓરવા પડે છે. એટલા માટે આયાઓને હમારી શીખામણ છે કે બાઇ ઓરડામાં નહીં હોય, તે વેળાએ બેલાસક માટલું ઉંઘાડી માંહેથી પાણી પીવું અને પછી વેર લેવા સારૂ કોઇ જોય નહીં તેમ માંહે થુકવું.

તમોને રૂમાલ વગર કાંઇ ચાલે! ખરડેલા ખુટેલા હાથ નુછવાને સારૂ રૂમાલનો જોઇએ, માટે શેઠનો રૂમાલ રોજ મેલામાં જાય, તે ઉંચકી કમરે લટકાવવો, અને બીજે દહાડે મેલો પોતાં જેવો કરી મેલાં કપડાંની પેટીમાં ધકેલી દેવો, અથવા તેથી સરસ કે તમારી પોતાની પેટીમાં મુકી દેવો. ટેબલ ઉપર કાંઈ પણ ખાધાનું મુકવું હોય, તેમાંથી તફડાવવાને ચુકવું નહીં. તેમાં દારૂનું તો સત્યાનાશજ વાળવું. બરાબર એક મહિને એક વાર નાહાવું, પણ બાલ રોજ હોળવા, અને નીખીયામાંથી બાલ નીકળે, તે ઘરને ખુણે ખુણે નાખતાં ફરવું. ઘરનાં ચાકરો સાથે "ઠીઠીઠાઠા"નો વેહેવાર રાખવો, અને જરા વખત મળયો કે તેઓની આગળ જઇ વાતે બેસવું. ખાધા બાબદની દરરોજ પંચાતી કરવી અને ઘરમાં સઘળાં ખાય, તે કરતાં જો તમોને એક તલ ભાર પણ ઓછું મળે, તો ગોંઘીઆરૂં મચાવી મેલવું, અને આખો દહાડો બડબડીઆ કરવું, તથા અફાળઝીક કરવી. ત્રણ માણસ ખાય તેટલું ખાવાનું લેવું, અને ખવાય તેટલું ખાઇને બાકીનું આપણી પે[illegible] ઢાંકી મુકવું, અને તમારો છોકરો અથવા છાકટ

છોકરાંનો પરોસ લાગ્યો હોય ત્યારે તો તમારાં જેવું નસિબવાન કોઇજ નહીં! જરા ઓછું પડયું કે હાથમાં તમારાં કપડાંની ગાંસડી લઇ શેઠાણી પાસે જઇ ધામધુમ કરવી કે "મને તમારી ચાકરી જોઇતી નથી, મારો પગાર આપ હું જાઉંછું." આ વેળાએ શેઠાણી તમોને પટાવી-સટાવીને મરૂં ધરૂં કરીને, જરૂર પાછી રાખશે.

અગર તમો હુશીયાર હશો, અને કોઇ પૈસાદારનાં ઘરમાં હશો તો તમારા પગાર ઉપરાંત દર માસે બાજા રૂપ્યા દશ કમાવાની તમોને તક છે. બાઇની નાહાની નાહાની છોકરીઓ આગળ નજીસ, ડરામણી વાતો કરવી, અને તેમની લાગણીઓને ઉસ્કેરવી. જેમ બને તેમ તારીમારી કરી ઘરમાં કંકાશ કરાવવો, અને એકવાર સળગી એટલે આપણે ખસી જવું. પછી છોને તેઓ લડી મરીને કકડા બુકલા થાય! છોકરાંઓનાં પારણાંની તળેની તસ વગેરેમાંથી ઢોળી નાખવું હોયતો મોરી સુધી જવાની તસ્દી લેવી નહીં. પણ આંખ મીચીને બારીએથી હોમાવી દેવું અને બને તો કોઇ ગરીબ મજુર જતો હોય તેનાં દિલ ઉપર જાણીજોઇને નાખવું. પછી તે ઘણી ગાળ દે ત્યારે ઓરડાની અંદર ભરાઇ જઇ પેટ પકડીને હસ્વું. બજારમાં દુધ લેવા જવાનું કામ ઘણું કરીને તમારૂં છે. આ વેળા દુધ-માંથી બે સહરકા ભરવાનો તમારો હક છે. અગર દુધ નહીં

ગમતું હોય તો તેટલા પૈસા તમારા છે. છોકરૂં આજારી હોય અને રડીને કંટાળો આપે તો કોઇ જોય નહીં તેમ તેને જે માંગે તે ખાવાનું આપવું, અને બચ્ચાં ઉપર દયા કરી દવા બારી વાટે ઢોળી નાખવી. એથી બચ્ચું રડશે પણ નહીં અને તમારી ઉપર વળી સામું હેત રાખશે. તમારી શેઠાણી આજારી હોય અને ડાકટરે અડકચરૂં ખાવાની મના કીધા હોય ત્યારે શેઠાણીની વાહાલી થવા સારૂ ચીકણી સોપારી, ભુંજેલી મટોડી, ભજીયાં, જરા તીખી જેવી ચટણી, શિંગ, સીંગોરાં, મસાલાની દાળ, વગેરે હરૂસે લાવી આપવું. બચ્ચાં કંટાળો ઘણો આપે, તો "બાહુ" કરીને તેઓને હબતાવી નાખવાં, અને તે રાતનાં બીહી ઉઠે એવી વાતો તેઓ આગળ કરવી.

બચ્ચું તમારી બેદરકારીથી પડી જાય, અને ઘણું વાગે અથવા હાથ પગ લચકાઇ જાય, તો તમારે કદી તે કબુલ કરવું નહીં.

જો તમો ધવડાવનારી આયા હોવ, તો આખું રાજ્ય તમારૂં છે. સવારનાં તોપ પડતાં જો ચાહે અને નાસતો નહીં મળે તો મિજાજ ફેરવી નાખીને બેસવું અને બાળકને ધવડાવવાની ના પાડવી. શેઠાણી તુર્ત ઉઠીને પોતાને હાથે તમોને ચાહે નાસનો લાવી આપશે અને વળી પટાવશે તે તો જુદું. નાસતો જેવો તેવો હોય તો કદી ખાતા ના. ખાસી માહુજાની મહલાઈ, કેળાં, પાઉં, "હાફ બાઇલ્ડ" ઇંડાં, અવારનવાર "બિસ્કીટ" ની કાંજી, વગેરે જોઇએ. નહીં તો

બચ્ચાંને દુધ ક્યાંથી મળે? અગરજો ખાવાનું જરા પણ ઓછું પડયું, તો બચ્ચાંને ધવડાવતાં ખુબ ટવળાવવું, અને બાઇ ગોસ્સો કરે, ત્યારે કેહેવું કે "દુધ બરાબર નહીં આવતું તે હું શું કરૂં?" ધવડાવનારી આયા તરીકે તમો જેટલો જુલમ કરશો, એટલો ચાલશે, કેમકે શેઠાણી તમારે આશરે પડેલી છે. બાઈ જરા પણ તાન કરે, તો તમારે બેધડક ઉઠીને ચાલ્યાં જવું, અને જો શેઠાણી પગે પડતી નહીં આવે, તો મને પુછજો! પાછું આવવું ત્યારે મરડાઇ મોરા ઇને આવવું, અને બે ત્રણ દહાડા ઉંચે મોહોડે રેહેવું. બચ્ચાંને ધવડાવવા શિવાય બીજું કાંઇપણ કામ તમો કરશો, તો તેમાં વાંક તમારો પોતાનોજ છે. બાઇ પાસેથી જુલમથી સારાં સારાં પકવાનો ખાવા માગવાં, પણ છુપી રીતે ખાટું. તિખું, ભજીયાં, ચટણી, પતરેલ, વગેરે બજારમાંથી વેચાતું લાવી ખાવાની તમોને મના નથી. જ્યારે જોયું, કે હવે તો બાળકને છોડવવાનો વખત આવ્યો, અને તમારી ગર્જ રેહેશે નહી, ત્યારે બેએક મહિના અગાઉથી બાઈ સાથે ખુબ પલોટાઇ જવું, અને બચ્ચાં ઉપર જાણે તમારો જીવ પ્રાણ હોય તેમ ચાળા કરવા. એટલી ટુંક મુદતમાં બાઇ પાસેથી જેટલું બને એટલું ઓકાવવું અને જતી વેળાએ બાઇને ભેટી કરી બેચાર આંસુઓ પાડવાં! મહિને બે મહિને મળવા આવવું, અને કાંઇ કાંઇ બક્ષેશ બાઇ પાસેથી લેતાં જવું.



## પરચુટણ શિખામણો.

**ધોબીને**—કપડાં ઉપર અસ્તરી કરતાં બળી જાય તો ડાઘ વાળા ભાગ ઉપર આકનું પાણી કરીને લગાડવું. તમારે ત્યાં મેલાં કપડાં આવે, તેમાંથી બદીયાન વગેરે કાહાડીને સુખેથી પેહેડવાં, અને આદરનું ધોત્યું બાંધવું. વાગો હમેશાં પોણા બે મહિને લાવવો, અને જેવો વાગો લાવ્યા કે તુર્ત પૈસાની ઉઘરાણી કરવી. બર્ચી ખુટી હોય તો થોડાંક કપડાં મારવાડીને ઘેર મુકયામાં કશી હરકત નથી.



**ઘણું બસીયાણું કયારે લાગે?**—રસ્તામાં જતા હોઇએ ત્યારે દુરથી કોઇ ઓળખાણવાળું આવતું જણાય અને સલામ કરવા છેક હાથ કપાળ સુધી લઇ જઇએ, અને પછી માલમ પડે કે એ તો કોઇ ઓળખાણવાળો નથી, ત્યારે જાણે નાક ખવડવા સારૂં હાથ ઉંચકયો હોય એવું ડોળ ઘાલ્યે. આ વખતે જેવું બસીઆણું લાગે છે તેવું બીજું થોડીજ વખત લાગતું હશે!



## કેળવાઇને કંદ !

માસ્ટર— નિશાળ્યો પહેલો. ઉભો થા. "ઇજીપ્ટ" ક્યાં છે?

નિશાળ્યો ૧—સાહેબ, જ્યાં ખુદાએ બનાવ્યું હોય ત્યાં.

માસ્ટર—ઠીક છે, એક બાજુએ ઉભો રેહે. નિશાળ્યો બીજો—છોકરા, "પિરામીડ" એટલે શું?

નિશાળ્યો ૨—"પિરામીડ" એટલે પારસીઓની પાઘડી ઘણી મોટી બાંધી હોય તે.

માસ્ટર—અં ! કમબખ્ત, એક બાજુએ ઉભો રેહે. પછી તારી વળે ! નિશાળ્યો ત્રીજો—સારાં માણસોએ શાથી ખુશી થવું જોઇએ ?

નિશાળ્યો ૩—શિખવાનું મુકી દઇ ઘરે જઇ સારી પેઠે રમવાનું અને ખાવાનું મળે તેથી.



## સુઘડતાની સમજ.

મુસાફર—( ધર્મશાળાના રખેવાલને ) ભાઇ, આ "ટુવાલ" કેટલો મેલો છે, એનેથી મોહોડું તે કેમ કરી લુછાય ?

ધર્મશાળાવાળો—મેલો ! વળી મેલો શાવડે થયો ? સવાર પછીનાં લગભગ પોણોસો જણાં એનેથી મોહોડું ને પગ લુછી ગયા ને તે લોકને મેલો નહીં લાગ્યો, ને તુંનેજ મેલો લાગી ગયો કે !



## હુશીયાર!

એક ગામડયાને મુંબઈના એક પારસીએ ચાકરી રાખ્યો. એક વેળા શેઠે તેને બે દોહોડયાં આપી બજારમાં મોકળ્યો અને કહ્યું કે "જા, પત્રાંવાળાની દુકાન ઉપર જા અને બે ઈંચ સમચોરસ પત્રાંનો કકડો માગી લાવ, પણ વેહેલો આવજે ઘણી ઉતાવળ છે."

ગામડયો નિશ્ચે ગયો અને થોડીવારમાં પાછો આવી શેઠને પુછવા લાગ્યો—"સાહેબ, બે ઈંચ સમચોરસતો ખરૂં, પણ લાંબું કેટલું?"

શેઠે મુછમાં હસી ચાકરને ફરમાવ્યું "બાપુ, બે દોહોડયાં ટેબલ ઉપર પાછાં મુક ને તારે કામે જા."



## ઓ બાપરે આ મચ્છર કે?

મીસીસ મારૂની નામની એક જવાન અબળા પોતાના ધણી સાથે પેહેલવેહેલી વેલાતથી હિંદુસ્તાન આવવા નિકળી ત્યારે તેણીની બુઢી પડોસણ મીસીસ જોન્સ તેણીને મળવા આવી. "મારી વાહાલી મીસીસ મારૂની, તમે ઈંડીયા જાઓછ કે? હું પણ ત્યાં ઘણાં વર્ષો રહી આવેલી છું. અરે ખુદા! ત્યાં મચ્છર કરીને એક જાતનાં જાનવર આવેછ તેયા તો તોબાહ! તેઓનાં માથાં આગળથી એક લાંબું કાંઇ લટકતું હોયછ તે વડે તેઓ તમારૂં લોહી ચુશી લે છે! બિચારી

મીસીસ મારૂની એથી ઘણું ગભરાઇ અને સઘળી વાત યાદ રાખી. સફર ખલાસ થઇ અને વાહાણ મદરાસનાં બારામાં આવી પુગ્યું. સઘળાંઓ ખુશી થવા લાગ્યાં, પણ મીસીસ મારૂનીનાં હોઠ ફિક્કા પડી ગયા. કિનારે એક મોટો હાથી ઉભેલો તેણીનાં જોવામાં આવ્યો, તેનાં માથાં આગળ મોટી સુંઢ લટકતી જોઇ તે બુમ પાડી ઉઠી—"ઓ બાપરે! આ મચ્છર ઉજું છ તે કોઇ જુઓરે!"



## જેવી કરણી તેવાં ફળ.

એક કંજુસની છોકરી સાથે એક જવાન પુરૂષે પરણવાનું માગું કીધું. કંજુસ પુછવા લાગ્યો—"પણ તમારી પાસે દોલત કેટલી છે?"

"હાલ તુર્ત રોકડ તો કાંઇ નથી, પણ પછવાડેથી મને ઘણી મોટી દોલતની આશા છે."

લગ્ન થવા પછી કંજુસે મોટી દોલતની આશા વિષે પુછ્યું, ત્યારે જમાઇએ જવાબ દીધો કે—"મારા સાહેબ, તમો ઘોરમાં જાઓ ત્યારે દોલત આવે કે અત્યારથીજ!"



## સગનનો ગાંઠીયો.!

જમસુ પેસે એક દહાડે પોતાના સગાંને ત્યાં લગનમાં ગયો. સઘળાઓ જમવા બેઠા, ત્યારે કોઇએ તેને બેહેંકાવ્યો—"જમસુ, ઉઠ, ઉઠ, કાંઈ સલામતી લે, સારૂં લાગશે!" આ ઉપરથી જમસુએ દારૂનું ગ્લાસ ભર્યું, અને પરણુતા છોકરા તરફ ફરીને બોલ્યો—"ભાઇ દાદી, લે આએ તારી સલામતી. ખુદા કરેને દર સાલ તારી શાદી એજ પ્રમાણે થાય!"



## ચોખ્ખા ફસ્યા.

પેસતનજી પચકરો અને તેની બાયડી મેહેરી વચ્ચે દર રોજ રાતનાં મારામારી થાય, કેમકે પેસતનજી રખડી રઝડીને રાતનાં ઘણો મોડેથી આવે. તે દરરોજ નવાં નવાં બાહાનાં લાવે. "આજે તો ફલાણુએ મારી પાઘડી સાંતી," "આજે બગી નહીં મળી" અથવા "રસ્તો ચુકી ગયો," "વખત જણાયો નહીં" ઈત્યાદિ. એક દહાડે પેસતનજી કબુલાત આપી ગયો હતો કે હું રાતનાં દસ વાગતામાં આવીશ. રાત્રે મેહેરીએ ઘણી વાર જોઇ પણ પેસતનજી આવ્યો નહીં, તેથી કેટલે વાગે આવે છે તે જોવાને જાગ્યા કીધી એણીમેર પેસતનજીએ જોયું કે બે વાગી ગવા માટે હવે શું તાલ કરવી? તેણે વિચાર કર્યો કે મેહેરી તો ઉઘાઈ

ગઇ હશે. હું ગુપચુપ જઇ હળવેથી કપડાં કાહાડીને ખુચીને હિંચ તાણવા બેસી જાઉં. આ પ્રમાણે ઠેડાવ કરીને ઘર ગયો, અને ધીમેથી બારણું ઉઘાડી અંદર દાખલ થઇ કપડાં કાહાડયાં અને કસારીની પેઠે ચાલી પાળણાને હિંચકા નાખવા બેઠો. આ સઘળું મેહેરી આંખ મીચીને જોયા કરતી હતી. આખરે તેણી બોલી—"કેમ તમે આવા દશ વાગે આયા કે?" પેસતનજી બોલ્યા—"નહીં રે, મારા સમ, હું તો કોણ જાણે કયારનો આવ્યોછ, ને ઉંઘાઇ ગયો તો, પણ ખુચી રડી તેથી ઉઠીને હિંચ તાણવા બેઠો." મેહેરી બોલી—"જાઓ, જાઓ, જુઠું બોલવાનું માંડી વાળો. ખુચી તો સાંઝની મમાઇને ઘર ગઇછ તે આવીજ નથી!"

પેસતનજી ખસીઆણા પડી મોહોડાં ઉપર સાડી ઢાંકીને સુઇ ગયા!

---

## આએ જમાનાના કેટલાક ભાષાણ કર્તા.

"એ સાહેબ તમે શું વાત લાવ્યાછ? શું અગાઉના વખતમાં એક નામાંકિત ગધેડો માણસની પેઠે વાત કરતો હતો? છટ! છટ! એ વાત કાંઇ માનવાજોગ નથી."

"પણ કાંય માનવાજોગ નથી? હમણાનાં વખતમાં હજારો માણસો ગધેડાની પેઠે ભાષાણો ચલાવેછ તે કેમ ત્યારે?"

---

## અરધા કદનો ફોટોગ્રાફ

જમસુ કંજુસ એક દહાડે એક "ફોટોગ્રાફર" ની દુકાન ઉપર ગયો અને ઘણીક રકઝક કરવા બાદ સબી પાડનાર સાથે ઠડાવ્યું કે "માહરા અર્ધા કદની સબી પાડી આપવી," અને તેનું દામ ઠડાવેલા દામ કરતાં અર્ધું આપવું. સબી પાડનાર લગાર ઠોળીઓ હતો તેણે કબુલ કર્યું અને આંગ ઉપર પૈસા લીધા. બીજે દિને તેણે કમરથી પગ સુધીની સબી પાડી જમસુને ઘર મોકલાવી. જમસુ દોડતો અને ફફડતો સબી પાડનારને ત્યાં આવી પુછવા લાગ્યો કે "એ આ શું કરી મોકલ્યું ?" સબી પાડનારે જવાબ દીધો— "અર્ધા કદની સબીની બોલી છે. માહરે ગમે તો નિચ્ચેનાં અર્ધા ભાગની આપું અને માહરે ગમે તો ઉપરનાં અર્ધા ભાગની આપું."



## "બાઇ તેં ચાકરી કાંય છોડી?"

એક શેઠાણી પોતાના નવા ચાકરને ઉપલો સવાલ પુછવા લાગી. ચાકરે જવાબ દીધો—"બાઇ, શું કરૂં ? હું એટલો શોવામણો છું કે માહરા જુનાં ઘરમાં જે કોઈ મળવા આવે તે મને શેઠ સમજીને વાંકા વળીને સલામ કરે તેથી હું કંટાળી ગયો."



## ઘાણ વાળ્યો !

વેલાતમાં એક બંદિખાનું છે, જ્યાં રખડતી નઠારી સ્ત્રીઓને પકડીને રાખવામાં આવે છે, અને ત્યાં તેઓને તરેહવાર ધંધા શિખાડે છે, એક વેળા એક ડાહી "લેડી" આ જેલ જોવાને ગઈ, જેલનાં રખેવાલે તે બાઇને દરેક ઓરડામાં ફેરવી. એક ઓરડા આગળ આવતાં જોય છે, તો એક સ્ત્રી અને છોકરી કાંઇ કામ કરતાં હતાં તેઓને જોઇને બાઇ બોલી—"ભાઈ જેલર, આ બે કેદીઓ કેવાં વિક્રાળ અને નજીસ દેખાય છે, મહને લાગે છે કે એઓને હયાં રાખવા કરતાં કઠણ મજુરી સાથની જેલમાં રાખવાં જોઇએ." જેલર મુછમાં હસીને બોલ્યો—"બાઇ, એ લોકો કેદી નથી. એ તો માહારી બાયડી અને છોકરી છે!"



## બારો મહેતાજી.

એક મેહેતાજી બારો હતો તે કોણની તરફ જુએ છે તે સાફ જણાતું ન હતું. એક દહાડે મેહેતાજી બોલ્યા—"જે છોકરા તરફ હું જોઉં છું તે મારી સામે આવીને ઉભો રહે." તાબડતોબ ૨૭ છોકરાઓ આવીને સામાં ઉભા રહ્યા. મેહેતાજીએ શર્મથી પોતાની આંખ્યો બંધ કરી નાખી.



## એપ્રીલ ફુલ.

**ધણીયાંણી**—હું તા૦ ૨૧ મી એપ્રીલે જન્મી હતી.

**ભરથાર**—નહીં વાહાલી, હું ધારૂં છું કે તું **પહેલી એપ્રીલે** જન્મેલી હોવી જોઇએ.

**ધણીયાંણી**—હા હોયખી, તમારા જેવા સાથે પરણી હું "ફુલ" બની એટલે બાહારનાં લોકો એમ ધારે તેમાં નવાઇ નથી !

---

## કરને જો.

લાર્ડ ફાલમાઉથ જયારે જવાન હતો, ત્યારે ઘણો મશ્કરો અને તુફાની હતો. એક દહાડે રસ્તામાં ફરતાં જોય છે તો એક દરજી પોતાની દુકાનમાં બેસીને સીવે છે. દુકાનનું બારણું બંધ છે, પણ બારણાનો એક મોટો કાચ ભાંગેલો હોવાથી હવા અટકાવવાને સારૂં એક મોટું કાગજ વળગાવ્યું છે. દરજીને જાણી જોઇને છેડવાને સારૂં લાર્ડ ફાલમાઉથે પોતાનું માથું પેલાં કાગજમાં માર્યું, અને કાગજ ફાડીને ડોકું દરજીની દુકાનમાં ઘાલી પુછયું–"ભાઇ, કેટલા વાગ્યા ?" દરજી આ રમુજ સમજી ગયો અને લાર્ડનાં માથાં ઉપર ધપ દઇને ધપ્પો લગાવ્યો અને બોલ્યો—"સાહેબ, અબ ઘડીજ એક વાગેલો સંભળાયો !"

## અક્કલનો સમુદ્ર !

ભાણો ઘોડાવાળો નવોસવોજ બાહેથી આવેલો તેને મેં ચાકરી રાખ્યો. એક દહાડે મેં ચિઠ્ઠી લખી ભાણાને આપી કે " તારદેવ જઇને આદમજી મુગાશેઠને પોહોંચાડી આવ."

" વારૂંજી " કરી ભાણાભાઇ લટકો કરી ચાલ્યા. પણ ચારેક પગલાં જઇ પાછા આવ્યા, " શેઠ કાંહાં જવાનું ? હું તો નામ ભુલી ગયલો."

" તારદેવ."

" હં તારદેવ—તારદેવ—" કરતો ભાણો ખુશી થઇ પાછો ચાલ્યો, પણ રસ્તે પડતાં વળી ભુલી ગયો, તેથી પાછો આવી કહે, " બાપજી, નામ હાંભરતું નથી. જરા બરાબર ફરી કહોને."

" તારદેવ—જો આ તાર, માહાર આવે છે તે—ને આ દેવની પુંજા કરે, તે દેવ—એટલું યાદ રાખજે."

" હા, હવે નહીં ભુલું " એમ કરી ગોખતો ગોખતો ચાલ્યો પણ રસ્તે યાદ આવ્યું કે ઠેકાણું તો બરાબર યાદ રહ્યું પણ શેઠનું નામ શું તે તો ભુલી જવાયું, માટે પાછો આવ્યો અને વિલું મોંહ કરી પુછવા લાગ્યો—" હેઠ, તારદેવ તો જાવાહ, પણ ચિઠી કોણને આપી આવું ?"

મેં જોયું કે નવનું દોહોડ કરી નાખશે, તેથી કહ્યું કે— ' આદમજી મુગાશેઠ—જો ભાણા, આદમ આ માણસને કહવે છેપે તે, ને મુગા એટલે છાના રેહેવું—ને શેઠ એટલે શેઠ. જો હવે ભુલતો રખે."

ભાણો બોલ્યો—“ અંહ—નારે—હવે હું ભુલે—હવે તો ધાનમાં ઉતર્યેરૂં.”

એમ કરી ગયો તે છેક પાંચ કલાકે પાછો આવ્યો, અને ચિઠી પાછી ટેબલ ઉપર મુકી બોલ્યો, “ એ ભાય ! ભાય ! નકામો ફેરો પયેરો ને કોઇ નહીં જયેરો.”

“ કેમ ભાણા તું કયાં ગયો તો ?”

“ છેઠ, તમે કહીઉં તેમ માહાર દેવતા આગર માણહજી છાનાભાઇ કાંહાં રેહે એમ પુછતો પુછતો ગયો. હુમારે દહ· એક કોહ ફર્યેરો, પણ કોઇને ઠેકાણું બી ખબર ન મળે ને માણહજી છાનાભાઇબી ન મળે હેડ, માહાર દેવતાને હાઠે લઇને માણહજી બાહાર ગામતો ન પધાર્યેરા હોય ?”

મેં ઠંડો હાય નાખીને ભાણાને કહ્યું—“ શાબાશ ! જા બાપુ તબેલામાં જઇ ઘોડાનું છાણ સાફ કર નહીં તો તેબી કોઈ ઉંચકી જશે.”

## અજમાવી જોવાજોગ અખતરો.

તમારી માનીતી પાળેલી મરઘી હોય તેને ખખલતાં પાણીમાં સહવાર સાંઝ બેસાડજો એટલે વખતે બાફેલાં ઇંડાં મુકશે !

## માહોડું ઉંઘાડવામાં ફેર.

સરકારે રાવ બાહાદુર ઢમઢોલદાસ પોતીયાંદાસને “લેજીસ-લેટીવ કાંઉનસીલ” નાં મેમબર કર્યા. બે વર્ષ ખલાસ થવા પછી સરકારે તેવણુની ખબરદારી જોઇ તેવણુને રૂખસદ આપી ! એક દહાડે ચમળદાસ છેલછબીલાદાસ શેઠને મળયા

અને કહ્યું "પણ ભાઈ, તમોએ બે વર્ષ કોંસલમાં કાહાડયાં પણ એકવારબી મોંહ ઉંઘાડયુ નહીં, ત્યારે સરકાર તે શું કરે?"

ડમઢોલદાસે જવાબ દીધો, "એ શું બકેછ? દર બેઠકે બગાસાં (અવાચી) ખાવા ચચારવાર મોંહ ઉંઘાડતો ને વળી શું?"

---

## દાલુ અને સોહોલુની કાહાણી.

ભરૂચ "એકઝીબીશન" માંથી પાછું ફરતાં દાલુ અને સોહોલુ બંધે ચોટ્ટે ખુશાલ સાહેબો દોરાબશાહ ડાકટરને ઘર સુરતમાં ઉતર્યા. રાતનાં જરા છાંટોપાણી વધારે થયલો હતો, તેથી બંધે જણને સુતી વેળાએ ગરમી પડવા માંડી. આખરે દાલુ બોલ્યો, "બચ્ચા સોહોલુ, ગરમીએ તો બફાઈ ચાલ્યા, જરા કાચની બારી ઉંઘાડ." સોહોલુએ ઉઠીને કાચમાં હથેલી મારી, તે કાચનાં પાંચ ટુકડા કરી નાખ્યા. તોપણ ગરમી તો જેવીને તેવીજ પડે, તેથી દાલુએ ઉઠી ખિજાઇને કાચનાં બારણાંને લાત મારી તે બીજા ત્રણ કાચ ભાગી ગયા. આ પછી તેઓ બંધે જણાં સુઇ ગયા. સવારનાં ડાકટર દોરાબશાહ ઓરડામાં આવતાં બંધે પરોણાઓ ફર્યાદ કરવા લાગ્યા, કે "ડાકટર સાહેબ, તમારે ત્યાંતો ગરમી ભારી સાહેબ. રાતનાં કાચની બારીઓ ઉંઘાડી નાખી તોપણ પવનનો એક છાંટો નહીં મળે."

**ડાકટર દોરાબશાહ**—ભાઇ, તેતો કોણ જાણે, પણ મારા ઘરને કાચની બારીઓ છેજ નહીં.

હોલુ—અરે એમ શું બોલોછ સાહેબ? હમે હમારે હાથે કાચની બારીઓ ઉઘાડી, અને તેમાં મારે હાથે જરા એક કાચને તરેલ પણ પડી.

ડાકટર હોરાબશાહ—ભાઇ, તમોએ રાતનાં ઉંઘની રૂમમાં માહારી કાચની કબાટનાં બારણાંને ખુરદો કરી નાખ્યો! તો ભાઇ, કબાટમાંથી તે કાંઇ પવન આવે!"

---

## વેચાણ સટાણ.

બુલાખીદાસની પેહેલી બાયડી લક્ષ્મી મરણ પામી ત્યારે બીજી સ્ત્રી નામે ગાંડીને પરણી આવ્યો. કોઇએ પુછયું કે "ભાઇ, આ શું કર્યું?" બુલાખીદાસે કડવું મોંહ કરી કહ્યું—"ભાઇ, ગરથ (લક્ષ્મી) ગમાવીને ગાંડો બન્યો."

---

## બધી ફકર રાખવી જોઇએ.

ઝહારસદારૂએ "ન્યુઝપેપરો"માં જાહેર ખબર છપાવી કે તેવણ સનીવારે રાત્રે આઠ વાગતે વાએજ કરનાર છે. મિજલસ ભરાવા પછી ઝહારસદારૂ બોલ્યા—"મજલસનાં સાહેબો, સેવકની વાએજ ચુમાલીશ જુદા જુદા ભાગોમાં વેહેંચાઇ ગયલી છે." આ પછી ઝહારસદારૂને પેહેલો ભાગ સમજાવતાં અર્ધો કલાક થયો. તે પુરો થવા અગાઉ એક પુરૂષ ઝડપમાં ઉઠી મિજલસમાંથી બાહાર ચાલી ગયો, જે જોઇ દરવાજાપરનાં માપેદે પુછયું—"કેમ સાહેબ, એટલા જલદી જાઓશ!"

પેલાએ જવાબ દીધો—"મોબેદ બાદશાહ, ૪૪ ભાગ પુરા થતાં સવારું પડશે, માટે ઘર જઈને તકીયો અને બદલી સુવાનો લેંગો લઈ આઉંની!"

## ગામડીઓ બોચ!

ભોલો મકન માછી એક વાર ખંબાતથી મુંબઈ આવ્યો. રસ્તે ચાલતાં તેને એક રૂપ્યો પાયો. તુર્ત ઉંચકી લઈ શરાફની દુકાને વટાવા ગયો તો સરાફે કહ્યું કે "આ રૂપ્યો તો ઘણો ઘસાયલોછે માટે ફકત ૧૩ આના આવશે." મકને બબડીને ૧૩ આના લીધા. બીજે દહાડે રસ્તેથી ચાલતાં એક બીજો રૂપ્યો રસ્તામાં પડેલો મકનને નજર આવ્યો, જે જોઈ તે બોલ્યો, "અંહ! આ તાણે તને કોણ લીએ? કાલે મારે ત્રણ આના દંડનાં ભરવા પડ્યેરા! હું ગરીબ મણુખ ત્રણ આના કયાંથી લાઉં?"

આ પ્રમાણે ફીલસુફી અખત્યાર કરી રૂપ્યો સાંજ પડતો મળી મકન ચાલતો થયો!

## સમજતો મરે.

એકવાર મુંબઈ ગેઝેટ પત્રમાં જાહેર ખબર આવી કે એક ફરંગી કલાર્ક જોઈએ છે. જે જરમન જાણતો હશે તેને પગાર સારો આપવામાં આવશે. આ જાહેર ખબર વંચીને બીજે દીને એક ફરંગી તે પત્રનાં મેનેજરની હજુરમાં આવી ઉભો.

મેનેજર—શું જોઇએ છે?

ફરંગી—સાહેબ, હું જાહેર ખબર વાંચી ચાકરીને માટે આવ્યો છું.

મેનેજર—તુંને જરમન ભાષા આવડે છે?

ફરંગા—નહીં સાહેબ—પણ જરમન કાનસરટીનાં વગાડી જાણું છું!

---

## "તું મુઆને દીએ કોણ" ઇત્યાદી.

પેમા ઘોડાવાળો એક દહાડે મોદીખાને ગાડી હાંકી જતો હતો. તેવામાં એક ગલીમાં વળાણ લેતાં સાંમેથી બે અંધ્યારૂઓ આવી લાગ્યા, અને ગાડી તેઓની છેક અડોઅડ ધસી ગઇ. આથી મોબેદ બાદશાહાનો મિજાજ ગયો, તેથી નશાકરી બોલીમાં બોલ્યા, "અંહ! ગુલામનો આંધો આંધરાની કાંની હાંકીઓ આવેશ, તો શું કચડી બચડી નાખવાનો ઊતો કે?"

પેમાએ જવાબ દીધો, "ઊં હું જાણુંચ કે તું આણી કાથી આવવાનો? અગાઊથી જાણતે તો ટપાલમાં કાગજ લખીને તુંને બાજુએથી ચાલવા જણાવતે!"

---

## થોડીક બહુ લાગુ પડતી કહેવતો.

### અ.

અંજ તેનું પુન્ય ને રાંધનારીને ધુમાડો.

અક્કલ વેચીને ચણા ખાધા.

અખાંતર ડાહયાએ ડાહાપણ કર્યું ને ઇંધની કુંડીમાંધી ભર્યું.

આજ કાલના જોગી ને ગુટણ સમી જટા.
આખી રાત રોઇ ત્યારે એક ડોશી મોઇ.
આખો દાહાડો નાગો ફરે ને નાહાતી વખત પરદો કરે.
આવ કેહ સો ઓલીઆ, બેઠા કહેસો પીર, જીસ ઘર
આદરભાવ નહીં, ઉસકા કાટો સીર.
આંખ્યો ફુટે ત્યાં પાપણુને ક્યાં રડયે.
આંધળા આગળ રોઇને પોતાનીજ આંખ્યો ખોહી.
આરતી પારતી મંગળ ગાઉં, દેવને ચહડાઉં ત્યારે હું શું ખાઉં ?
આંધળો કહે ભાઇ ચોર આવ્યા, તો નાગો કહે મને લુટી લેશે.
આંધાને આંધો કહે, કડવું લાગે વેણુ; ધીરે ધીરે પુછયે,
શાથી ખોયાં નેણુ ?

## ઉ.

ઉંચો જોયો બળદીઓ, નીચું જોતી નાર, એકલપેટો વાણીયો
એ ત્રણુને ગરદન માર.
ઉંઘ ન જુવે તુટી ખાટ, ઇશ્ક ન જુવે જાત કજાત, ભુખ
ન જુએ એઠો ભાત, પ્યાસ ન જુવે ધોબીઘાટ.
ઉઠરે વહુ વીસામો ખા, હું કાંતું તું દળવા જા.
ઉધારતો કેહ આ, તો કેહ ખુણે બેશી રો, નગદ તો કેહ
જી, તો કેહ ખા ખીચડાને ઘી.

## એ.

એશક, મશક, કુશક, ફાંસી, ખુન, ઝેર, મદ્યપાન, એતે
છુપાય છુપે નહીં પ્રગટ હોય નિધાન.
એક નુર આદમી, દસ નુર કપડાં, હજાર નુર ઘરેણા, ને
લાખ નુર નખરાં.

એસકી જીવડા બાગમે, ને તુટાં ખાસડાં કાખમે.
એકડા વગર સો મીંડા નકામાં.
એક પુણી પડી તો બાર ગામ ચંપાઇ મુવાં.

## ક.

કરમ કઠણ ને કાયા સુંવાળી.
કાકા મુઆ ને ફુઇ રંડાયાં.
કોરા વાગા કરકડે ને ઘરની રાંડ ભુખે મરે.
કોઇ સુંઘે, કોઇ ખાય, કોઇ પીએ હુકો, તમાકુનું વ્યસન કરી ઠેર ઠેર થુંકો.
કુતરાંની બાઇબંધીમાં બે પાસેથી દુખ, બીજયે કરડે પગ ને ત્રીઝયે ચાટે મુખ.

## ખ.

ખરચી ખુટી ને યારી તુટી.
ખાવાનું ને ખાવાનું જાય ને વળી :વેહવાઇ રીસાય.
ખોળામાં ખાનું પણ ભુખ વના ભાવે નહીં, ગળાંમાં ગાનુ પણ ઉલટ વના આવે નહીં.
ખંખારી દાંતણ કરે; ને મન રખતું ખાય. દુધે વાળું જે કરે, તે ઘર વૈદ ન જાય.

## ગ.

ગંદાને કડે સારી ને ઉનાને કહે ટાહાડા, ખારાંને કહે મીઠું, એવા લોક આડા.
ગધેડાની પાસે ગાય બાંધે તો ત્રીજે દાહાડે ભુંકવા શીખે.

ગધેડાને લીદે કાંઇ પાપડ થાય ?
ગાઈ ગાઇને મુવા ને વરનું નામ કાંઇ નહીં.
ગાજયા મેઘ વરસે નહીં ને ભસ્યા કુતરા કરડે નહીં.
ગોળ વના મોળો કંસાર, બાયડી વના સુનો સંસાર.

## ચ.

ચાર બેસે ચોટલા તો બારના ભાગે રોટલા.
ચાંચડ, માકર, જુ ને જતી, તેને માર્યાનું પાપ અતી.
ચાકર ચોરે બરકત, ને શેઠ ચોરે હરકત.

## છ.

છાણનો કીડો ઘીમાં મરે.
છાંયાં એટલાં છાપડાં ને નળયાં એટલાં ઘર.

## જ.

જર, જોરૂં ને જમીન, કોઇના થયાં નથી ને થશે પણ નહીં.
જવાન સાસુ મરે નહીં ને વહુનો દહાડો વળે નહીં.
જર ખરચીને જુત્તાં ખાધાં.
જર ચાહેસો કર, બીન જર બકવા મત કર.
જવું જગંનાથજી ને થાકયા થાણેથી.
જાનમાં કોઇ ઓળખે નહીં ને હું તો વરનો કાકો.
જાણ આગળ થૈએ અજાણ ને તત્વ લએ તાણી, તે રાય
આગ મીસાલ તો આપણે થઇએ પાણી.

જાયા ત્યારે નાહયાતા ને જયશું ત્યારે નાહીશું; નાહાવું
 ધોવું પડતું મુકી, હાથપગ ધોઇને ખાઇશું.
જીનકે ગાંવમેં રહીજીયે, ઇનકુ હાજી હાજી કીજીયે, બીલ્લી
 ઊટ લે ગઇ, તો કે હાજી હાજી કીજીએ.
જીત્યાં ખાઇ તો સચ્ચ, લેકીન થી મખ્ખલકી.
જેને પેટે કન્યા તેને પરમેશ્વરે દંડયા.
જોગીને વાહાલાં તુમડાં ને ભોગીને વાહાલો ભોગ; ડાક્ટરને
 વાહાલાં ગુમડાં, ને વૈદને વાહાલો રોગ.

## ત.

ત્રણ બોલાવ્યા તેર આવ્યા, જુઓ હયાંની રીત, બાહેરવાળા
 ખાઈ ગયા ને ઘરનાં ગાએ ગીત.
તાલેવંતના સો સાળા, પણ ગરીબનો બંધેવી કોઇ નહીં.
તીન બોલાયા તેરા આયા, હુઇ અયેસી બાની, સેવક તમારો
 એમ કહે, કે દો દાળમે પાણી.
તરવારો કસ્તી ન કરે, ને કરે તો શેહેતાન નડે.

## દ.

દફગરની દુકાનમાં બીલાડી મુઇ, તો કે ગંધ મળતી ગંધ.
દમ જાય ને ઢોળ વાગે ને લોક જાણે છે વિવાહ, બંધ
 બારણે છાસ પીને ઓટલે કર્યા દિવા.

## ન.

નફટ સસરો ને નિર્લજ વહુ, આવરે સસરા કાહાણી કહું.
નાગાનાં ગામમાં ધોબી વસ્યા, તો કેહે "આવી ફસ્યારે ભાઇ,
 આવી ફસ્યા."

## પ.

પટેલને ઘર વિવાહ ને ઢેડીને ઘર ઢોલ વાગે.
પત્તિવર્ત્તા ભુખે મરે, ને વીછણ ખાય લાડુ; ગાડું ઘેલા
ઘોડે ચઢે, ને મરદ ખેંચે ગાડું.
પાડાનાં પેટમાં દુઃખે ને પખાલીને ડાહામ.
પાંગડો પાણી શીપવા નિકલ્યો ને પંદર જણાં પગ ઝાલે.
પુત્રના લક્ષણ પાળણામાંથી ને વહુના લક્ષણ બારણામાંથી.
પેહેલું સુખ તે જાતે નરા, બીજું સુખ ઘર દીકરા, ત્રીજુ
સુખ ગુણવંતી નાર, ચોથું સુખ કોઠીમાં દાર.
વેહેલું દુઃખ જે બારણે તાર, બીજું દુઃખ પડોસી ચાર,
ત્રીજું દુઃખ જે પુઠે ચાંદું, ચોથું દુઃખ જે બૈરૂં માંદું.
પેઢમાં પુમડું પાણી નહીં, ને મેરા નામ દરીઆખાં.
પેમલી જણે ને પેમલો સુવાવડ ખાય.
પોતાનું નાક કાપીને સામાને અપસુકન કર્યા.

## ફ.

ફુઇને મુછો આવી તો કાકો કાં ન કેહેવાય.

## બ.

બાર વ બાવો બોલ્યો કે "તેરા નખોદ જાઇયો."
બુઢો પરણે બાળકી, અભણ બેસે રાજ; બોજ ઉપાડે બળદીયા
સૌ પરને કાજ.

## મ.

મરજો મા ને જીવજો માસી, માની પેહેલાં થજો માસીની છમાસી.
મણમાં આઠ પાંચશેરીની ભુલ.

માય મરે સખીયા, મખમલની તળાઇ ને સુતળીના ખખીયા.

મારી પડોસણ ચાવલ છડે, ને મારે હાથ ફફોળા પડે.

મોટે ઘર મોટી વાત, ને અર્ધા રોટલીપર આખી રાત.

માંકડ મુછો ને માજરો, જેને હૈયે નવ હોય વાળ; તેના
 સુકન જોઇને ચાલ્યે, તો નિશ્ચે ખુટે કાળ.

## ર.

રાત અંધારી ને મગ કાળા, ન ઓળખાય સસરા કે ન
 ઓળખાય સાળા.

રાણી જાયો કડછી હલાવે, ને લોંડી જાયો હુકમ ચલાવે.

## લ.

લાલભાઇની લાકડી, ને જીવાભાઇનો જુતો, બાજીરાવની
 બિહિકથી બેસ કેહેતાં સુતો.

## સ.

સોનું, રૂપું વાળ્યું વળે, ને લોઢું વળે તાપે, સમાણસ
 સમજાવ્યું વળે, ને કમાણસ તો લાતે.

